પ્રાપ્તિસ્થાન :—

સારાભાઈ મણિલાલ નવાબ
નાગજીભૂદરની પોળ, અમદાવાદ

તથા

શ્રી મેઘરાજ પુસ્તક ભંડાર
ગોડીજીની ચાલ, પાયધુની, મુંબઈ—૩

મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રી. પ્રેસ
ઘીકાંટા રોડ :: અમદાવાદ

પ્રકાશક :
શ્રીયુત્ કુંવરજી હીરજી છેડા
મુ. નલિયા. (કચ્છ)



સાહિત્યપ્રેમી મુનીમહારાજશ્રી વલ્લભવિજયજી

પક પ્રિન્ટરી • અમદાવાદ

## સમર્પણ

સાહિત્યપ્રેમી મુનિમહારાજ

શ્રીવલ્લભવિજયજીને

# શ્રીહીરકલશ જૈન જ્યોતિષ

## વિષયાનુક્રમ

# પ્રસ્તાવના

પ્રસ્તુત ગ્રંથ **હીરકલશ** તેના કર્તા મુનિશ્રી હીરકલશના નામથી હીરકલશ નામે રજુ કરવામાં આવે છે. આમ કરવામાં આશય એ છે, કે ગ્રંથનું ગ્રંથકારે પોતે આપેલું નામ અમારા જાણવામાં નથી ગ્રંથની અંતરંગ બહીરંગ પરીક્ષા કરતાં **જોતિષહીર** નામ ઉપજાવી શકાય છે ખરૂં, પણ શ્રી હીરવિજયજી મહારાજની કૃતિ જોઇશહીરના નામે ઉપલબ્ધ થતી હોઈ ભ્રમ ઉત્પન્ન થવાની પણ શકયતા રહે છે. તેથી જેમ સંસ્કૃત સાહિત્યમાં પરિપાટી છે, તેમ આ ગ્રંથ પણ ગ્રંથકારના નામથીજ **હીરકલશ** નામે પ્રસિદ્ધ કરવામાં આવે છે. સંસ્કૃત સાહિત્યમાં માઘ કવિના શિશુપાલવધને "માઘ કાવ્ય" તેમજ ભટ્ટી કવિના કાવ્યને "ભટ્ટીકાવ્ય" તરીકેજ પ્રસિદ્ધિ મળેલી છે, તેમ આ ગ્રંથને પણ હીરકલશ નામથીજ પ્રસિદ્ધિ મળેલી હતી, અને અહીં પણ તેને કાયમ રાખી **હીરકલશ** નામે જ ગ્રંથનું પ્રકાશન કરવામાં આવ્યું છે.

## ગ્રંથકાર

આ ગ્રંથ જુની ગુજરાતી ભાષામાં દૂહાઓમાં તેના કર્તાએ લખ્યો છે. અને તેમાં ગ્રથકારનું કવિત્વ સ્ફૂટ થાય છે. ઘણી વખત સંસ્કૃત શ્લોકોમાં પણ જ્યોતિષિક હકીકત રજુ કરવા જતાં ક્લિષ્ટતા આવી જાય છે. જ્યારે અહીં ગ્રંથકારે કુશળતા બતાવી ક્લિષ્ટતાને દૂર જ રાખી છે, અને કવિના નામને સાર્થક કર્યું છે.

આમ તો ગ્રંથકાર જુની ગુજરાતી ભાષાના કવિ તરીકે પ્રસિદ્ધ છે જ, તેમની કૃતિઓ પણ તેમને કવિ તરીકે સાબીત કરી શકે છે. આ ગ્રંથ જોવાથી આ હકીકત વધુ સ્પષ્ટ થશે.

પ્રસ્તુત ગ્રંથના કર્તા મુનિશ્રી હીરકલશ મહારાજ છે તેઓએ આ ગ્રંથમાં પોતાનું નામ ઠેરઠેર મૂકેલું છે. તેઓ પોતે જ્યોતિષી હોવાનું ગૌરવ ધરાવતા હતા. કારણકે જ્યારે ત્યારે તેઓએ "બોલ્યા **જોતિષહીર**" એમ પોતાની જ્યોતિષી તરીકે ગર્વપૂર્વક રજુઆત કરી છે.

આ ગ્રંથમાં તેમની ઓળખાણ સંબંધી બીજું કશું મળતું નથી. કારણ ગ્રંથ અધૂરો (નહીં જેવો ભાગ રહી ગયો છે. કદાચ ગ્રંથાલંકાર માત્રજ બાકી છે.) છે. પરંતુ તેમના બીજા ગ્રંથોમાં તેમણે પોતાની પૂરી ઓળખાણ આપી છે. ત્યાં તેઓ લખે છે કે:—

(ઢાલ ધન્નારી ચઉપઈરી છેહિલી)

શાસનનાયક વીર જિણેસર, પૂજો જઈ નિતુ ચંદન કેસરિ,
તસ પટિ સોહમ વંસિ,
ગુણ વરણઉં બહુ કંઈ ન જાણઉં શાષા વયગ કુમરની જાણું,
ખરતરગછિ પ્રશંસિ.
શ્રી જિણમાણિક્યસૂરિ ગુરૂપાટ, નામ જપતાં હુઈ ગહગાટ,
શ્રી જિણચંદ સૂરિંદ
જસુ નામિઇ સવિ વાદી ભાજઈ કેસરિની પરિ ગુહિરૂ ગાજઈ,
રાજઈ મુણિવર વૃંદ
શ્રી સાગરચંદ્રસૂરિ આચારિજ જીએ કીયા મોટા જગી કારિજ,
જિણિ ઉથાપિ કુશીલ
થાપિઉં શીલવંત ગછનાયક એ છઈ મહીપતિ મોટાં વાયક,
પાઈ નમઈ જસુ લીલ.
મહિમરાજ વાચક તસુ શીશ પાટિ તાસુ વલિ વાણારીસ,
દયાસાગર તસુ નામ
તાસુ સીસ પદવી વાણારી ન્યાનમંદિર ગુરૂ મહા વિચારી,
પુહવી સારી મામ
મહીયલિ તાસ પાટિ વિખાય ગુરૂશ્રી દેવતિલક ઉવઝાય,
તાસુ સીસ સુખદાય
હર્ષપ્રભુ નામઇં મુનિરાય, હીરકલશ તસ સીસ કહાય.
પામી સુગુરૂ પસાય
સંવત સોલહસઈ ચઉવીસ માહી પૂનિમ બુધ સારીસ,
પુષ્પ નક્ષત્રઇં લેહ.

દેશ સવાલક્ષ નયરી જેહ ધર્મ્મ તણુઉ જિહાં વાધ્યુ નેહ,
તિહાં કીઇ ચઉપય એહ.
ઇતિશ્રી સમક્તિ કૌમદિ ચરીય મઇં સંષેપઇં એ ઉદ્ધરિય,
વિસ્તરિ ગુરૂમુષિ વાણિ.
ભણુઈ ગુણુઈ જે સુણુઈં અહોનિશિ, ઘરિ બઈઠાં તસુથાઇ સવિવસિ,
રિદ્ધિ વૃદ્ધિ કલ્યાંણ.

—સમ્યક્ત્વકૌમુદી રાસ

ઢાલ ઇકવીસાની

શ્રી ખરતરે ગણુહર ગુરૂ ગોયમ સમઉ નિતિ ઉદીરે
જિણુચંદ સૂરિ પયનમો
તસુ ગચ્છઈ રે સંપ્રતિ પાઠક ગુણુનિલઈ વડગાદી રે
શ્રી વિજયરાજ વસુધા તિલઉ.

૭૬.

વસુધા તિલઉ તસ સીસ બોલઈ સંઘનઈ આગ્રહ કરી
દિસઈ સવાલિખ મે(હે)ડ નયરા સદા જય આણુંદ ભરી
સંવત **સોલેસે છત્રીસઇ** બીજ આસો વદિ કથા
તિહ કહિય **સિંહાસણુ બત્રીસી હીરકલસ** સુણી યથા
ઈણી ચરિત્તેરે દૂહા ગાહા ચઉપઈ સહુ અંકેરે બાવીસ સઇં
કંઈ અધિકઉ ઉછઉ જે ભાસિઉ અલી, તે સદગુરૂ પાએ
નમિ ષાંમઉ વલી.

—સિંહાસણુ બત્રીસી

સોલહસૈ સત્તોતર વાસ કર્ણપુરી નયરી ઉલ્હાસ
જેઠિ પુનિમ ને બુધવારે શ્રી સંવેગિ જોગ અવતાર.
ખરતર ગચ્છ સુવિહત સિણુગાર શ્રી જિનચંદ્રસૂરિ ગણુધાર
વાદીગંજન સિંઘ અપાર જેહનિ કોઈ તસ્યો થૈકાર
ગુરૂશ્રી **દેવાતલક** ઉવઝાય **હરખપ્રભુ** તસુ સીસ કહવાય
તિણુ સદગુરૂનો આયસ લહી **હીરકલશ** એ ચોપઈ કહી.

—કુમતિવિધ્વંસ ચોપઈ

## ગ્રંથકારનો સમય અને ગુરૂપરંપરા

અર્થાત્ તેઓ સત્તરમી સદીના આરંભમાં થએલા ખરતર ગચ્છના જૈન સાધુ હતા, અને તેમનો લેખનકાલ સંવત ૧૬૦૭ થી શરૂ થઈ સંવત ૧૬૪૩ સુધી પહોંચે છે. તેમની ગુરૂ પરંપરા નીચે મુજબ છે.

ખરતરગચ્છના શ્રી જિનમાણિકસૂરિની પાટે

જિનચંદ્રસૂરિ—ગચ્છનાયક

સાગરચંદ્રસૂરિ—આચાર્ય

માહિમરાજ—વાચક

દયાસાગર— „

જ્ઞાનમંદિર—વાચક

દેવતિલક—ઉપાધ્યાય

હર્ષપ્રભુ—ગણિ

હીરકલશ—મુનિ

આ ગ્રંથકારના હાલમાં જેટલા ગ્રંથો જાણવા મળે છે, તેમનાં નામ અને રચનાકાલ નીચે મુજબ છે.

| રચના સંવત્ | | ગ્રંથનામ | રચના સ્થલ |
|---|---|---|---|
| ૧ | સંવત્ ૧૬૦૭ | કુમતિ વિધ્વંસ ચોપાઈ | કર્ણપુરી(હાલનું નાગોર) |
| ૨ | „ ૧૬૧૩ | આરાધના ચોપાઈ | |
| ૩ | „ ૧૬૧૬ | નાતરાં સંબંધી સજઝાય | |
| ૪ | „ ૧૬૧૮ | મુનિપતિ ચરિત્ર ચોપાઈ—વીકાનેર | (બીકાનેર) |
| ૫ | „ ૧૬૨૨ | સ્વપ્ન સજઝાય | રાજલદેસર |
| ૬ | „ ૧૬૨૪ | સમ્યક્ત્વ કૌમુદી રાસ સવાલખ દેશ | (મેવાડ) |
| ૭ | „ ૧૬૩૨ | જંબૂ ચોપાઈ— | વાસડે નગર |
| ૮ | „ ૧૬૩૬ | સિંહાસન બત્રીસી—સવાલાખ દેશ | (મેડતા) |
| ૯ | „ ૧૬૪૩ | જીભ દાંત—સંવાદ | વીકાનેર |

શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈના "જૈન ગુર્જર કવિઓ" ના આધારે ઉપર પ્રમાણે ગ્રંથકારના બીજા ગ્રંથો તથા સાહિત્ય પ્રવૃત્તિનો ખ્યાલ મળી શકે છે. ગ્રંથકારનું લેખનકાર્ય લગભગ

છત્રીસ વર્ષ પર્યંત ચાલ્યું છે. અને તેમનો તે સમયનો વિહાર લગભગ મારવાડની દક્ષિણ સરહદ, મેવાડ તથા બીકાનેર પર્યંત હોય તેમ ઠરે છે. તેમના ગ્રંથોમાં તેમણે જણાવેલાં ગ્રંથપૂર્તિ સમયનાં સ્થળો (ગ્રંથકારે તે તે ગામના સંઘને ઉપદેશવા ગ્રંથો રચ્યા હોય તેવો ખ્યાલ ઊભો થાય છે અને ગ્રંથાલંકારમાંથી તેને પુષ્ટિ-જનક ઉલ્લેખ પણ મળે છે) આ હકીકતની સાબિતી આપે છે. તેમજ આગળ ગાણિતિક પદ્ધતિથી સાબિત પણ કરવામાં આવ્યું છે.

આમ તેમના સાધુજીવનની હકીકત મળી આવે છે. પરંતુ તેમના પૂર્વાશ્રમનું કંઈ પણ જાણવા મળતું નથી.

શ્રીયુત દેશાઈએ પોતાના ગ્રંથમાં પ્રસ્તુત ગ્રંથને જ્યોતિષ-સાર તરીકે દર્શાવ્યો છે, અને તે હીંદી દુહામાં છે, તેમ જણાવ્યું છે.

## જોઈશહીર અને જ્યોતિષસાર

જોઈશહીર નામથી જે ગ્રંથની ગણના કરવામાં આવે છે, તેને જ જ્યોતિષસાર પણ કહેવામાં આવે છે. આ એક ૨૮૭ ગાથાનું પ્રાકૃત પ્રકરણ છે. પ્રાચીન જ્યોતિષ ગ્રંથોમાં કેટલીક જગ્યાએ જ્યોતિઃસાર નામથી પ્રમાણ તરીકેના ઉદ્ધરણો માલુમ પડે છે. તે ઉપરોક્ત જ્યોતિઃસારથી બીજાજ કોઈ ગ્રંથનાં છે, અને સંસ્કૃતમાં હોય છે જ્યારે ઉપરોક્ત પ્રકરણ પ્રાકૃત છે એટલે પ્રસિદ્ધ ગ્રહલાઘવકાર ગણેશદૈવજ્ઞના પિતા અને કેશવી પદ્ધતિના પ્રણેતા કેશવદૈવજ્ઞે શકે ૧૪૨૦ માં લખેલા મુહૂર્તતત્ત્વ ઈત્યાદિની ગણેશદૈવજ્ઞ આદિની ટીકામાં ઉધ્ધૃત થએલ જ્યોતિઃસાર જુદીજ કૃતિ છે.

પ્રસ્તુતગ્રંથને જો જોઇશહીર કહીએ તો તે ચાલે તેમ છે, અને તેમ કરવામાં આપણને ગ્રંથકારનાજ શબ્દો ઉપયોગી થાય છે. પરંતુ ત્યાંનો સંદર્ભ જોતાં "જ્યોતિષી હીર બોલ્યા" એ શબ્દાર્થ સાચો છે. એટલે તેને ગ્રંથનું નામ ઠરાવી દેવું ઉચિત નથી. જ્યારે ગ્રંથમાં આરંભે કે અંતે (અંત તો છેજ નહિ.) ક્યાંય જ્યોતિષસાર એમ પણ નામ જડતું નથી એટલે શ્રીયુત મોહનલાલ દ. દેશાઈએ તેનું જ્યોતિષસાર નામ શાથી આપ્યું?

તે સમજાતું નથી. કદાચ કોઈ પોથી ઉપર તેનું તેવું નામ લખેલું હશે, અને તેથી તેમણે તેમ કલ્પ્યું હોય તો બનવા જોગ છે. શ્રીયુત દેશાઈએ ગ્રંથરચનાકાલ જણાવ્યો નથી.

આ ગ્રંથ તેના કર્તાએ સંવત ૧૬૩૩ માં લખ્યો છે. આને માટે અમારી પાસે બહીરંગ પ્રમાણ નથી, પણ અંતરંગ પ્રમાણ છે. જો ગ્રંથની પુષ્પિકા હોત તો ગ્રંથની સમાપ્તિ ક્યારે થઈ તે જરૂર મળત. પણ કમભાગ્યે અમારી પાસે તે અંશ નથી. એટલે અમારે ગ્રંથમાંથીજ શોધી કાઢવાનું રહ્યું છે.

## ગ્રંથરચના સમય

જ્યોતિઃશાસ્ત્રની ગણિતશાખાના ગ્રંથમાં કર્તા ગ્રંથરચનાનો કાળ પોતાની મેળેજ દર્શાવે છે. તેના ગણિતનો આરંભ કરતાં તેને તે દર્શાવવો પડે છે. જો આમ ન હોય તો કોઇ પણ જગ્યાએ ઉદાહરણ કે બીજી પ્રક્રિયા અથવા પોતાની વિશેષ યુક્તિ બતાવતાં તેનો વર્તમાનકાળ સંવત શક તે આડકતરી રીતે બતાવી જાય છે પ્રસ્તુત ગ્રંથ ગણિતની શાખાનો નથી, મુહૂર્તનો છે. છતાં પ્રસંગવશાત્ આ ગ્રંથના વિષયમાં પણ તેવુંજ બન્યું છે.

ગ્રંથકાર સાતમા પ્રકરણમાં ગાથા ૯૨૦ માં અધિક માસનું જ્ઞાન કરાવતાં લખે છે કે:—

સંવત્ માંહેથી ટાલી જૈ સોલેસો તેત્રીસ
શેષને ભાગ ઉગણીસનો વધતો ધરો મુજગીસ ૯૨૦
બિહું વધે આસુ વધે પંચે શ્રાવણ દાખ
તેરે ભાદ્રવ ચૈત્ર ત્રિહુ ઇગ્યારે વૈશાખ ૯૨૧
આઠે પુરે જેઠ બે સોલે વધે આસાઢ
અધિક માસ તો **હીર** એ બોલ્યા જ્યોતિષ ગાઢ ૯૨૨

અહીં સંવતમાંથી ૧૬૩૩ બાદ કરી શેષને ઓગણીસથી ભાગ દેવાનું કહ્યું છે તેનું કારણ જ્યોતિષશાસ્ત્રના જ્ઞાતાઓ જાણે છે કે દર ઓગણીસ વર્ષે પૂર્વે આવેલા અધિક માસ આવે છે. સંવત ૧૬૩૩ માં ગ્રંથકારે ગ્રંથ લખ્યો છે. તે વખતે અધિક માસ આવી ગએલો છે, અને સંવત ૧૬૩૫ માં આશ્વિન અધિક

આવનાર છે. ગ્રંથકારે આ યુક્તિનો ઉપરોક્ત ગાથાઓમાં આશ્રય લીધો છે. એટલે અહીં ગ્રંથકારનો ગ્રંથરચના કાલ સં. ૧૬૩૩ની ઘણીજ નજીકનો છે.

સંવત ૧૬૨૪ માં સમ્યક્ત્વ કૌમુદીરાસ લખ્યા પછી સંવત ૧૬૩૬ માં ગ્રંથકાર સિંહાસન બત્રીસી લખે છે. આ બે મોટા ગ્રંથાના વચ્ચે બાર વર્ષનો ગાળો છે. ગ્રંથકાર જંબૂ ચોપઈ સં. ૧૬૩૨ માં લખે છે. આ ગ્રંથનું પ્રમાણ નાનું માલુમ પડે છે. જ્યારે વચ્ચેના બાર વર્ષના ગાળામાં ગ્રંથકારની સાહિત્ય પ્રવૃત્તિ એકદમ બંધ હોય તેવો ભાસ થાય છે. એટલે તે સમયમાં પ્રસ્તુત ગ્રંથની રચનામાં ધ્યાન આપ્યું હોય તે શકય છે. તેમજ ઉપરોક્ત સં. ૧૬૩૩ ની તદ્દન નજીકની સાલમાં ગ્રંથ પુરો કર્યો હોવો જોઈએ. એટલે સં. ૧૬૩૩ માં ગ્રંથ રચાયો તેમ માનીએ તો તેમાં કંઇ ખોટા જેવું નથી.

## ગ્રંથસ્વરૂપ

ગ્રંથકારે સાત પ્રકરણુમાં આ ગ્રંથ લખ્યો છે. અને જેમ બધા જૈન જ્યોતિષ ગ્રંથકારો વિષયને દ્વાર શબ્દથી ઓળખાવે છે, તેમ આ ગ્રંથકારે પણ કર્યું છે. તેઓ મંગલાચરણ પછી તરતજ લખે છે કેઃ—

તિથિ વાર નક્ષત્ર ગ્રહ રાશિ મુહૂરત જોગ
એ સાતેઇં દ્વારિઇં જ્યોતિષઈ કહિસું સંક્ષેપઈ લોગ.

આમ કહ્યા પછી તરતજ તિથિપ્રકરણ શરૂ કરે છે. અને ત્યારબાદ અનુક્રમે વાર નક્ષત્ર ઈત્યાદિનાં પ્રકરણો કહે છે

## જોગ પ્રકરણની વિશેષતા

જોગ પ્રકરણમાં ગ્રંથકારે વર્ષના યોગાનુયોગ કહ્યા છે. જે બીજા મુહૂર્તના ગ્રંથકારોએ કહ્યા નથી. સામાન્ય રીતે મુહૂર્તસ્કંધ ઉપર ગ્રંથ લખનારાઓ પંચાંગનાં પાંચ અંગો તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણની ચર્ચા કર્યા બાદ તિથિવાર અને નક્ષત્રના મિશ્રણથી થતા વિશિષ્ઠ યોગો ઉપર કહે છે. આ યોગો સિદ્ધિ-યોગાદિના નામથી ઓળખાય છે, અને ત્યારબાદ ગર્ભાધાનથી

લઇ સમાવર્તન સુધીના સોળ સંસ્કારોનાં મુહૂર્ત કહે છે, અને તેમાં વિવાહ સંસ્કાર ઉપર ઘણોજ વિસ્તાર કરે છે. ત્યાર બાદ યાત્રા (પ્રયાણ) અને વાસ્તુ (ગૃહારંભથી ગ્રહપ્રવેશ) પ્રકરણ કહી ગ્રંથની સમાપ્તિ કરે છે. પરંતુ સંહિતાસ્કંધમાં આવતા ગ્રહચાર તેમજ ઉદયાસ્તાદિથી થતા ફલ સબંધી કશુ કહેતા નથી. જ્યારે આ ગ્રંથકારે તેને માટે એક આખું પ્રકરણ રોકયું છે, અને ૨૩૮ ગાથાઓ કહી છે. અને તેમાં પણ સામાન્ય રીતે વર્ષના યોગાનુયોગ સૂચવતા **મેઘમાલા, કલ્પલતા** ઇત્યાદિ સ્વતંત્ર ગ્રંથો કરતાં પણ વિશેષતા છે આ પ્રકરણ ૨૩૮ ગાથાઓમાં પુરૂં ન થતાં મોટું હશે એમ અમારૂં માનવું છે. અને **શ્રીમેઘવિજય** ઉપાધ્યાયના **મેઘમહોદય** (વર્ષપ્રબોધ) ની માફક સ્વતંત્ર ગ્રંથ જેવું હશે.

અમને જેટલો ભાગ મળ્યો છે, તેટલાથીજ અમો તેને ઇતર વર્ષના યોગાનુયોગ દર્શાવતા મેઘમાલાદિ ગ્રંથો કરતાં વિશેષ માનીએ છીએ. અને જે હકીકતો તે ગ્રંથકારો નથી આપી શક્યા તે આ ગ્રંથકારે આપી પોતાની કુશળતા દર્શાવી છે.

## ગ્રંથકારની કુશળતા

ગ્રંથકારે આ પ્રકરણમાં એક પંચાંગ ઉપરથી બીજું પંચાંગ બનાવવાની રીતિ, અધિક માસમાં જૈન અને જૈનેતર માન્યતાનો ભેદ, દિનમાન, રાત્રિમાનનું આનયન, લગ્નસાધન, રાત્રીએ નક્ષત્ર ઉપરથી (આકાશમાં દેખાતા નક્ષત્રથી) ઇષ્ટકાલ સાધન, દિવસે છાયા ઉપરથી ઇષ્ટકાલ સાધન ઇત્યાદિ વિષયો ચર્ચ્યા છે. જો કે લગ્નસાધન, નવાંશાનયન ઇત્યાદિ બીજા મુહૂર્તિક ગ્રંથકારો વિવાહ પ્રકરણમાં પ્રસંગ આવતાં દર્શાવે છે; તેમ આ ગ્રંથકારે પણ દર્શાવ્યું છે. છતાં અહીં આ પ્રકરણમા જાતકપદ્ધતિ ગ્રંથકારો તેમજ પંચાંગરચનાના ગણિતના ગ્રંથકારોની જેમ પંચાંગાનયન અને ઇષ્ટકાલ સાધન ઉપર જે લખ્યું છે, તે ગ્રંથકારના જ્યોતિષ-શાસ્ત્રના વિશાળ જ્ઞાનને તેમજ કુશળતાને દર્શાવે છે.

## આરંભસિદ્ધિ અને હીરકલશ

જૈન સમુદાયમાં વર્તમાનમાં આરંભસિદ્ધિ ગ્રંથનો સારો પ્રચાર છે આ ગ્રંથની સાથે હીરકલશની સરખામણી રસપ્રદ થઈ પડશે; એમ ધારી અહીં કંઈક તેવો યત્ન કરીશું.

આરંભસિદ્ધિના કર્તા શ્રીમાન્ ઉદયપ્રભદેવસૂરિ આ ગ્રંથકારના પૂર્વગામી છે. શ્રીઉદયપ્રભસૂરિજીએ પાંચ વિમર્શમાં અગીઆર દ્વારમાં પોતાના ગ્રંથની રચના કરી છે. આ ગ્રંથમાં ગ્રંથકારે જૈન સાધુસમાજને ઉપયોગી થવાય તે દૃષ્ટિબિંદુ રાખીને શક્ય તેટલી બધીજ ચર્ચા કરી છે. અને તેમાં શાસક તરીકે પોતે ઉભા રહ્યા છે. તેઓ તો આરંભમાંજ કહે છે:—

> दैवज्ञदीपकलिकां व्यवहारचर्या--
> मारम्भसिद्धिमुदयप्रभदेव एताम् ।
> शास्ति क्रमेण तिथिवारभयोगराशि
> गोचर्यकार्यगमवास्तुविलग्नमिश्रै ॥

અહીં તેઓ શિષ્યોને જ્યોતિષશાસ્ત્ર વિષયક શાસન (ઉપદેશ) કરે છે. અને તેથી शास्ति ક્રિયાપદનો ઉપયોગ કર્યો છે.

અને તેથીજ આગળ જતાં મુહૂર્તો કહેતાં અમુક નક્ષત્રોમાં અમુક કાર્ય કરવું, એમ ન કહેતાં અમુક દિવસે અમુક નક્ષત્રે અમુક કાર્ય ન કરવું એમ શાસન કરે છે. બીજું વળી સાધુઓને અનુપયોગી એવું વિવાહપ્રકરણ તેઓ બહુજ સંક્ષેપમાં કહે છે, જ્યારે દેવમંદિર, આચાર્યાભિષેક ઇત્યાદિક કાર્યો જે સાધુસમાજને અવશ્ય જ્ઞાતવ્ય છે, તેના ઉપર વિસ્તાર કરે છે અર્થાત્ તેમનો ગ્રંથ તેમણે સાધુઓને, પ્રયાણ, પ્રતિષ્ઠા, આચાર્ય—અભિષેક ઇત્યાદિ વ્યવહાર કાર્યોનાં મુહૂર્તોનું જ્ઞાન કરાવવાના હેતુથી લખ્યો છે. તેમનો ગ્રંથ તેઓ જૈન સાધુઓ માટેજ લખે છે, તેમ સ્પષ્ટ દેખાઈ આવે છે ગ્રંથના અંતમાં જતાં પણ તેઓ કહે છે કે:—

> इति वक्तव्यता येयं भूपालस्याभिषेचने ।
> आचार्यस्याभिषेकेऽपि सा सर्वाण्यनुवर्तते ॥

હીરકલશમાં તેમ નથી. ઈતર જૈનેતર ગ્રંથકારોની માફક તેમણે અમુક યોગાનુયોગમાં અમુક કાર્ય કરવું તેમ જણાવ્યું છે. તેમજ જૈન સાધુસમાજને અનુપયોગી મુહૂર્તો (ગર્ભાધાન મદિરાપાન, શસ્ત્રધારણ) પણ તેમણે કહ્યાં છે. એટલુંજ નહિ, પણ વિવાહ પ્રકરણને અધિકૃત કરી વિસ્તાર કર્યો છે.

અર્થાત્ આ ગ્રંથકાર ઉપર આરંભસિદ્ધિની છાપ પડી લાગતી નથી, પણ બીજા જૈનેતર ગ્રંથોના અવગાહનની વિશેષ અસર છે.

અને આથી જે વિષયોનો આરંભસિદ્ધિમાં સમાવેશ નથી, અથવા વિસ્તાર નથી, તે બધું આ ગ્રંથમાં છે. જો કે આરંભ-સિદ્ધિકારે તેમજ તેમના ભાષ્યકારે બનતા સુધી બધાજ વિષયોનો સંનિવેશ કર્યો છે, છતાં વિસ્તાર થઇ શક્યો નથી, એટલે તે ગ્રંથમાં સામાન્ય જનસમુદાયને વિશેષની અપેક્ષા રહી જાય છે. જ્યારે આ ગ્રંથમાં તેમ બનતું નથી.

આરંભસિદ્ધિકારનું પાંડિત્ય હીરકલશકાર કરતાં વિશેષ હોય તે સ્વાભાવિકજ છે, અને તેમનું સ્થાન પણ મોટું છે. તેમનો ગ્રંથ સંસ્કૃતમાં છે. જ્યારે હીરકલશ ગુજરાતીમાં છે, એટલે તેટલા પૂરતી તે બેની સમતુલા તો નજ થઈ શકે પરંતુ હીર-કલશનુ જ્યોતિષશાસ્ત્રવિષયકજ્ઞાન જૈનેતર ગ્રંથોના અવગાહનથી વધેલું અને વિપુલ હતું, એમ કહેવામાં કંઈજ ખોટું નથી.

## ગ્રંથકારના આધારભૂત ગ્રંથો.

ગ્રંથકારે વિષયનો વિમર્શ કરતાં ઈતર ગ્રંથકારોની ચર્ચા બહુજ ઓછી કરી છે કેટલીક જગ્યાએ પાઠાંતર તરીકે અથવા રીત્યંતર તરીકે કહ્યું છે. ત્યાં માલુમ પડે છે કે તે બીજાના મતની ચર્ચા કરે છે, પણ ત્યાં વિવાદશૈલી જોવામાં આવતી નથી તેમજ તે ગ્રંથકારનું નામ પણ આવતું નથી એટલે હીરકલશે કયા કયા ગ્રંથો નજર સમક્ષ રાખી આ ગ્રંથની રચના કરી છે, તે કહેવું દુર્ઘટ થઇ પડ્યું છે છતાં પણ શ્રીપતિભટ્ટ કૃત 'રત્નમાલા' તેની સમક્ષ છે, એમ કહેવામાં જરા પણ ખચકાવા જેવું નથી.

નિશિ પ્રમાણુ ઘડી આધી કરી માંહિ ચઉદશ મેલી
પળો તીસે કવિ કરી ઘડી તે પણુ તેણુ ઈમ ભેલી
બાકી પણુ વીતી ઘડી લાગઈ વાર તી વાર
રત્નમાલ એ હીર કહે જાણી કરો વિચાર.

વાર પ્રકરણુના આરંભમાંજ ગાથા. ૪૬–૪૭ માં ગ્રંથકાર પોતેજ વાર ક્યારે બેસે તે વિષયમાં રત્નમાલાના પ્રકારને અનૂદિત ન કરતાં તદુત્પન્ન સિદ્ધ અંકને ઉપયોગમાં લઈ પોતે જે સ્થાનમાં છે, ત્યાંની વાર પ્રવૃત્તિ કહે છે અને "રત્નમાલા" કહે છે, એમ વિધાન કરે છે.

અહીં ગ્રંથકારને રત્નમાલાનું પ્રમાણુ આપવાની જરૂર પડી છે. પોતે ગુજરાતની ઉત્તર સરહદ ઉપર છે એટલે ત્યાં વારપ્રવૃત્તિ ક્યારે થાય તે ગણિતથી ઠરાવી નિષ્પન્ન અંક કહે છે, એટલે જે અંકનિષ્પત્તિ થઇ તે કેવી રીતે આવી તેને માટે તેમને રત્નમાલાનો હવાલો આપવો પડ્યો છે, અહીં આરંભસિદ્ધિકાર કરતાં પણુ ગ્રંથકાર પોતાની વિશેષ જ્યોતિષિક કુશલતાનો પરિચય આપે છે.

શ્રીપતિનો પ્રકાર નીચે મુજબ છે:—

वारप्रवृत्तिं मुनयो वदन्ति सूर्योदयाद्रावणराजधान्याम् ।
ऊर्ध्वं तथाधोऽप्यपरत्र तस्माच्चरार्धदेशान्तरनाडिकाभिः ।
चरार्धदेशान्तरयोर्वियोगो योगोऽथ पानीयपलैश्च सम्यक्
सूर्योदयादूर्ध्वमृणे धनेऽधो वारप्रवृत्तिं मुनयो वदन्ति ॥

અર્થાત લંકા (વિષુવવૃત્તનો પ્રદેશ) માં સૂર્યોદય થાય, ત્યાંથી વારપ્રવૃત્તિ થાય, (વાર બેસે) એમ મુનિયો કહે છે, અને તેથી પોતાના ઈષ્ટસ્થલનાં ચરાર્ધ તથા દેશાન્તરઘટિકાના યોગાન્તર તુલ્ય પલોએ સૂર્યોદયથી પહેલાં અથવા પછી પોતાના ઇષ્ટ સ્થાનમાં વાર પ્રવૃત્તિ થાય છે.

ચરસાધન કરવામાં સૂર્ય સ્પષ્ટિકરણુ તેમજ સ્વદેશીય પલભા ઉપરથી ચરખંડાદિ જ્ઞાન કરવું જરૂરી છે. અને ત્યાર બાદ ચર

આવે. આમ ચરસાધન કરવામાં ગણિતનો આશ્રય લેવો પડે છે. તેથી તેને બાજુ ઉપર મૂકી ગ્રંથકારે પોતાના સ્થાનમાં મેષારંભે (સાયન) એટલે કે શૂન્ય ચરપલ વખતે માત્ર જે દેશાંતર સંસ્કાર રહે તેને લઈ તેટલી પળો પછી પોતાના સ્થાનમાં લંકાના સૂર્યોદય પછી સૂર્યોદય થનાર હોઈ પોતાના ત્યાંના સૂર્યોદય પહેલાં લંકામાં સૂર્યોદયે વાર પ્રવૃત્તિ થએલી હોઈ ત્યાંથી વાર પ્રવૃત્તિ બતાવી છે.

ગ્રંથકાર કહે છે કે રાત્રિમાનના અર્ધમાં ૧૪॥ ઘડી ઉમેરો એટલે વારપ્રવૃત્તિ થશે.

હવે સાયનમેષારંભે સર્વત્ર ૩૦ ઘડીનો દિવસ અને ૩૦ ઘડીની રાત્રિ હોય છે. તે દિવસે સર્વત્ર ચરાભાવ હોય છે. એટલે કેવલ દેશાન્તર તુલ્ય અંતરે લંકાથી પોતાના ઇષ્ટ સ્થાનમાં સૂર્યોદય થાય છે. અને લંકાના સૂર્યોદય વખતેજ ઉજ્જયિનીની મધ્યરેખાના દરેક નગરોમાં સમાન સૂર્યોદય રહે, આથી મધ્યરેખાથી પૂર્વના દેશોમાં પહેલાં અને પશ્ચિમના પ્રદેશમાં પછીથી સૂર્યોદય થાય

મધ્યરેખા અને સ્થાનીયરેખાના અંતરને દેશાન્તર કહે છે, તેમજ મધ્યરેખાના સૂર્યોદયથી વાર પ્રવૃત્તિ થાય છે

જો ઇષ્ટ સ્થાન મધ્યરેખાથી પૂર્વમાં હોય તો સૂર્યોદય થયા પછી વાર પ્રવૃત્તિ થાય, અને પશ્ચિમમાં હોય તો સૂર્યોદય પહેલાં થાય

ત્રીસ ઘડીની રાત્રિ તથા ત્રીસ ઘડીનો દિવસ હોઈ મધ્ય રાત્રિ પછી પંદર ઘડીએ સૂર્યોદય થાય.

પરંતુ ઇષ્ટસ્થાન અને મધ્યરેખામાં સૂર્યોદય આગળ કે પાછળ થનાર હોઈ વારપ્રવૃત્તિ એટલે મધ્યરેખાના સૂર્યોદયમાં અને સ્થાનીય સૂર્યોદયમાં અંતર રહેજ. આ અંતર જેટલું હોય તેટલી પળો પંદરમાં ઓછી વત્તી થાય

અમદાવાદ અને મધ્યરેખા વચ્ચે ૩૨ પલોનું ગણિત સિદ્ધ અંતર છે. એટલે અમદાવાદમાં ૧૪ ઘડી ૨૮ પલે વાર પ્રવૃત્તિ થાય

આપણા ગ્રંથકાર ૧૪ ઘડી ૩૦ પલે મધ્યરાત્રિ પછી વાર

પ્રવૃત્તિ થાય તેમ બતાવે છે, માટે તેઓ અમદાવાદના રેખાંશની બહુજ નજીકના પૂર્વ તરફના રેખાંશનો આશ્રય લે છે.

ગ્રંથકારના ઇતરગ્રંથોની રચનાનાં સ્થાનો જોતાં તેઓ તે સ્થાનના પ્રદેશનો જ ઉલ્લેખ કરી રહ્યા છે, એમ સ્હેજે સમજાય તેમ છે.

આમ ગાણિતિક કુશળતા દર્શાવી પોતે જે પ્રકારથી આ અંક-નિષ્પત્તિ કરી શકયા છે, તે દર્શાવી દે છે. અર્થાત્ ગ્રંથકારે શ્રીપતિ ભટ્ટની "રત્નમાલા" નો આશ્રય લીધો છે, અને તેનું સારૂં અવગાહન કર્યું છે, તે સ્પષ્ટ થાય છે. અને પ્રસ્તુત ગ્રંથ રચવામાં તેનો ઉપયોગ કર્યો છે, એ નિર્વિવાદ છે

વાર પ્રવૃત્તિના સંબંધમાં આવુજ પ્રસિદ્ધ મુહૂર્તદીપકકાર મહાદેવ ભટ્ટે પણ કર્યું છે. મહાદેવભટ્ટ ભૂજ ( કચ્છ ) માં સંવત ૧૭૧૮ ની લગભગ થઈ ગયા છે. તેઓ કહે છે કે:—

राज्यर्धं युतं सपादमनुयुक् वारप्रवृत्ति ततो
होरा सार्धघटीद्वयादिनपतेः षष्ठस्य षष्ठस्तथा ॥

અહીં તેઓ રાત્ર્યર્ધમાં સવાચૌદ ઘડી ઉમેરવાનું કહે છે. અર્થાત્ તેઓ મધ્યરેખાથી ૪૫ પળ જેટલા અંતરે પશ્ચિમમાં છે. ભૂજની રેખાન્તર પલ ગણિતસિદ્ધ ૪૫ છે અર્થાત્ તેઓ ભૂજમાં હતા તે સાબીત થઈ શકે છે.

## મૂળ ગ્રંથ.

આ ગ્રંથ કેવડો મોટો છે, તેનું વાસ્તવિક પ્રમાણ અમારી પાસે નથી, પરંતુ અમને જે મળ્યું છે, તે ઉપરથી ગ્રંથ લગભગ ૧૦૦૦ દૂહા ( અથવા ગાથા ) માં લખાએલો છે. અહીં અમે ૯૬૦ ગાથાઓ લીધી છે, અને ત્યાંથી પછી થોડામાંજ સમાપ્તિ થઇ હશે એમ અનુમાન થાય છે. કારણ ગ્રંથકારને કહેવાનું લગભગ બધુંજ ૯૬૦ ગાથામાં આવી જાય છે. નજીવો ભાગ રહી જાય છે. જે ગ્રંથાલંકાર પહેલાં ૨૦–૨૨ ગાથામાં સમાઈ જાય

તેમ છે અને ત્યાર બાદ ૨૦ જેટલી ગાથાઓમાં ગ્રંથાલંકાર માનીએ તો ૧૦૦૦ ગાથાનો ગ્રંથ સ્હેજે થઈ જાય છે.

## પ્રતશોધન અને ગાથાસંગ્રહ.

આ ગ્રંથની પ્રતો ત્રૂટક મળે છે જૈનગુર્જરકવિઓના કર્તાને પણ અધુરી પ્રતો મળી છે. ભાઈ **ગોરધનદાસે** ઘણી મહેનતે જુદાં જુદાં સ્થળોના પરિભ્રમણને અંતે ૯૬૦ ગાથાઓનો સંગ્રહ કરી આપ્યો છે તેમને જે સામગ્રી મળી તે ઉપરથી તેઓ નોંધતા ગયા છે. તેમજ પાઠાંતર પણ આપતા ગયા છે, અને અમુક પ્રતમાં આ છે, અને અમુકમાં નથી તેવી નોંધો પણ કરી છે. તેમની નોંધોમાંથી મહારાજશ્રી **જસવિજયજી**ની પ્રત, **ડભોઈ**ની આચાર્ય વિજયજંબુસૂરિજીના ભંડારની પ્રત અને બાકીની **પાટણ**ની પ્રતોનો તેઓએ ઉલ્લેખ કર્યો છે, અને તેમણે જે રીતે ગાથાઓ (જે સ્વરૂપમાં) લખી આપી તે સ્વરૂપમાંજ અહીં રજુ કરવામાં આવી છે એટલે ભાષાશાસ્ત્રીઓની દૃષ્ટિએ આ ભાષા વિક્રમની સત્તરમી સદીના પ્રારંભકાળની ભાષા છે કે કેમ તે વિચારવાનું રહે છે. પરંતુ તેમાં **ગોરધનદાસ**ને કંઈ દોષારોપણ જેવું રહેતું નથી તેમણે તો સંગ્રહ માત્ર કર્યો તે જ ધન્યવાદ પાત્ર છે

## ગોરધનદાસનું કાર્ય અને ટીકા.

ભાઇશ્રી **ગોરધનદાસે** ઘણી મહેનતથી આ કાર્ય કર્યું છે. તે તો આ ગ્રંથના પ્રકાશક ભાઈ **સારાભાઇ નવાબના** મોંઢેથી મુનિરાજશ્રી **પુણ્યવિજયજી**એ જે કહેલું તે સાંભળ્યું ત્યારે ખાત્રી થઇ કે લગભગ દશ વર્ષ પર્યંત તેઓએ સંગ્રહ કરવાની પાછળ મહેનત કરી છે

તેમણે આટલુંજ કરી રહેવા દીધું નથી. પરંતુ ત્યાર બાદ તેઓએ ગાથાઓના અર્થ સમજી તે ઉપર ટીકા લખવાનું કામ કર્યું છે તેઓએ યથામતિ ટીકા લખી છે. ટીકામાં તેઓએ ગ્રંથકારની ગાથાઓને **જ્યોતિર્મયૂખ, જ્યોતિઃસાર, સહદેવના** ગ્રંથમાંથી કવિતો ઈત્યાદિ દ્વારા પુષ્ટિ આપી છે. તેમજ **પ્રધાન**

મુહૂર્તના ઉપાંગમાં આવતાં મુહૂર્તો માટે શ્લોકો ટાંક્યા છે. ચક્રો બનાવ્યાં છે. તેમજ સાધુઓ, યતિઓ વગેરેને પૂછપરછ કરી ગ્રંથના વિષયનું ચર્ચા દ્વારા વિસ્ફોટન કર્યું છે. તેમની આ મહેનત ઉલ્લેખનીય છે. ગ્રંથની પૂર્તિ થવા માટે આવશ્યક બધુંજ કરવા તેમણે મહેનત કરી છે. મુખ્યત્વે તેમણે તેમની પ્રાંતીય પ્રણાલિકાનો તથા મેવાડ આદિ પ્રાંતોના જૈન જૈનેતર સમાજમાં ઉપયોગમાં લેવાતાં મુહૂર્તાદિ માટે સારો પ્રકાશ પાડયો છે. અને લૌકીક શબ્દો કે જે વિદ્વાન જ્યોતિષીઓની પણ જાણ બહારના હોય છે, તે બધાનો આમાં સારામાં સારી રીતે સમાવેશ કરી એક ઉપકારક કાર્ય કર્યું છે.

## મારી વાત.

ભાઈશ્રી **ગોરધનદાસે** પચીસ પ્રકરણોમાં આ ગ્રંથને વહેંચી નાખી પોતાની ટીકા સાથે મોટા થોકડા રૂપે તૈયાર કર્યો અને તે તેવા સ્વરૂપમાં શ્રી **સારાભાઈ નવાબને** છાપવા આપ્યો.

શ્રીયુત **નવાબે** તેની પ્રેસકોપી કરવા માંડી અને તેની પ્રસ્તાવના લખવાનું મને સોંપ્યું. સમગ્ર વસ્તુને જોઈ જતાં પ્રથમ દૃષ્ટિએજ મને લાગ્યું કે ભાઈ **ગોરધનદાસના** હાથે આ ગ્રંથના અંગ–પ્રત્યંગનો ગ્લાનિજનક વિચ્છેદ થઈ ગયો છે.

અને આથી તેનું પુનઃ સંપાદન કરવા શ્રીયુત **સારાભાઈને** કહેતાં તેમણે તે કાર્ય મનેજ સોંપ્યું, અને તેથી મેં વિષય વિમર્શનથી પ્રકરણ વાર ગાથાઓનું સંકલન કર્યું અને તે ક્રમે **ગોરધનદાસની** ટીકામાંથી છ પ્રકરણ સુધીની ટીકા ઉપયોગમાં લઈ ગાથાવાર યોજી દીધી છે. આમ કરવામાં મારે ઘણી છૂટ લેવી પડી છે. અને કેટલીક જગ્યાએ તો તેમની મતલબ માત્ર ધ્યાનમાં લઇ મેં પોતેજ ટીકા લખી દીધી છે

આમ હોવા છતાં કેટલીક જગ્યાએ **ગોરધનદાસની** ટીકા ગાથાઓના અર્થને સ્પષ્ટ ન કરતી હોઇ મેં ભાવાર્થ પણ લખ્યો છે. તેમજ ટીપ્પણીમાં ટીકામાં દર્શાવેલા શ્લોકોનું સ્પષ્ટિકરણ કર્યું

છે. અને વિસંવાદી વિષયો ઉપર નિશ્ચયાત્મક ટીપ્પણીઓ કરી છે.

ગ્રંથકારની ગ્રંથારંભની બીજી ગાથાને ખ્યાલમાં રાખી તે મુજબ સાત પ્રકરણોની મેંજ યોજના કરી છે, અને વિવાહ, યાત્રા, વાસ્તુ ઇત્યાદિને મુહૂર્ત પ્રકરણમાં અવાંતર પ્રકરણ તરીકે યોજ્યાં છે.

સાતમા જોગપ્રકરણ ઉપર **ગોરધનદાસ**ની ટીકા નિરર્થક લાગવાથી તે છોડી દઈ મેં પોતેજ વિવેચન કર્યું છે.

આમ આ ગ્રંથ બને તેટલો શુદ્ધ, સ્પષ્ટ અને સુંદર બનાવવા પ્રયત્ન કર્યો છે. મને કેટલી સફળતા મળી છે, તે તો સંપાદન-કલાના વિદ્વાનો અને આ વિષય (જ્યોતિષ) ના નિષ્ણાતો નક્કી કરશે.

આ ગ્રંથનો ઉપયોગ કરનારા વર્ગને થોડી ઘણી પણ સહાય થાય, તેમજ ગ્રંથકારની કૃતિનું અંગવિચ્છેદન ન થતાં તે સર્વાંગ સુંદર રહે એટલીજ મેં અભિલાષા રાખી છે, અને ભગવાનની કૃપાથી તેમ બન્યું છે, એમ મારૂં માનવું છે પછી તો તેની ઇચ્છા !

માગશર વદ ૭ શનિવાર
સંવત ૨૦૦૪
મણિયાશાની ખડકી, ખાડીઆ
અમદાવાદ

**હિમ્મતરામ મહાશંકર જાની.**

ॐ ह्रीँ श्रीँ पार्श्वनाथाय नमः

# શ્રી હીરકલશ

## તિથિપ્રકરણ ૧

સહગુરુ સામિ શ્રી સરસતિ સુમરી સુવચનસાર
જોઇશના દૂહા કહીશ બાલબોધ હિતકાર ૧
તિથિ વાર નક્ષત્ર ગ્રહ રાશિ મુહૂરત જોગ
એ [1]સાતે દ્વારેણુઇ જ્યોતિષઇ કહિસું સંક્ષેપઇ ભોગ ૨

જ્યોતિષશાસ્ત્રના નામથી જે શાસ્ત્રનું દ્યોતન થાય છે, તે શાસ્ત્રના ત્રણ મુખ્ય અને બીજા ઘણા અવાન્તર ભેદ છે. ત્રણ મુખ્ય વિભાગો (૧) સિદ્ધાન્ત (૨) સંહિતા અને (૩) હોરા એ નામે ઓળખાય છે. આ વિભાગોને સ્કંધ કહેવામાં આવે છે. અને એટલા માટે ત્રિસ્કંધ જ્યોતિષશાસ્ત્ર એમ કહેવાનો રીવાજ છે.

જે ગ્રંથને લઇ આ વિવરણ લખાય છે, તે સંહિતા સ્કંધના મુહૂર્ત વિભાગનો ગ્રંથ છે. અને સામાન્ય રીતે જ્યોતિષશાસ્ત્રનું પ્રથમ પગથીયું આ મુહૂર્તસ્કંધ છે, જેથી તેનો આરંભ સામાન્ય પરિભાષાથી લઇ કરવામાં આવે છે.

સંપૂર્ણ જ્યોતિષશાસ્ત્રના એક ઉદાહરણ રૂપે પંચાંગ નામથી એક પુસ્તક જ્યોતિષીઓ તરફથી દરવર્ષે બહાર પડે છે. આ પંચાંગમાં માસ, પક્ષ, વાર, નક્ષત્ર, યોગ, કરણ ઇત્યાદિ તેમજ અમુક અમુક દિવસોના પ્રાતઃકાલિક અથવા મિશ્રમાન કાલિક સ્પષ્ટ ગ્રહો, ગ્રહોનાં રાશિ પરિવર્તન, વક્ર, ઉદય, અસ્તના સમય, સૂર્ય-ચંદ્રનાં ગ્રહણ ઇત્યાદિનું સ્પષ્ટિકરણ કરેલું હોય છે.

પંચાંગ એટલે પાંચ અંગ તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ મુખ્ય પાંચ અંગોને લઇ તેને પંચાંગ કહે છે. કેટલીક

---

૧ સાતઇણુ

વખત તેને ટીપણું એમ પણ કહે છે. ટીપણું કહેવામાં ટીપ કરવી અર્થાત નોંધ કરવી, એ સામાન્ય શબ્દાર્થ ઉપરથી તિથિવાર ઈત્યાદિની જેમાં નોંધ હોય તે ટીપણું એમ રૂઢ થઈ ગયું છે. હાલમાં બીજી નોંધોને ટીપણું કહેતા નથી, ખાલી ટીપ્પણુ કહે છે. પરંતુ પંચાંગનો ટીપણું શબ્દ રૂઢ થઈ ગયો છે.

પ્રથમના સમયમાં (તેમજ હાલમાં પણ મારવાડ ઈત્યાદિ કેટલાક પ્રદેશોમાં) જોશીઓ હાથે લખેલાં ટીપણાં વાપરતા. પરંતુ હાલમાં તે છપાએલાં મળે છે. હાથે લખતા ત્યારે પ્રાચીન પદ્ધતિ પ્રમાણે એક કાગળને બીજો ચોઢી મોટું ઓળીયુ કરતા. પરંતુ હાલમાં છાપખાનાની સવડને લઈ ચોપડીના આકારમાં પંચાંગો છપાય છે. છતાં કેટલાક વિભાગોમાં હજી પણ હાથે લખેલાં પંચાંગોને વધુ માનની દૃષ્ટિએ જુએ છે. આ રીવાજ જૈન યતિઓમાં દેલવાડા (મેવાડ) વગેરે ગામોમાં હજુ ચાલુ છે.

પંચાંગનાં પાંચ અંગોનું એક બીજા સાથે મિશ્રણ થવાથી કેટલાક વિશિષ્ટ યોગો બને છે, અને તે ઉપરથી અમુક નિયમો મુજબ વિશિષ્ટ દિવસ નિશ્ચિત કાર્ય માટે શોધી કાઢે છે, તેને મુહૂર્ત કહે છે. માન્યતા એવી છે કે આ પ્રમાણે જે જુદા જુદા યોગો છે; તે યોગોમાં જુદાં જુદાં કાર્યો કરવાથી લાભ અથવા નુકશાન થાય છે.

આ પાંચે અંગો કઈ કઈ દિશામાં પોતાનો અધિકાર ધરાવે છે, તેની સમજુતી આપતાં સહદેવ જોશી કહે છે કે:—

વાર વાયવ્યે તિથિ ઉત્તરે, નક્ષત્ર દક્ષિણે જાણ;
યોગ આવે પૂરવ થકી, કરણ આકાશ વખાણ.
સહદેવ જોશી ઇમ કહે, એક પંચાંગ પ્રમાણ. ૧

વારનું મહત્વ વાયવ્ય ખૂણામાં, તિથિનું ઉત્તર પૂર્વમાં, નક્ષત્રનું દક્ષિણ પશ્ચિમમાં, યોગનું પૂર્વાદિ ચારે દિશાઓમાં, અને

કરણનું આકાશ માર્ગે સર્વ દિશાઓમાં પ્રબલતાપણું હોવું જોઈએ.

**એક વર્ષના બાર મહીના-માસ હોય છે. કાર્તિક આદિ મહીનાઓનાં નામ-**

(૧) કાર્તિક, કાતિ, કત્તિ અને કારતક. (૨) માર્ગશીર, મિગસર, માર્ગ, મૃગશીર્ષ અને માગશર. (૩) પૌષ, પુસ અને પોસ. (૪) માઘ, રુહા અને માહ. (૫) ફાલ્ગુણ, ફગ્ગુણ અને ફાગણ. (૬) ચઈતર, ચેત, ચેત્ર અને ચૈત્ર. (૭) વેસાખ, વઈસાખ અને વૈશાખ. (૮) જ્યેષ્ટ, જ્યેષ્ઠ, જીઠ્ઠ અને જેઠ. (૯) અસાડ, આસાઢ, આખાઢ અને આસાડ. (૧૦) સરાવણ અને શ્રાવણ. (૧૧) ભાદ્રવો, ભાદ્રપદ અને ભાદરવો. (૧૨) આશ્વિન, અશ્વિન, આસોજ, આસુ અને આસો. એમ જુદા જુદા પ્રાંતોમાં નામના ઉચ્ચાર કરે છે.

**બાર માસનાં સંસ્કૃત અને દેશી પર્યાય વાચક નામ.**

(૧) ચૈત્ર=ચેત, ચૈત્રિક અને મધુ. (૨) વૈશાખ=માધવ, રાધ અને વૈસાખ. (૩) જ્યેષ્ઠ=જેઠ, શુક્ર અને તપન. (૪) આષાઢ=શુચિ, અસાઢ અને અહાડ. (૫) શ્રાવણ=નભ, શ્રાવણિક, સાવન. (૬) ભાદ્રપદ=પોષ્ઠપદ, ભાદ્ર, ભાદોં, ભાદવ અને નભસ્ય. (૭) આશ્વિન=ઇષ, અશ્વયુજ, કવાર અને કુંઆર. (૮) કાર્તિક=કાર્ત્તિકિક, બાહુલ, કાતિક અને ઊર્જ. (૯) માર્ગશીર્ષ=મગશિર, મિગસિર, અગ્રહણ, અગહન, માર્ગ, આગ્રહાયનિક, સહસ અને નાસારી. (૧૦) પૌષ=સહસ્ય, પૂસ અને તૈષ. (૧૧) માઘ=તપ, માહ. (૧૨) ફાલ્ગુન=ફાલ્ગુનિક અને તપસ્ય. જ્યોતિષસાર નામના ગ્રંથના આધારે દરેક માસનાં તથા તે તે માસના સૂર્યનાં નામો-

| ગુજરાતી નામ | સંસ્કૃત નામ | સૂર્યનાં નામ |
|---|---|---|
| ચૈત્ર | મધુઃ | વેદાંગ |
| વૈશાખ | માધવઃ | ભાનુ |
| જેઠ | શુક્રઃ | ઈંદ્ર |

| | | |
|---|---|---|
| આષાઢ | શુચિ: | રવિ |
| શ્રાવણ | નભ: | ગભસ્તિ |
| ભાદરવો | નભસ્ય: | યમ |
| આસો | ઈષ: | સુવર્ણરેતા–હિરણ્યરેતા. |
| કાર્ત્તિક | ઉર્જ: | દિવાકર |
| માગશર | સહ: | મિત્ર |
| પોષ | સહસ્ય: | વિષ્ણુ |
| માઘ | તપ: | અરૂણ |
| ફાગણ | તપસ્ય: | સૂર્ય* |

## પક્ષ

દરેક માસમાં બે પક્ષ હોય છે. શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ. શુક્લપક્ષ એટલે અજવાળીયું, અને કૃષ્ણપક્ષ એટલે અંધારીયું પખવાડીયું. સામાન્ય રીતે પખવાડીયાના પંદર દિવસ ગણાય છે. પરંતુ તિથિના વધવા તથા ઘટવાથી કેટલીક વખત ચૌદ અથવા સોલ દિવસનું પણ પખવાડીયું હોય છે, અને કોઇક વખતે તેર દિવસનું પખવાડીયું હોય છે, અને જે વર્ષમાં તેર દિવસનું પખવાડીયું હોય છે તે વર્ષ ભયંકર ગણાય છે.×

* ત્રૈલોક્ય પ્રકાશમાં (હેમપ્રભસૂરિકૃત) દરેક મહીનાના અધિપતિ ગ્રહો બતાવ્યા છે. જેમકે આષાઢનો સૂર્ય, શ્રાવણનો શુક્ર, ભાદરવાનો ચંદ્ર, આસો તથા કાર્તિકનો બુધ, માગશર અને પોષનો ગુરુ, મહા તથા ફાગણનો શનિ, ચૈત્ર તથા વૈશાખનો અધિપતિ રાહુ છે, તેમજ જેઠનો અધિપતિ મંગળ થાય છે.

હિમ્મતરામ.

× પખવાડીયામાં બે તિથિ ઘટે તો તેર દિવસનું પખવાડીયું થાય. જ્યારે સૂર્યની ગતિ ધીમી અને ચંદ્રની ગતિ વધારે હોય ત્યારે આમ બને છે, અને આવું કોઇકજ વખત બનતું હોવાથી મહાભારતમાં અનિષ્ટસૂચક બનાવો ગણાવતાં ભિષ્મજીએ તેર દિવસના પક્ષને પણ અનિષ્ટસૂચક ગણાવ્યું છે. જ્યોતિષમાં તે વિશ્વઘસ્ર નામથી પ્રખ્યાત છે. અને તેને શુભ કાર્યોમાં વર્જ્ય માન્યું છે સંહિતા જ્યોતિષમાં તેર દિવસના પક્ષને દુર્ભિક્ષકારક ગણાવેલું છે, તેથી તેને ભયંકર માનવામાં આવે છે. પણ તેનો અર્થ પ્રલયંકર ભયંકર અથવા અતિઉત્પાતકારક એવો થતો નથી. —હિમ્મતરામ.

અજવાળીયા પખવાડીયામાં ચંદ્ર સંધ્યાકાળથીજ દેખાય છે, અને ચૌદશ તથા પૂનમ સિવાય પાછલી રાતે કે સવાર પડતાં દેખાતો નથી; જ્યારે અંધારીઆ પખવાડીયામાં સંધ્યાકાળે ચંદ્ર આકાશમાં દેખાતો નથી, પરંતુ સવારમાં પશ્ચિમ દિશામાં તથા મધ્ય આકાશમાં કે પૂર્વ દિશામાં દેખાય છે; અને તિથિઓ પ્રમાણે આઘો પાછો પણ દેખાય છે. અજવાળીયા પખવાડીયાની છેલ્લી તિથિ પુનમ ગણાય છે, અને અંધારીયા પખવાડીઆની છેલ્લી તિથિ અમાવાસ્યા ગણાય છે.

અત્યારે છાપેલા ટીપણામાં અથવા પંચાંગમાં અમાસની તિથિના બદલે ૩૦ નો આંક છાપવામાં આવે છે, પરંતુ પ્રાચીન દસ્તાવેજો અથવા કાગળો વગેરેમાં અમાસની તિથિના બદલે ०)) આ પ્રમાણે નિશાની કરેલી મળી આવે છે.

પક્ષ એટલે પખવાડીયાનાં પર્યાયવાચક નામો.

કૃષ્ણપક્ષ=વદિ, અસિત, તમ, બહુલ, મેચક, અંધારો અને અંધેરો.

શુકલપક્ષ=સુદિ, બિસદ, વલક્ષ, ધવલ, સિત, શ્વેત, ઉજાઆલા, ઉજ્વલ, ચાંદરણો અને ચાંદણો.+

## તિથિ.

પડવો=એકમ,પ્રતિપદા. બીજ=દ્વિતીયા. ત્રીજ=તૃતીયા. ચોથ=ચતુર્થી. પાંચમ=પંચમી. છઠ=ષષ્ઠી. સાતમ=સપ્તમી આઠમ=અષ્ટમી. નોમ=નવમી. દશમ=દશમી. અગીઆરશ=એકાદશી. બારશ=દ્વાદશી. તેરશ=ત્રયોદશી, વિશ્વ. ચૌદશ=ચતુર્દશી અને ભૂત. પૂનમ=પૂર્ણિમા અને પૌર્ણમાસી. અમાસ=અમાવાસ્યા, અમા, દર્શ.

## વાર.

રવિ=સૂર્ય, સુરજ, ભાનુ, ભાણ, અર્ક, આદિત્ય, દિવાપતિ અને દિનાધિપ.

સોમ=ચંદ્ર, ઈંદુ, શશી, શશીયર અને રાત્રિપતિ.

---

+ ભાઈ ગોવર્ધનદાસે પ્રાંતીય ઉચ્ચારણોને દર્શાવતાં શુદ્ધ અશુદ્ધ સંસ્કૃત ગુજરાતી અપભ્રંશ વગેરે નામોને જુદાં જુદાં નામ તરીકે ગણાવ્યાં છે. —હિમ્મતરામ.

મંગળ=ભૌમ, ભૂમિપુત્ર, ભૂમ, ભૂ, ક્ષિતિજ, ભૂમિજ, સોમિ-પુત્ર, કુજ અને આર.

બુધ=સૌમ્ય, શશિસુત, ચંદ્રપુત્ર અને ચ.

ગુરૂ=દેવપતિ, દેવાધિપતિ, બૃહસ્પતિ, સુરગુરુ, દેવગુરુ, જીવ અને ઈજ્ય.

શુક્ર=શુક્કર, દાનવપતિ, દાનવગુરુ, અસુરગુરુ, કવિ અને કવીશ્વર.

શનિ=મંદ, સૂર્યપુત્ર, પંગુ, શનિશર, છનછર અને શનિશ્વર.

ઉપર પ્રમાણે સાત ગ્રહોનાં જુદાં જુદાં નામ છે. સાત ગ્રહો ઉપરથી સાત વારનાં નામ પડેલાં હોઈ કેટલીક વખત ગ્રહોનાં બીજાં નામોથી પણ વારનો ઉલ્લેખ કરાય છે. જેમકે:-

રવિવાર=ઈતવાર, આઈતવાર ઈત્યાદિ સૂર્યવાચી સઘળાં નામ, આ સિવાય સૂર્યનાં ૬-૧૨ ને હજાર નામો સ્તોત્રો, કવચો અને સ્તુતિઓમાં મળી આવે છે.

સોમવાર=ચંદરવાર, ચંદ્રવાર વગેરે, ચંદ્રનાં ૨૮ નામો છે.

મંગલવાર=અંગારક, લોહિતાંગ ઈત્યાદિ મંગલવાચી નામો, સ્તોત્રમાં ૨૧ નામો છે.

બુધવાર=ચંદ્રસુત, ચંદ્રજ, જારજ, રૌહિણેય, વિદ્દ, વિદિચ વગેરે. સ્તોત્રમાં ૨૫ નામો છે.

ગુરૂવાર=બૃહસ્પતિ, આંગિરસ, સુરાચાર્ય, ગીષ્પતિ, ધિષણ, વાચસ્પતિ. સ્તોત્રમાં ૨૫ નામો છે.

શુક્રવાર=કાવ્ય, દૈત્યગુરુ, દૈત્યપતિ, ઉશના, ભાર્ગવ, દૈત્યરાજ, આદિદેવ, ગુરુચિત્ર, શિખંડિન્, ઇજ્ય, સ્તોત્રમાં ૨૧ નામો છે.

શનિવાર=મંદચાલ, છાયાસુત, સૌરિ, રવિનંદન, આર્કિ, મંદગ્રહ, સ્તોત્રમાં ૧૦ નામો છે.

આ પ્રમાણે સાત વારનાં જુદાં જુદાં નામો છે,

## નવગ્રહ.

નવગ્રહ પૈકી ૧ રવિ. ૨ સોમ, ૩ મંગળ, ૪ બુધ, ૫ ગુરૂ,

૬ શુક્ર અને ૭ શનિ. આ સાત ગ્રહોનાં જુદાં જુદાં નામો ઉપર વારમાં આવી ગયા છે. બાકીના બીજા બે ગ્રહોનાં નામો આ પ્રમાણે છે.

રાહુ=શિખી. સિંહિકાસુત, અર્ધકાય. રાહુનાં ૨૫ નામો છે.

કેતુ=મહાવીર્ય, ચંદ્રાદિત્યવિમર્દન, સિંહિકાગર્ભ. કેતુનાં પણ ૨૫ નામો છે.

## ગ્રહોની શુભ અને પાપસંજ્ઞા.

આ નવગ્રહો પૈકી સોમ, બુધ, ગુરૂ અને શુક્ર એ ચાર ગ્રહો સૌમ્ય (શુભ) ગણાય છે, અને રવિ, મંગલ અને શનિ એ ત્રણ ગ્રહો ક્રૂર (અશુભ) ગણાય છે; છતાં સીમંતાદિના મુહૂર્તમાં રવિ-મંગળ મંગલકારી ગણાય છે. રાહુ અને કેતુ આ બંને ગ્રહો પાપ ગ્રહો કહેવાય છે.

## નક્ષત્ર

## બધાં મળી ૨૭ નક્ષત્રો છે અને તેમનાં નામો નીચે મુજબ છે.

અશ્વિનિ ૧, ભરણી ૨, કૃતિકા ૩, રોહિણી ૪, મૃગશીર્ષ ૫, આર્દ્રા ૬, પુનર્વસુ ૭ પુષ્ય ૮ આશ્લેષા ૯ મઘા ૧૦ પૂર્વાફાલ્ગુની (પૂ. ફા) ૧૧ ઉત્તરાફાલ્ગુની (ઉ. ફા) ૧૨ હસ્ત ૧૩ ચિત્રા ૧૪ સ્વાતિ ૧૫ વિશાખા ૧૬ અનુરાધા ૧૭ જ્યેષ્ઠા ૧૮ મૂળ ૧૯ પૂર્વાષાઢા (પૂ. ષા) ૨૦ ઉત્તરાષાઢા (ઉ. ષા) ૨૧ શ્રવણ ૨૨ ધનિષ્ઠા ૨૩ શતભિષા ૨૪ પૂર્વાભાદ્રપદ (પૂ. ભા) ૨૫, ઉત્તરાભાદ્રપદ (ઉ. ભા) ૨૬ તથા રેવતિ ૨૭.

ઘણે ઠેકાણે અભિજીત=અભિચિત્ અને અભિચ નામનું નક્ષત્ર પણ ગણતાં ૨૮ નક્ષત્રોની ગણતરી હોય છે, અને આ નક્ષત્ર ૨૮ નક્ષત્રો પૈકીનું ૨૨ મું નક્ષત્ર છે.

## અભિજીત્ નક્ષત્રની સમજણ.

બધાં નક્ષત્રો ૬૦ ઘડીનાં હોય છે, પરંતુ જ્યારે અભિજીત નક્ષત્ર ગણવું હોય ત્યારે ઉત્તરાષાઢાનો ચોથો પાયો (એટલે ૪૬ થી ૬૦ ઘડીનો ચોથો પાયો) એટલે ઉત્તરાષાઢાની છેલ્લી ૧૫

ઘડી અને શ્રવણની પહેલી ચાર ઘડીઓ મળી કુલ ૧૯ ઘડીઓનું અભિજીત નક્ષત્ર ગણાય છે* આ પ્રમાણે ઉત્તરાષાઢા ૪૫ ઘડીનું અને શ્રવણ ૫૬ ઘડીનું ગણાય છે અને બાકીનાં બીજાં બધાં નક્ષત્રો ૬૦ ઘડીનાં ગણાય છે. દરેક નક્ષત્રનાં ૪ ચરણ=પાદ=પાયા હોય છે. ૬૦ ઘડીવાળાં દરેક નક્ષત્રોના દરેક પાયાની ૧૫ ઘડીઓ ગણાય છે, પરંતુ ૨૧ મા ઉત્તરાષાઢાની ૪૫ ઘડીઓ જ બાકી રહેવાથી આ નક્ષત્રના દરેક પાયામાં ૧૧ ઘડી અને ૧૫ પલો ગણાય છે. બાવીસમા શ્રવણ નક્ષત્રની ૫૬ ઘડીના હિસાબે ૧૪ ઘડીનો એક પાયો ગણાય છે. (કેટલીક વખત ૧૩ ઘડી અને ૪૫ પલનો એક પાયો ગણાય છે.) આ બંને નક્ષત્રોની વચમાં આવેલા અભિજીત નક્ષત્રની કુલ ૧૯ ઘડીઓના ચાર પાયા તેમાં એક પાયામાં ૪ ઘડી અને ૪૫ પલ ગણાય છે. (પાઠાંતરે ૨૦ ઘડીના હિસાબે પાંચ ઘડી સંપૂર્ણનો પાયો ગણાય છે.)

આ ગણતરી અવકહડા ચક્રમાં તથા જન્મેલા બાળકનું નામ પાડવામાં તથા જ્યાં ૨૮ નક્ષત્રો લેવાતાં હોય, અને તેની રાશિઓ કરવી હોય, તથા ઘડી પલોનાં મુહૂર્તો કાઢવાં હોય, ત્યારે ઉપયોગમાં લેવાય છે.

જ્યારે અભિજીત નક્ષત્રને ગણતરીમાં લેવું હોય, ત્યારે શ્રવણ નક્ષત્રની સંખ્યા ૨૩ મી ગણવી અને તે પછીનાં ૪ નક્ષત્રોનાં નામોમાં પણ એકએક સંખ્યા વધારવાથી કુલ ૨૮ નક્ષત્રો થાય છે. અભિજીત નક્ષત્ર અશ્વિનીથી ૨૨ મું થાય છે, અને તેને ઉત્તરાષાઢા પછી અને શ્રવણના પહેલાં ગણવાનું છે.

### યોગ.

યોગ સત્તાવીશ છે. તેમનાં નામ અનુક્રમે વિષ્કુંભ, પ્રીતિ, આયુષ્યમાન્, સૌભાગ્ય, શોભન, અતિગંડ, સુકર્મા, ધૃતિ, શૂલ,

---

* પાઠાંતરે શ્રવણની પહેલી પાંચ ઘડીઓ મળી કુલ ૨૦ ઘડીનું અભિજીત નક્ષત્ર ગણાય છે, પરંતુ બહુમત ૧૯ ઘડીનો હોવાથી, ટીકાકારે પણ ૧૯ ઘડીનું જ અભિજીત નક્ષત્ર ગણત્રીમાં લીધેલું છે.

—સારાભાઈ નવાબ.

ગંડ, વૃદ્ધિ, ધ્રુવ, વ્યાઘાત, હર્ષણ, વજ્ર, સિદ્ધિ, વ્યતિપાત, વરીયાન્, પરિઘ, શિવ, સિદ્ધ, સાધ્ય, શુભ, શુક્લ, બ્રહ્મ, એન્દ્ર અને વૈધૃતિ એમ છે.

તિથિ, નક્ષત્રો તથા યોગો એ દરેક સાઠ સાઠ ઘડીનાં ગણાય છે. પરંતુ તેમની વૃદ્ધિ અને હ્રાસ થાય છે. અર્થાત્ તે કેટલીક વખત સાઠથી વધારે અને ઓછા પણ હોય છે. તિથિ ઘણું ખરૂં વૃદ્ધિ પામી પાંસઠ ઘડીની અને હ્રાસ પામી ચોપન ઘડીની થાય છે. (આ નિયમમાં હવે અપવાદ છે) અને નક્ષત્ર તથા યોગોનું હ્રાસ-વૃદ્ધિનું પ્રમાણ તેનાથી પણ વધારે છે. જ્યારે સાઠ ઘડી કરતાં તિથ્યાદિ વધે છે, ત્યારે વૃદ્ધિ તિથિ, વૃદ્ધિ નક્ષત્ર યા વૃદ્ધિ યોગ આવે છે, અને ઘટે છે, ત્યારે તેને ક્ષયતિથિ ઇત્યાદિ કહે છે. પંચાંગમાં કેટલીક વખત તિથિ બે વખત લખેલી હોય છે, ત્યાં બીજી વખત લખાએલી તિથિ વૃદ્ધિ થવાથી લખેલી હોય છે. આવીજ રીતે જે સાઠ ઘડીથી ઓછી હોય છે, તે ક્ષય પામેલી હોઈ લખાએલી નથી હોતી. યોગ તથા નક્ષત્રનું પણ એમજ સમજી લેવાનું છે.

## કરણ.

કરણ એટલે તિથિનું અર્ધ, સામાન્ય રીતે તિથિનું અર્ધ એટલે ત્રીસ ઘડીનું કરણ થાય. પચાંગમાં સૂર્યોદય વખતે જે તિથ્યાદિ હોય તે લખાય છે. આથી કરણોનો ક્રમ એકાંતરે આવે છે. શુક્લ અને કૃષ્ણ પક્ષના ભેદથી અમુક તિથિના પૂર્વાર્ધમાં કયું અને ઉત્તરાર્ધમાં કયું કરણ આવે તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે.

| શુક્લ પક્ષ | | | | | | કૃષ્ણ પક્ષ | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તિ. | પૂર્વાર્ધ | ઉત્તરાર્ધ | તિ. | પૂર્વાર્ધ | ઉત્તરાર્ધ | તિ | પૂર્વાર્ધ | ઉત્તરાર્ધ | તિ | પૂર્વાર્ધ | ઉત્તરાર્ધ |
| ૧ | કિંસ્તુઘ્ન | બવ | ૯ | બાલવ | કૌલવ | ૧ | બાલવ | કૌલવ | ૯ | તૈતિલ | ગર |
| ૨ | બાલવ | કૌલવ | ૧૦ | તૈતિલ | ગર | ૨ | તૈતિલ | ગર | ૧૦ | વણિજ | વિષ્ટિ |
| ૩ | તૈતિલ | ગર | ૧૧ | વણિજ | વિષ્ટિ | ૩ | વણિજ | વિષ્ટિ | ૧૧ | બવ | બાલવ |
| ૪ | વણિજ | વિષ્ટિ | ૧૨ | બવ | બાલવ | ૪ | બવ | બાલવ | ૧૨ | કૌલવ | તૈતિલ |
| ૫ | બવ | બાલવ | ૧૩ | કૌલવ | તૈતિલ | ૫ | કૌલવ | તૈતિલ | ૧૩ | ગર | વણિજ |
| ૬ | કૌલવ | તૈતિલ | ૧૪ | ગર | વણિજ | ૬ | ગર | વણિજ | ૧૪ | વિષ્ટિ | શકુનિ |
| ૭ | ગર | વણિજ | ૧૫ | વિષ્ટિ | બવ | ૭ | વિષ્ટિ | બવ | ૩૦ | ચતુષ્પદ | નાગ |
| ૮ | વિષ્ટિ | બવ | | | | ૮ | બાલવ | કૌલવ | | | |

ગ્રંથકારે આ પંચાંગનાં મુખ્ય પાંચ અંગો તિથિ, વાર, નક્ષત્ર, યોગ, કરણ ઈત્યાદિ ઉપર વિવેચન કરી સમજુતિ આપી છે. અહીં તેમનું સામાન્ય જ્ઞાન દર્શાવ્યું છે. જેથી સમજવામાં સરળતા પડશે.

તિથિઓની સંજ્ઞા

પડિવા છઠ અગ્યારસી નંદા નામ કહાઈ
બીયા સાતમી બારસી ભદ્રા નામ સુણુંઈ ૩
તૃતીયા અષ્ટમી તેરસી જયા કહાવે નામ
રિક્તા ચોથ ને નવમી ચઉદશ ત્રીજે ઠામ ૪
પાંચમ દશમ પૂર્ણિમા નામે [1]પૂર્ણા [2]પાંચ
યોગ કહિયા હીરે તિહાં જિહાં એ નામ [3]સુસાંચ ૫

તિથિઓની સંજ્ઞાના જે અર્થ થાય છે, તે પ્રમાણે તેમનું ફળ પણ હોય છે. શાસ્ત્રમાં તિથિનું મહત્ત્વ ઘણું બતાવ્યું છે, અને તેની પ્રસંશા કરતાં ત્યાં સુધી કહી દેવામાં આવ્યું છે, કે તિથિ શુદ્ધ હોય તો સર્વ શુદ્ધ જાણવું. જેમકે तिहि सुद्धी सवि सुद्धं भणिया सिवुद्धाइ जोइसियं (જ્યોતિષસાર ગાથા ૧૧) અર્થાત્ તિથિશુદ્ધિનું મહત્ત્વ છે. ગ્રંથકાર સર્વ પ્રથમ તિથિપ્રકરણ કહે છે.

ગ્રંથકારને કહેવાની મતલબ કોષ્ટકો દ્વારા વધુ સ્પષ્ટ સમજાશે.

નંદાદિતિથિ

| | | |
|---|---|---|
| ૧—૬—૧૧ | નંદા | શુભ આનંદકારી |
| ૨—૭—૧૨ | ભદ્રા | કલ્યાણકારી |
| ૩—૮—૧૩ | જયા | વિજયકારી |
| ૪—૯—૧૪ | રિક્તા | શૂન્ય કરનારી |
| ૫—૧૦—૧૫ | પૂર્ણ | પરિપૂર્ણ કરનારી |

૧ પુર્ના ૨ પંચ ૩ સુસચ

## શુદ્ધ તિથિ

રિક્તા છઠ્ઠિ અમાવસી અઠ્ઠમી બારસી દગ્ધ
ગલગ્રહ ક્રૂર ઘટતિ વધતિ[1] તજી અવર તિથિ કહી શુદ્ધ. ૬

રિકતા એટલે ૪–૯–૧૪ તથા છઠ, આઠમ, બારસ, અમાસ દગ્ધસંજ્ઞક તિથિ, ગલગ્રહ તિથિ, ક્રૂર તિથિ તથા ક્ષય અને વૃદ્ધિ તિથિ સિવાયની બીજી તિથિઓ શુદ્ધ ગણાય છે.

### (સૂર્ય) દગ્ધતિથિ

ધન મીન સંક્રાતિ બિહું વહતી લીજે બીજ
[2]વૃષભકુંભ સંક્રાંતિ મહીં ચોથી તિથિ ઇમ બીજ ૭
મેષ કરક છઠ્ઠી નિરખ કન્યા મિથુને અઠ્ઠિ
વૃશ્ચિક સિંહઇ બાણુ[3]વહે દશમી [4]દાખ એકઠ્ઠી ૮
[5]તુલ મકર સૂરજ વસે તજ બારસી નિષેધ
હીર કહે એ દગ્ધાતિથિ મહુરત [6]ઘાત એ વેધ ૯

### (ચંદ્ર) દગ્ધતિથિ

શશીહર દગ્ધા આઠતિથિ કુંભ ધને શશી બીય
મેષ [7]મિથુને ચોથ તિથિ વરજો જાણી સદીય ૧૦
[8]તુલ સિંહે છઠ્ઠી તજી સત્તમિ અલિ સિંહ
મીન [9]મકર કન્નઠ્ઠમી વૃષભ[10] કરક દશમીય ૧૧
તુલ વસહાં ઇગ્યારસી મિથુન ધન્ન અલિ કન્ન
હીર કહઇ તિથિ બારસો જે વરજઇં તે ધન્ન ૧૨

દગ્ધ તિથિના બે ભેદ હોય છે. સૂર્યદગ્ધા અને ચંદ્રદગ્ધા. આમાંથી ચંદ્રદગ્ધાનો ઉલ્લેખ જવલ્લેજ મળે છે. જ્યારે સૂર્યદગ્ધા પ્રસિદ્ધ છે. અને તે વ્યર્જ્ય ગણાય છે. દગ્ધ તિથિ બંને પક્ષની સમજવી

---

૧ વલિય અવરતિથિ શુદ્ધ. ૨ વસહ ૩ અહિ ૪ દાખેકઠી ૫ તુલીમકરૈં સૂરિજ ૬ ઘાતઇ વેધ. ૭ મિથુનકાકા ચઉથી ૮ કુંભ મકર તુલ સિંહ છઠ્ઠી તજી સત્તમિ અલસીય. ૯ કરક ૧૦ વસહ.

## સૂર્યદગ્ધા તિથિ　　ચંદ્રદગ્ધા તિથિ

| તિથિ | સંક્રાંતિ | તિથિ | ચંદ્રની રાશિ |
|---|---|---|---|
| ૨ | ધન — મીન | ૨ | કુંભ — ધન |
| ૪ | વૃષ — કુંભ | ૪ | મેષ — મિથુન |
| ૬ | મેષ — કર્ક | ૬ | તુલા — સિંહ |
| ૮ | કન્યા — મિથુન | ૮ | મીન — મકર |
| ૧૦ | વૃશ્ચિક — સિંહ | ૧૦ | વૃષભ — કર્ક |
| ૧૨ | મકર — તુલા | ૧૨ | કન્યા — વૃશ્ચિક |

હીરકલશકારના મતમાં ચંદ્રદગ્ધા તિથિ આઠ છે. તેઓ સાતમ અને વૃશ્ચિક કે સિંહનો ચંદ્ર હોય તો તેને દગ્ધ ગણે છે. તેમજ તુલા અને વૃષભમાં અગીઆરસ દગ્ધ ગણે છે. વળી આઠમમાં કન્યાનો ચંદ્ર તથા બારસમાં મિથુન અને ધનનો ચંદ્ર પણ ગણે છે. આવું વિધાન બીજા ગ્રંથોમાં મળતું નથી.

### ક્રૂરતિથિ

મેષે રવિ પડિવા તજહુ બીજ વૃસહ સંક્રંતિ
[1]તીજ મિથુન ચઉથિ કરક સિંહ છઠ્ઠી દુઃખદંતિ　૧૩

સત્તમી કન્યા પરિહરે તુલ અઠ્ઠમી પરિહાર
[2]વૃશ્ચિક નવમી ધન ઇગ્યારસી બારસિમકર નિવાર　૧૪

કુંભ તજીઇં તેરસો મીનઇં ચઉદસિ ટાલિ
હીર કહઇં એ ક્રૂર તિથિ વરજઇં મહૂરત કાલ　૧૫

પંચમી દશમી પુન્નમા ચઉ ચઉ ભાગ ક્રમેણ
મેષ થકી દીયો મીન લગી પનર પનર ઘડીએણ　૧૬

૧ નિયમિદૂણાં ૨ અલિ

| સંક્રાન્તિ | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા |
|---|---|---|---|---|---|---|
| તિથિ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૭ |
| પૂર્ણાંના ભાગ | પાંચમ પહેલો | પાંચમ બીજો | પાંચમ ત્રીજો | પાંચમ ચોથો | દશમ પહેલો | દશમ બીજો |

| તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|
| ૮ | ૯ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| દશમ ત્રીજો | દશમ ચોથો | પુનમ પહેલો | પુનમ બીજો | પુનમ ત્રીજો | પુનમ ચોથો |

વૃદ્ધિતિથિ

**એકજ તિથિ ત્રિહું વારને ફરસઇ તે સહુ કજ્જ**
**વરજે તે તિથિ હીર કહિ વધતી તિથિનો કજ્જ ૧૭**

ક્ષયતિથિ

**અવમ કહી જઇ ઘટતી તિથિ જો તિથિ ત્રિહું ઇગવાર**
**ફરસઇ તે તજી હીર કહિ મ કરસિ અવર વિચાર ૧૮**

વાર સાઠ ઘડીનો હોય છે. તેથી જ્યારે તિથિ સાઠ ઘડીથી વધારે હોય ત્યારે તે જો ત્રણ વારને સ્પર્શ કરે તો તેની વૃદ્ધિ સંજ્ઞા જાણવી અને તે શુભ કાર્યમાં ત્યાજ્ય છે.

તેવીજ રીતે એક તિથિ સાઠ ઘડીથી ઓછી થઈ એવી રીતે આવે કે એકજ વારમાં ત્રણ તિથિઓ આવી જાય. ત્યારે વચલી તિથિ કે જે આદિમાં કે અંતમાં સૂર્યોદયનો સ્પર્શ નથી કરતી તે ક્ષય સંજ્ઞક થાય છે. ક્ષયને અવમ પણ કહે છે. આ તિથિ સદા વર્જ્ય ગણાય છે.

ગલગ્રહ તિથિ

ચઉથિ પહિલે પ્રહરલગિ ગલગ્રહ દોષ વિહાય
સત્તમિ અટ્ઠમિ નઈ નવમી ઉભય ઘડી દુખ થાય. ૧૯
તેરસી આદિ ચ્યાર તિથિ આધે વોચઈ જાણુ
એક ઘડી ગલગ્રહ ગ્રહી વરજીજૈ સવિ કામ ૨૦
હીર કહૈ ગલગ્રહે ક્ષૌર ભમણુ વિવાહ
વાણિજ વિદ્યા દીખ વ્રત વરજ્યો શિવ સુખ થાય. ૨૧

ગલગ્રહ તિથિઓમાં શુભકર્મો ન કરવાં એમ જણાવેલું છે. ગલગ્રહ તિથિ કઈ છે, તે સંબંધમાં જણાવેલું છે કે:—

कृष्णपक्षे चतुर्थीति सप्तम्यादिदिनत्रयम् ।
त्रयोदशीचतुष्कं च अष्टावेते गलग्रहाः ॥

અર્થાત-કૃષ્ણપક્ષની ચોથ, બંને પક્ષની સાતમ, આઠમ, નોમ એમ ત્રણ દિવસ તથા બંને પક્ષની તેરસથી ચાર દિવસ એમ આઠ તિથિઓ ગલગ્રહ સંજ્ઞક છે. આ ગલગ્રહ તિથિઓનો વિદ્યારંભ, જનોઇ, ક્ષૌર એ શુભ કાર્યોમાં ત્યાગ કહેલો છે.

ગ્રંથકારે ગલગ્રહમાં અપવાદ જણાવેલો છે. અને અમુક પ્રહર ત્યાગ કરી બાકીની આખો તિથિ શુદ્ધ ગણી છે. ગ્રંથકારના મત મુજબ નીચેના કોષ્ટક પ્રમાણે ગલગ્રહનું ત્યાજ્યપત્ર છે.

| તિથિ | ૪ | ૭ | ૮ | ૯ | ૧૩ | ૧૪ | ૩૦ | ૧ |
|---|---|---|---|---|---|---|---|---|
| ત્યાજ્ય પ્રહર | પ્રથમ પ્રહર પર્યંત | બે ઘડી | " | " | અર્ધી તિથિ | " | " | " |

સામાન્ય રીતે જનોઇ ઇત્યાદિમાં તો સંપૂર્ણ ગલગ્રહ તિથિઓ ત્યાગ કરવાનો રીવાજ છે.

## માસ પરત્વે શૂન્ય તિથિયો

માસ અંને પક્ષની તિથિઓ　　ગલગ્રહ તિથિઓમાં તજવાની ઘડીઓ.

| | |
|---|---|
| ચૈત્ર | ૮–૯ |
| વૈશાખ | ૧૨ |
| જેઠ | શુદ ૧૩ વદ ૧૪ |
| આષાઢ | „ ૭ „ ૬ |
| શ્રાવણ | ૨–૩ |
| ભાદરવો | ૧–૨ |
| આસો | ૧૦–૧૧ |
| કારતક | શુદ ૧૪. વદ ૫ |
| માગશર | ૭–૮ |
| પોષ | ૪–૫ |
| મહા | શુદ ૬ વદ ૫ |
| ફાગણ | શુદ ૩ વદ ૪ |

| સુઃ તિથિ | વઃ તિથિ | પહોર | ઘડી |
|---|---|---|---|
| ૪ | ૪ | ૧ | ૨ |
| ૭ | ૭ | ૧ | ૨ |
| ૮ | ૮ | ૧ | ૨ |
| ૯ | ૯ | ૧ | ૨ |

અજવાળીયા પખવાડીયાની ૧૩, ૧૪ તથા પૂર્ણિમાના અને અંધારીયા પખવાડીયાની એકમના બીજા પહોરની વચલી એક ઘડી એટલે કુલ ચારે દીવસની એકએક ઘડી તજવી જોઈએ.

બારે માસની શૂન્ય (નિષેધ) તિથિઓ ઉપર પ્રમાણે જાણવી. વળી નીચે જણાવેલી તિથિના દિવસે નીચે જણાવેલાં નક્ષત્ર હોય તો તે પણ તજવાં જોઈએ, એટલેકે તે દિવસે તે નક્ષત્રમાં કોઈ પણ શુભ કાર્યની શરૂઆત કરવી નહિ, એમ જ્યોતિષ શાસ્ત્રીઓનો મત છે.

—મુહૂર્ત ચિંતામણિ.

## નિંદ્ય તિથિનક્ષત્રનો યોગ.

આષાઢ વદિ, પોસ સુદી અને માઘ સુદી એકમને ઉત્તરાષાઢા નક્ષત્ર હોય વૈશાખ વદિ, કાર્તિક સુદી અને માગશર સુદી બીજને અનુરાધા નક્ષત્ર હોય. જેઠ વદિ. અસાડ વદિ શ્રાવણ સુદી, તથા વદ, માગશર સુદી, પોષ સુદી, મહા વદ, ફાગણ સુદી તથા વદ ત્રીજને ત્રણે ઉત્તરા નક્ષત્ર હોય. અસાડ સુદી, માગશર વદ અને

પોસ વદ પાંચમને મઘા નક્ષત્ર હોય. ચૈત્ર સુદી, ભાદરવા વદ, આસો વદ અને ફાગણ સુદી છઠને રોહિણી નક્ષત્ર હોય. અસાડ સુદી, પોષ વદ અને શ્રાવણ સુદી સાતમને હસ્ત નક્ષત્ર હોય. જેઠ વદ, માગશર સુદી અને પોષ વદ આઠમે પૂર્વાભાદ્ર પદ નક્ષત્ર હોય. અસાડ વદ, માહ સુદી અને શ્રાવણ વદ નોમને કૃત્તિકા નક્ષત્ર હોય અસાડ વદ, શ્રાવણ વદ, પોષ સુદી અને માહ સુદી અગીયારસને રોહિણી નક્ષત્ર હોય. ચૈત્ર સુદી, શ્રાવણ વદ, ભાદરવા વદ અને ફાગણ સુદી બારસને અશ્લેષા નક્ષત્ર હોય. વૈશાખ સુદી, જેઠ સુદી અને કારતક વદ તેરશને સ્વાતિ નક્ષત્ર હોય. આ તિથિ યુક્ત નક્ષત્રો હોય તો શુભ કાર્યમાં નિંદિત છે. ઉપરનાં તિથિ નક્ષત્રો અમુક માસ, પક્ષમાંજ હોય છે. પરંતુ અધિક માસ ગયો હોય કે આવતો હોય અથવા તિથિ નક્ષત્રનો વધઘટ આગળ પાછળ તથા પાસે પાસે થવાનો સંભવ હોવાથી ઉપરનું સ્પષ્ટીકરણ કર્યું છે.

### પાંચ પર્વ.

કૃષ્ણ પક્ષની આઠમ, ચૌદશ, અમાસ, પૂર્ણિમા અને સૂર્યસંક્રાંતિ બેસે તે દિવસ આ પાંચે દિવસો પુણ્યકારક પર્વણીના હોવાથી એ પણ મુહૂર્તમાં નિંદિત છે.

### સર્વ કાર્યને વિષે શુભાશુભ તિથિ.

શુક્લાંતે પ્રતિપદા શ્રેષ્ઠા,[1] દ્વિતીયા કાર્યસાધિની ।
તૃતીયા ક્ષેમમારોગ્યં, ચતુર્થી કલહાગમમ્ ॥ ૧ ॥
પંચમી ચ શ્રિયો નિત્યં, ષષ્ઠી ચ કલહપ્રિયા ।
અન્નપાન સમાયુક્તા, સપ્તમી સુખદાયિકા ॥ ૨ ॥
અષ્ટમી વ્યાધિ બહુલા, નવમી મરણં ધ્રુવં ।
દશમી ચ જયો નિત્યં, એકાદશી હિરણ્યદા ॥ ૩ ॥
દ્વાદશી પ્રાણ સંદેહો, સર્વ સિદ્ધા ત્રયોદશી ।
શુક્લાવા યદિ વા કૃષ્ણા, વર્જનીયા ચતુર્દશી ॥ ૪ ॥

---

૧ પૂનમ પછીની પડવે ઉત્તમ જાણવી.

પૂર્ણિમા ચ અમાવાસ્યાં, પ્રસ્થાનં નૈવ કારયેત્ ।
અમાવાસ્યા ન ગંતવ્યં, યદિ કાર્ય શતં ભવેત્ ॥ ૫ ॥

## નિષિદ્ધ તિથિઓમાં પરિહાર.

જ્યોતિર્મયૂખ નામના ગ્રંથમાં અશુભ તિથિયોમાં નીચેની ઘડીઓ છોડી દેવાનું જણાવેલું છે. બંને પક્ષની નિષિદ્ધ તિથિઓ ૪–૬–૮–૯–૧૨ અને ૧૪ અંધારીયા પખવાડીયાની તેરસ ચૌદશ, અમાસ અને અજવાળીયા પખવાડીયાની સુદી એકમ સુધી બધી તિથિઓ નિષિદ્ધ તિથિ જાણવી.

ઉપર ગણાવેલી નિષિદ્ધ તિથિઓની અનુક્રમે ૮–૯–૧૪–૨૫–૧૦ અને ૫ ઘડીઓ ત્યાજ્ય છે.

## ગમનાગમનમાં સરખા ફળવાળી તિથિઓ તથા દિશાઓ.

તીયા તેરશી સારિખી, ચૌદશી ચોથી માંહે;
પંચમ્ પૂનમ અમાવસી, ગમનાગમન વિવાહે. ૧

પૂરવ અગનિ એક સમ, નૈરૂત દક્ષણ જાંણ;
પશ્ચિમ વાયવ એક સમ, ઉત્તર સમ ઈશાન. ૨

આ પ્રમાણે તિથિ ગમનાગમન ફલ જાણવું.

### કરણ લાવવાની રીત.

વરતમાન તિથિ કીજે દૂણી કિસનેં સમો સમ શુકલઈ ઉણી
બાકી તિથિ તે સાતે હરણં હીર કહઈ તે શેષે કરણં ૨૨

કિસનપખે ગિણીયઈ કરણં તિથિ બિમણી કરી જાંણ
સાતઈ ભાગ દીજતાં વધતો કરણ વખાંણ ૨૩

કિસન રયણ ચઉદ્દશ શકુન આસવ ચઉપદ નામ
સુદિ પડિવા કિંસ્તુઘ્ન બવ વહૈં સદાએ ભાગ ૨૪

તિથિ બિમણી કરી સેત પખે તેહમાંહિ એક ટાલિ
બાકી સાતે ભાગ દે વધતો કરણ નિહાલિ ૨૫

ચરકરણ

સહુ કરણ ઇગદસ કહ્યાં ચર સત્તઇ થિર ચાર
ઉભય કરણ અહ નિશિ વહઇ તેહનો સુણો વિચાર ૨૬

બવ બાલવ કૌલવ કરણ તૈતલ ગરાં વણિજ
વિષ્ટિ કહી જે સત્તસો એ ચર સદા મુણીજજ ૨૭

કરણ શું છે? તે શરૂઆતમાં કહેવાઈ ગયું છે. અહીં કરણ લાવવાની સામાન્ય રીતિ કહી છે. એક તિથિમાં બે કરણ રહે, માટે શુકલ પક્ષની એકમથી જેટલામી તિથિ હોય તેને બમણી કરી એક બાદ કરી સાતનો ભાગ આપવાથી શેષ રહે તેટલામું શુકલ પક્ષમાં કરણ થાય. વદમાં એક ઓછો કર્યા વગર સાતે ભાગ આપવાથી શેષ રહે તે કરણ થાય છે.

વદ ચૌદશના ઉત્તરાર્ધમાં શકુનિ, અમાસના પૂર્વાર્ધમાં ચતુષ્પદ ઉત્તરાર્ધમાં નાગ અને શુકલપ્રતિપદ્દના પૂર્વાર્ધમાં કિંસ્તુઘ્ન નામનું કરણ રહે છે. આ ચાર કરણ સ્થિર છે. જ્યારે બવ, બાલવ, કૌલવ, તૈતિલ, ગર, વણિજ અને વિષ્ટિ એ ચરકરણ છે.

ચાર સ્થિર અને સાત ચર મળી કુલ અગીઆર કરણ હોય છે.

કરણ પરત્વે કાર્ય

કૃષ્ણ ચતુર્દશી અરધથી શકુનિ ચતુષ્પદ નામ
પડવે દિન કિંસ્તુઘ્ન રહે એ કરણ થિર માન ૨૮

ગેહારંભે બવ કરણ બ્રહ્મ ક્રિયા કરે બાલે
મિત્ર કલત્રાં કૌલવે તૈતલ હય ગય ફાલે ૨૯

ગર કરણે કરસણ કરે વણિજે વાણીજ હોઇ
ભદ્રાએ હણીએ વેરીયાં શકુનિ ઔષધ જોઇ ૩૦

શાંતિ કર્મ ચતુષ્પદ ફલે નાગે સોહાગ કહાઇ
મંગલ કીજે કિંસતુઘને કહે હીર વિગતાઈ ૩૧

ક્યા કામમાં કયું કરણ લઇ શકાશ તે બતાવ્યું છે. ગાથા ૩૦ માં જે "શકુનિ ઔષધ જોઇ" એમ કહ્યું છે, તે ગ્રંથકારનો મત છે. તેમજ ગાથા ૩૧ માં ચતુષ્પદ કરણમાં શાંતિકર્મ, નાગમાં સોહાગ અને કિંસ્તુઘ્નમાં મંગલકર્મ કહ્યાં છે, તે ફક્ત આસો વદ ૧૪ તથા દિવાળી અને બેસતા વર્ષ પુરતાં છે અન્યત્ર ચૌદશ અમાસ આદિ તિથિઓ નિષિદ્ધ હોઈ તેમાંજ શકુનિ આદિ કરણો આવતાં હોઈ શાંતિકર્મ ઈત્યાદિ ન થઇ શકે.

ભદ્રા ક્યારે આવે?

સુદિ આઠમી પૂનિમ ધૂરેહિ ચૌથ અગ્યારસ અંતિ
વદિ સત્તમિ ધુરિ ચૌદશી ત્રીજઈ દશમ ભદ્રંતિ ૩૨

ભદ્રા પરિહાર

રયણી ભદ્રા દિન વહઈ દિન ભદ્રા વહઈ રાત
તે મત વરજે હીર કહઈ કીજઈ સગલી વાત ૩૩

ભદ્રાનાં નામ

ભોમ વાર ભદ્રા વહે પુન્યવતી રવિ જાંણી
શનિવારઈ વિષ્ટિ અવરઈ હીર કહે કલ્યાંણી ૩૪

ભદ્રામાં કાર્ય

વાદ કરણ વૈરી હરણ વૈદ બુલાવણ કાજ
ભય પૂરીયઈ ભૂપતિ મીલણ ભદ્રા લીજઈ સાજ ૩૫

ભદ્રાનો સર્પિણી વૃશ્ચિકી ભેદ

સિત પખે સપ્પિણી જાણીઇ વિંછણીઇ તમ પખ્ખી
પાંચ ઘડી સાપિણી સુખઈ વિંછણી પુંછડી રખ્ખી ૩૬

ભદ્રા વાસ

ભદ્રા ત્રીસ ઘડી સખહીં આઠ ઘડી સુરમાળ
સોળ ઘડી મહીયલ વસૈ ષટ્ ઘટિકા પાતાલ ૩૭
ત્રિભુવને ભદ્રા ફલ રહ્યો સરગઈ ફલ સુખકાર
પાતાલઇં ધન આણહી માનવ ફલ મૃતકાર ૩૮

મેષાં વૃષાં કરકાં મકર જાંઇયાં રાશી ચંદ
તો કલ્યાણી સરગે વહઇ આપૈ અધિક આણંદ ૩૯
કન્યા મિથુન તુલાં ધનાં રાશીયે વસે પિયાલ
કલ્યાણી જાહતી કહે સંપદ કરઇં નિહાલ ૪૦
સિંહ મીન વૃશ્ચિક ઘટાં ચંદ્ર રહ્યો તે રાશી
તો નરક્ષેત્રે કલ્યાંણીયાં જાહતી કરેઇં ઉદાસી ૪૧
ભદ્રાએ જે કામ કરઇં તેહ પ્રમાણ ન થાઇ
વિષ્ટિ મુખેઇ જે કામ હુવઇં તો તે મહા દુઃખદાઇ ૪૨

સાતમું કરણ વિષ્ટિ છે. તેને ભદ્રા પણ કહે છે. અને તેનો આવવાનો ક્રમ નીચે મુજબ છે.

| પક્ષ | શુક્લ | શુક્લ | શુક્લ | શુક્લ | કૃષ્ણ | કૃષ્ણ | કૃષ્ણ | કૃષ્ણ |
|---|---|---|---|---|---|---|---|---|
| તિથિ | ૪ | ૮ | ૧૧ | ૧૫ | ૩ | ૭ | ૧૦ | ૧૪ |
| સમય | રાત્રે | દિવસે | રાત્રે | દિવસે | રાત્રે | દિવસે | રાત્રે | દિવસે |

અહીં રાત્રી તેમજ દિવસનો અર્થ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એવો છે પરંતુ જો તિથિ સૂર્યોદયથી લઈ બીજા સૂર્યોદય પર્યંત હોય તો ભદ્રાનો આગળ જણાવેલો પરિહાર થઈ શકે નહિ, તેમજ તિથિ કંઈ સૂર્યોદયથી જ શરૂ થતી નથી. એટલે રાત્રી દિવસ એમ જે ભેદ પાડેલો છે, તે સાર્થક થાય છે.

જો દિવસની ભદ્રા દિવસે અને રાત્રીની ભદ્રા રાત્રે આવે તો જ તેનો દોષ છે. બાકી દોષ લાગતો નથી.

કરણોના સ્વામી નીચે મુજબ છે.

| બવ | બાલવ | કૌલવ | તૈતિલ | ગર | વણિજ | વિષ્ટિ | શકુનિ | ચતુષ્પદ | નાગ | કિંસ્તુઘ્ન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઈંદ્ર | ઈંદ્ર | રવિ | અર્યમા | પૃથ્વી | લક્ષ્મી | શક્તિ | કલિ | નંદીશ્વર | સર્પ | વાયુ |

વિષ્ટિ વિના ભવાદ્યેષુ કરણેષુ દશષ્વપિ ।
ચતુર્વર્ગાશ્રિતાઃ સર્વાઃ કરણીયાઃ શુભા ક્રિયાઃ ॥ ૧ ॥
દિવા ભદ્રા યદા રાત્રી રાત્રૌભદ્રા દિવા યદિ ।
ન તત્ર ભદ્રા દોષઃસ્યાત્ સર્વ કર્માણિ સાધયેત્ ॥ ૨ ॥
સૌમ્યે સર્વેચ કલ્યાણી શનૌ વિષ્ટિ તથૈવચ ।
રવૌ પુણ્યવતી પ્રોક્તા ભૌમે ભદ્રા પ્રકીર્તિતા ॥ ૩ ॥

ભદ્રાનો ગમનમાં નિષેધ

વિષ્ટ્યાંચ દારૂણે રૌદ્રે યૌવે ગચ્છતિ માનવઃ ।
ગતસ્યાગમનં નાસ્તિ નદી નામિવ સાગરે ॥ ૧ ॥

ભદ્રા કયે ઠેકાણે લેવાથી શ્રેષ્ટ

યુદ્ધે ભૂપતિ દર્શને ભય વને ઘાતેચ પાતે હતે ।
વૈદ્યસ્યાગમને જલ પ્રતરણે શત્રોસ્તથોચ્ચાટને ॥
સિંહોષ્ટ્રે ખરમાહિષૌ ગજમૃગૌ અશ્વેગૃહે પાતને ।
સ્રીસેવા રૂતુ મજ્જનેષુ શકટે ભદ્રા સદા ગૃહ્યતે ॥ ૧ ॥

ભદ્રા પુચ્છ વિચાર

દિવસસ્યાથમે અર્ધે રાત્રૌ અર્ધ દ્વિતીય કે ।
સદા ત્રિંશત્ ઘટી મધ્યે પુચ્છે ત્રિણિ શુભાવહા ॥ ૨ ॥

**જોઈસસારે** ગાથા ૨૦૩-૪ પછી અજવાળીયામાં આદિની ૧ ઘડી અને અંધારીયામાં અંતની ૩ ઘડી તજવી એમ કહ્યું છે. એનું કારણ સાપણી, વિંછણી ભદ્રા હોય છે, તે સમજવું. જેવી રીતે અજવાળીયામાં સર્પણી અને અંધારીયામાં વિંછણી છે, તેવી રીતે દિવસની ભદ્રા સર્પિણી અને રાત્રિની વિંછણી સમજવી.

શુક્લપક્ષે સર્પિણી ભદ્રા અંગ વિભાગ ફલ ચક્રં

| અંગ | મુખ | કંઠ | છાતી | પેટ | કુખ | પુંછ |
|---|---|---|---|---|---|---|
| ફલ | હાનિ | મૃત્યુ | દારિદ્ર | ઉન્મત્તતા | નાશ | જય |
| ઘટિ ત્યાગ | ૫ | ૧ | ૧૧ | ૪ | ૬ | ૩ |

## કૃષ્ણપક્ષે વિંછણી ભદ્રા અંગ વિભાગ ફલ ચક્ર

| અંગ | પુચ્છ | કુખ | પેટ | છાતી | કંઠ | મુખ |
|---|---|---|---|---|---|---|
| ફલ | મૃત્યુ | હાનિ | દરિદ્રતા | ઉન્મત્તતા | નાશ | જય |
| ઘટિત્યાગ | ૫ | ૧ | ૧૧ | ૪ | ૧ | ૩ |

## સંમુખી ભદ્રાનો વિચાર

પુવ્વે ચવદ્દિસિ પઢમં અઠ્ઠમિ અગનેય ણીય પુહરમ્મિ ।
દખ્ખણિ સત્તમિ તિ પુહર પુન્નિમ ને રઇય ચઉપુહરં ॥
અત્થમિણે ચઉત્થી પણુ દસમી સઠ પુહર વાઇ કૂણાએ ।
ઉત્તરિ સગ એગારિસિ તીયા ઇસાણુ અઠ્ઠસયં ॥
કિસિણિ તિયા અગ્ગીહિ સત્તમી નેરઇય દસમિ વાએહિ ।
ઇસાણે ચવદ્દિસિયં ભદ્દા હવઇ કૂણ મુહં ॥
સુકલ ચઉત્થી દખ્ખણિ અઠ્ઠમિ પચ્છિમિ ઇગારસી ઉત્તરે ।
પુન્નિમ પુવ્વદિસેહિ હવએ ભદ્દા મુહં તિજયં ॥

—જ્યોતિષસાર ગાથા ૨૦૯–૨૧૨

ગ્રંથાન્તરમાં:—

કૃષ્ણપક્ષે તૃતીયાયાં મુખમાગ્નેય ગોચરે ।
સપ્તમ્યાં નૈરૃતે વિદ્યાત્ દશમો વાયવ્ય ગોચરે ॥ ૧ ॥
ચતુર્દશ્યાં ભવેત્તસ્યાં મુખં ઈશાન મેવ ચ ।
ચતુર્થ્યાં શુકલપક્ષેતુ વિષ્ટિવકત્રંતુ દક્ષિણે ॥ ૨ ॥
અષ્ટમ્યાં પશ્ચિમે વિદ્યાત્ એકાદશ્યાં તથોત્તરે ।
પૂર્ણિમા પૂર્વતો જ્ઞેયા વિષ્ટિ મુખંતુ વર્જયેત્ ॥ ૩ ॥
કૃષ્ણ તૃતીયા પશ્ચિમાર્ધે પૂર્વાર્ધે ચ સપ્તમી ।
પશ્ચિમાર્ધે દશમીજ્ઞેયા પૂર્વાર્ધે ચ ચતુર્દશી ॥ ૪ ॥
શુક્લે ચતુર્થી પશ્ચાર્ધે અષ્ટમી પૂર્વતસ્તથા ।
પશ્ચાર્ધેત્વેકાદશ્યાં પૂર્વાર્ધેશ્ચૈવ પૂર્ણિમા ॥ ૫ ॥

ભાવાર્થ—વદ ૧૪ ના પહેલા પહોરમાં પૂર્વ દિશાએ, સુદી આઠમના બીજા પહોરે અગ્નિખૂણામાં, વદ સાતમના ત્રીજા પહોરે દક્ષિણ દિશામાં, પૂર્ણિમાના દિવસે ચોથા પહોરે નૈઋત્ય ખૂણામાં, સુદી ૪ ના પાંચમા પહોરે પશ્ચિમ દિશામાં, વદ ૧૦ ના છઠા પહોરે વાયવ્ય ખૂણામાં, સુદી ૧૧ ના સાતમા પહોરે ઉત્તર દિશામાં અને વદ ૩ ના આઠમા પહોરે ઈશાન ખૂણામાં ભદ્રા સંમુખી છે, અને તે પ્રયાણાદિ કાર્યોમાં વર્જનીય છે.

વદી ૩ ના દિવસે અગ્નિખૂણામાં, સાતમે નૈઋત્ય ખૂણામાં, દશમે વાયવ્ય ખૂણામાં અને ચૌદશે ઈશાન ખૂણામાં ભદ્રાનું મુખ હોય છે. અજવાળી ૪ ને દિવસે દક્ષિણ દિશામાં, આઠમે પશ્ચિમ દિશામાં, અગિયારસે ઉત્તર દિશામાં અને પૂર્ણિમાના દિવસે પૂર્વ દિશામાં ભદ્રાનું મુખ હોય છે. અને તે પ્રયાણાદિમાં વર્જનીય છે. ૨૧૧, ૨૧૨.

૪–૫ શ્લોકમાં પશ્ચિમાર્ધને અર્થ રાત્રે અને પૂર્વાર્ધને અર્થ દિવસે સમજવાનો છે.

ભદ્રાનું મુખ પક્ષ તિથિએ દિશા વિદિશામાં

| | | |
|---|---|---|
| ઈશાને સન્મુખી વદિ ૧૪ દિવસે પૂર્વાર્ધે | પૂર્વે સન્મુખી પૂનમે દિને પૂર્વાર્ધે | અગ્નિમાં સન્મુખી વદિ ૩ રાત્રે પશ્ચિમાર્ધે |
| ઉત્તરે સન્મુખી સુદિ ૧૧ રાત્રે પશ્ચિમાર્ધે | પ્રયાણે સન્મુખી ભદ્રા વર્જવી | દક્ષિણે સન્મુખી સુદિ ૪ રાત્રે પશ્ચિમાર્ધે |
| વાયવ્યે સન્મુખી વદિ ૧૦ મે રાત્રે પશ્ચિમાર્ધે | પશ્ચિમે સન્મુખી સુદિ ૮ મે દિને પૂર્વાર્ધે | નૈરૃત્યે સન્મુખી વદિ ૭ મે દિને પૂર્વાર્ધે |

રક્ષાબંધે ૠતુસ્નાને કાર્તિક્યાં ચ રજોત્સવે ।
દેવીપૂજાસુ સર્વાસુ વિષ્ટિદોષો ન વિદ્યતે ॥ ૧ ॥

અર્થાત્–બળેવે રાખડી બાંધતાં, રજસ્વલા સ્ત્રીને સ્નાન કરતી વખતે, કાળી ચૌદશના દિવસે તથા હોળી પૂજન વખતે અને નવરાત્રિમાં દેવીની પૂજા વખતે ભદ્રાનો દોષ લાગતો નથી.

### કરણોની સુતાં બેઠાં ઊભાં વગેરે સંજ્ઞા

સુપ્તસ્ય સંક્રમો નાગે તૈતલે ચ ચતુષ્પદે ।
ગરે વિષ્ટયાં વિનિષ્ઠશ્ચ વણિજે બાલવે બવે ॥
ઉર્ધ્વંસ્થિતસ્ય કિંસ્તુઘ્ને શકુનૌ કૌલવે ભવેત ।
કનિષ્ટ મધ્યેષ્ટ સફલા ધાન્યાર્ઘાવિષ્ટિષુ ક્રમાત્ ॥ ૧ ॥

તૈતલ, નાગ અને ચતુષ્પદ આ ત્રણ સૂતાં છે. કિંસ્તુઘ્ન, કૌલવ અને શકુનિ આ ત્રણ ઊભાં છે તથા ગર, વણિજ, વિષ્ટિ, બવ અને બાલવ આ પાંચ કરણ બેઠાં છે. આ કરણોનો ઉપયોગ સંક્રાન્તિના ફળમાં છે. તેમજ કેટલાંક કાર્યોમાં પણ છે. જેમકેઃ—

સુતાં સરોવર ખણાવીયે, બેઠાં વસાવીયે ગામ;
ઊભાં કટક ચલાવીએ, કરણ એહ પ્રમાણ. ૧

તલાવ સરોવર ખોદાવતાં સુતાં કરણોનો યોગ જોઇએ, ગામ વગેરેનાં વસવાટ માટે બેઠાં કરણોનો યોગ જોઇએ અને યુદ્ધ માટે લશ્કર વગેરે મોકલવા માટે ઊભાં કરણોનો યોગ જોઈએ, વળી બાર મહિનાની સંક્રાંતિઓ બેસે તે પણ કરણોમાં બેસતી હોવાથી વસ્તુઓના તેજીમંદી ભાવો જાણવા માટે પણ કરણનો ઉપયોગ થાય છે જેમકેઃ—

શીયાળે સુતી ભલી બેઠી વર્ષા કાળ;
ઉનાળે ઊભી ભલી જોશો ખરૂં નિહાળ.

**ઇતિ શ્રી હીરકલશ જૈન જ્યોતિષ ગ્રંથે**
**તિથિ પ્રકરણ સમાપ્ત:**

# વાર પ્રકરણ ૨

## વાર સંજ્ઞા

રવિ શશી મંગલ બુધ ગુરૂ શુક્ર શનિશ્ચર[1] વાર
ક્રૂર ત્રિણ રવિ ભૂમ[2] શનિ અવર સૌમ્ય સુવિચાર ૪૩

ન વાર દોષાઃ પ્રભવંતિ રાત્રૌ વિશેષતો ભોમ શનિશ્ચરાર્કે ।
અંધો યથા ભર્તરિ માનુનીનાં કટાક્ષબાણા વિફલા ભવંતિ ॥

જેવી રીતે સ્ત્રીનાં કટાક્ષબાણો અંધ પતિ પાસે નિષ્ફલ નીવડે છે, તેવી જ રીતે રાત્રિમાં વારનો દોષ લાગતો નથી અને વિશેષે કરીને મંગલ, શની અને રવીવારે રાત્રિએ વારનો દોષ લાગતો નથી.

## વાર પરત્વે કાર્ય

શનિ થાપન રવિ નૃપમિલણ જ્ઞાન બુધ યુદ્ધ ભૌમ
ગમને શુક્ર વિવાહ ગુરૂ કામ સહુયે[3] સૌમ્ય ૪૪
શનિ સુતો પરિહરિ કરો મંગલ ભુગતો જાંણ
સોમાં શુક્રાં સુરગુરાં હાલત મ કરો કાંણ ૪૫
સંચો કીજે વાર બુધ થાવર કીજે ગેહ
ગામાંતરિ શુકરઈ કરો રૂદ્ધિ વૃદ્ધિ હોય[4] દેહ ૪૬

## વાર પ્રવૃત્તિ

નિશિ પ્રમાણ ઘડી આધી કરી માંહિ ચઉદઈ મેલી
પલઈ ત્રીસઠવિ કરી ઘડી તે પિણ નિસદિન મેલી

પાઠાંતર—

પળો તીસે ઠવિ કરી ઘડી તે પણ તેમ ઇમ ભેલી ૪૭

ઉદ્વાહે ચોત્સવે જીવઃ સૂર્યો ભૂપાલ દર્શને ।
સંગ્રામે ધરણીપુત્રો વિદ્યાભ્યાસે બુધો બલી ॥
યાત્રાયાં ભાર્ગવઃ પ્રોક્તો દીક્ષાયાં ચ શનિશ્ચરઃ
ચંદ્રમા સર્વ કાર્યેષુ પ્રશસ્તો ગૃહ્યતો બુધૈઃ ॥

પ્રયાણમાં શુક્ર બલવાન, વિદ્યાભ્યાસમાં બુધ બલવાન, રાજા

---

૧ શનિસર ૨ ભૌમ ૩ સહુને ૪ હુવઈ

આદિની મુલાકાતમાં રવિ બલવાન, વિવાહમાં ગુરૂ બલવાન, દીક્ષામાં શની બલવાન, યુદ્ધમાં મંગલ બલવાન અને સર્વ કાર્યમાં ચંદ્ર બલવાન જોવો જોઈએ.

બાકી પળ વીતી ઘડી લાગઇ વાર તી વાર
રતનમાલ એ હીર કહિ જાંણી કરો વિચાર ૪૮

સંક્રાન્તિ પરત્વે વારના આરંભનો ભેદ

મીન મેષ અલિ કુંભ રવિ વરતે[1] સંધ્યા વાર
તુલ ધન વૃષ કરકે વહતિ[2] રયણિ મધ્ય વિચાર ૪૯
મિથુન મકર કન્યા હરિ સૂરિજ[3] ઉગઇ તે વાર
સંક્રાન્ત્યાંસું હીર કહે[4] કીજ કારિજ સાર ૫૦

સંક્રાંતિમાં વાર બદલવાનો નિયમ

કુંભ, કરક વૃખ સિંહ ચિહું ગ્રહ સંક્રમે ભાણ;
મેષ મિથુન તુલ વૃશ્ચિકે સંક્રમણ કરે મધ્યાન.
મીન મકર કન્યા ધને સંધ્યા સંક્રમણ હોઈ;
વાર સંક્રમણ ઈસી પરે હુવે જોતીષ ભાખ્યો જોઇ.

કુંભ, કર્ક, વૃષભ અને સિંહ=પ્રભાત સમયે
મેષ, મિથુન, તુલા અને વૃશ્ચિક=મધ્યાન્હ સમયે
મીન, મકર, કન્યા અને ધન=સંધ્યા સમયે

અજ અલિ ઘટ મીને ભાસ્કરેઽસ્તં પ્રયાતે ।
વૃષ ધન કુલીરાખ્યે ચાર્ધ રાત્રૌ તુલાયામ્ ॥
મિથુન મકર સિંહે કન્યકાયાં પ્રભાતે ।
ઈતિ વિધિ ગણનીયો વાસરઃ સંક્રમેષુ ॥

શુભકર વાર

નિજ રાસેં ત્રીજે છઠ્ઠો દશમો અનઈ ઇગ્યાર
જે ગ્રહ હૂવે સો વાર તિણઈ કામ કીયઈ સુખકાર ૫૧

---

૧ વરઈ તે ૨ વહતિ ૩ સૂર ૪ લહિ

સ્વવારાદ્ગણનીયાસ્તા રવિ શુક્ર બુધેંદવ: ।
શનિ જીવ કુજા:જ્ઞેયા હોરા:સ્તાવારત: ક્રમાત્ ॥
ચંદ્રજ્ઞ ગુરૂ શુક્રાણાં હોરા: સર્વાર્થસિદ્ધિદા: ।
રવિ ભોમાર્કપુત્રાણાં ક્રૂરા હોરા ન શોભના: ॥ ૧ ॥

ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્રની હોરા સર્વાર્થસિદ્ધિ કરે, અને બીજી હોરા ક્રૂર છે તે સારી નહિં, જે દિવસે જે વાર હોય તેની હોરા પહેલી ગણવી અને પછી છઠ્ઠા વારની બીજી એમ બધી હોરા છઠ્ઠા છઠ્ઠા વારની ગણવી.

હોરાનાં નામ અને ક્રમ

વાચ ૧ પ્રવૃત્તા ૨ ઘટીકા ૩ ધનજ્ઞા ૪ કાલાક્ષ ૫ હોરા પતાકા સુરાપ્તા ૬ ।
દાનાધીપાધા૭ રવિ૧ શુક્ર૨ સૌમ્યે૩ શશાંક૪ શૌરીપ જય૬ કુજ૭
ક્રમેણ ॥ ૧ ॥

| હોરા નામ | વાર | ફલ |
|---|---|---|
| વાચ | રવિ | નેષ્ટ |
| પ્રવૃત્તા | શુક્ર | શ્રેષ્ટ |
| ઘટિકા | બુધ | શ્રેષ્ટ |
| ધાનજ્ઞા | સોમ | શ્રેષ્ટ |
| કાલાક્ષ | શનિ | નેષ્ટ |
| પતાકા સુરાપ્તા | ગુરૂ | શ્રેષ્ટ |
| દાનાધી પાધા | મંગલ | નેષ્ટ |

૧ વારની હોરા ૨॥ અઢી ઘડી રહે, પછી બીજો વાર ગણાવ્યો તેની લાગે એ રીતે એક રાત્રિ દિવસમાં ૨૪ ચોવીસ હોરા આવે. રાત્રીએ હોરા પોતાના વારથી પાંચમા વારની આવે છે.

## હોરા

હોરામાન અઢી ઘડી વહે સદા ચઉવીસ
બાર દિવસ બાર રજની[1] સાતાં વાર સરીસ. ૫૨

## દિવસનાં ચોઘડીયાં

રવિ ઉદ્વેગ સોમે અમૃત ભોમે રોગ બુધ લાહ
ગુરૂ શુભ ભૃગુ ચલ શનિ કલહ ગિણીં છઠ્ઠી વાહ ૫૩

### દિવસનાં ચોઘડીયાં ગણવાનો ક્રમ

ચોઘડીયું અટકળે ૩ાા ઘડીનું ગણાય છે. પરંતુ ખરી રીતે દિનમાન કે રાત્રિમાનના આઠમા ભાગનું જ ગણવું, કારણકે શીયાળામાં રાત્રિ મોટી ને દિવસ ટૂંકો હોય છે અને તેનાથી ઉલટું ઉનાળામાં દિવસ મોટો અને રાત્રિ ટૂંકી હોય છે; એટલે તેનો ખરો હિસાબ ૩ાા ઘડીથી બેસે જ નહિ. માટે ઘડી પળોનો આઠમો ભાગ ગણવો જોઈએ. ચોઘડીયું જે પહેલું હોય તે જ છેલ્લું આવે એવો નિયમ છે. ચલને કેટલાક ચંચલ પણ કહે છે.

| વાર નામ | રવિ | સોમ | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાલ |
| ૨ | ચલ | કાલ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| ૩ | લાભ | શુભ | ચલ | કાલ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| ૪ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાલ | ઉદ્વેગ |
| ૫ | કાલ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| ૬ | શુભ | ચલ | કાલ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| ૭ | રોગ | લાભ | શુભ | ચલ | કાલ | ઉદ્વેગ | અમૃત |
| ૮ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાલ |

૧ બારહ રયણુ

ગ્રંથાન્તરે–ઉદ્વગામૃત રોગ: લાભ શુભ ચલ: કાલ:

વારાદિષુ ષષ્ઠષષ્ઠયાશ્ચ દિવારાત્રૌ તુ પંચમા: ।

## રાત્રિનાં ચોઘડીયાં

| વાર નામ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | શુભ | ચલ | કાલ | ઉદ્વેગ | અમૃત, | રોગ | લાભ |
| ૨ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાલ | ઉદ્વેગ |
| ૩ | ચલ | કાલ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| ૪ | રોગ | લાભ | શુભ | ચલ | કાલ | ઉદ્વેગ | અમૃત |
| ૫ | કાલ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| ૬ | લાભ | શુભ | ચલ | કાલ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| ૭ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાલ |
| ૮ | શુભ | ચલ | કાલ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |

જે દીવસે સવારમાં જે ચોઘડીયું હોય તેનાથી આગળ છઠ્ઠા વારનું પહેલું ચોઘડીયું તે સવારના વારનું બીજું આવે તે વારથી છઠ્ઠા વારનું ત્રીજુ ચોઘડીયું એમ ગણતાં આઠમું જે સવારમાં હોય તે જ બીજીવાર સાંજે આવે. અથવા છઠ્ઠો આગળ ન ગણે તો પાછલા ત્રીજા વારનું પહેલુ તે આ વારનું બીજું. તેનાથી પાછલા ત્રીજા વારનું તે ત્રીજું એમ ગણવું. જેમકે રવીવારે પહેલું ઉદ્વેગ, બીજું શુક્રનું પહેલું તે રવીનું બીજું, પછી બુધનું પહેલું તે રવીનું ત્રીજું એમ ગણવું. અને રાત્રે પહેલું એટલે રવીથી પાંચમો વાર ગુરૂ તેનું પહેલું શુભ, તે રવીની રાત્રે પહેલું આવે. વળી ગુરૂથી પાંચમો વાર સોમ તેનું દિવસનું પહેલું અમૃત, તે રવીની રાત્રે બીજું આવે. એમ દરેક પાંચમા વારનું પહેલું એમ ગણવું.

'શુભં ૧ ચલંચ ૨ કાલંચ ૩ ઉદ્વેગા ૪ મૃત ૫ રોગ ૬ લાભ ૭. આ પ્રમાણે રાત્રિનાં દરેક વારનાં પહેલાં ચોઘડીયાં અનુક્રમે

જાણુવાં અને દિવસ માટે 'ઉદ્વેગા૧ મૃત૨ રોગાશ્ચ૩ લાભ૪ શુભ૫ ચલાં૬ તક૭' અંતક એટલે કાલ. આ પ્રમાણે દિવસનાં દરેક વારનાં પહેલાં ચોઘડીયાં અનુક્રમે જાણુવાં. દિવસનાં લાભ અને અમૃત ચોઘડીયું જોડે આવે અને રાત્રે શુભ અને અમૃત જોડે આવે તેમ દિવસે રોગ અને ઉદ્વેગ જોડે આવે તથા રાત્રે રોગ અને કાલ જોડે આવે.

રાત્રીનાં ચોઘડીયાં

રવિ શુભ શશી ચલ ભોમે કાલ બુધે ઉદ્વેગ
ગુરૂ અમૃત ભૃગુ રોગ શનિ લાભ ગિણેહ
ઇમ્ ચોઘડીયાં રાત્રીમાં પંચમો પંચમો લાગેહ ૫૪

વાર પરત્વે વર્જ્ય ચોઘડીયાં

સાતાં વારાં અધ પહર જોઇ ઉત્તમ સંચ
રવિ પહેલો બીજો છઠ્ઠો શશી[1] આઠમો ઇગ પંચ ૫૫
ભોમ[2] અઠ્ઠમ સત્તમ ચતુર્થ[3] બુધ તીય[4] છઠ્ઠ અઠ્ઠ
ગુરૂ બીજો પણ સત્તમ ટાલ અવરકુનઠ્ઠ ૫૬

| | | |
|---|---|---|
| રવિવારે | ચોઘડીયું | ૧–૨ અને ૬ |
| સોમવારે | " | ૧–૫ અને ૮ |
| મંગલવારે | " | ૪–૭ અને ૮ |
| બુધવારે | " | ૩–૬ અને ૮ |
| ગુરૂવારે | " | ૨–૫ અને ૭ |
| શુક્રવારે | " | ૧–૪–૬ અને ૮ |
| શનિવારે | " | ૩–૫–૭ અને ૮ |

આ અર્ધ પ્રહર અશુભ છે માટે ન લેવા અર્થાત્ આ સંખ્યાવાળાં ચોઘડીયાં શુભ કામમાં ન લેવાં.

૧ શશી અટ્ઠમે ગમચ ૨ ભૂમ ૩ ચવથ્થ ૪ ત્રીજ છઈ અઠ્ઠ ૫ શુક્ર ચૌઅત્ત

**ભૃગુ ઇગ ચઉદહ અઠ્ઠમો તિય પણ સગ અઠ્ઠ મંદ**
**એ અધ પહરાં હીર કહૈ સૂધાં હીર મુણિંદ ૫૭**

આ ચોઘડીયાં શુભ છે માટે લેવાં

રવિવારે છઠું, સોમવારે પહેલું, મંગળવારે ચોથું, બુધવારે આઠમું, ગુરૂવારે પાંચમું, શુક્રવારે આઠમું અને શનિવારે સાતમું.

શુભ ચોઘડીયાં

**બે ઘડીયાં શુભ સૂર છઠ્ઠ બુધ અઠ ચા[1]ર ભૂ સત્ત**
**શનિ સયા શશી ઇગ અઠ્ઠમો ગુરૂ પંચમો પવિત્ત ૫૮**

છાયા લગ્ન મુહૂર્ત

**તનુ છાયા મણિ ભૂમિસું રવિ પાવડાં ઇગ્યાર**
**બુધ આઠઇ મંગલ નવમી સાતઇં સુર ગુરૂવાર ૫૯**
**શુકર સોમ શનિસરાં સાઢાં અઠ્ઠચ પાવ**
**હીર કહૈ તે જુગતિસું મુહૂરતિ હુવઇ સુખદાય ૬૦**

આ છાયાલગ્ન હોય તો શુભલગ્નના અભાવમાં પણ ગમન, પ્રવેશ, પ્રતિષ્ઠા, દીક્ષા, વગેરે શુભ કાર્યો કરવાં એવો વિદ્વાનોનો મત છે.

આરંભસિદ્ધિ આદિ ગ્રંથોમાં કહ્યું છે કે-શુભ ગ્રહ લગ્નના અભાવમાં વિરૂદ્ધ દિવસોમાં આવશ્યકતાએ ગમન, પ્રવેશ પ્રતિષ્ઠા આદિ શુભ કાર્યો કરવાં. વિદ્વાનોએ કહ્યું છે કે-શુભ શુકન, નિમિત્ત અને શુભ લગ્નના અભાવમાં આ છાયાલગ્નમાં નિશ્ચયે કરીને શુભ કાર્ય કરવું જોઇએ.

**નરપતિ જયચર્યામાં કહ્યું છે કે-**

નક્ષત્રાણિ તિથિ વારા સ્તારાશ્ચંદ્ર બલં ગ્રહાઃ
દુષ્ટાન્યપિ શુભં ભાવં ભજંતે સિદ્ધ છાયયા ॥ ૧ ॥

આ બાબતનો વધારે ખુલાસો આરંભસિદ્ધિ વાર્તિકમાં છે.

---

૧ શુક્ર ચૌ સત્ત

### સર્વસિદ્ધિકર મુહૂર્ત તનુ છાયા લગન (પગલાંથી)

| રવિ | સોમ | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૮॥ | ૯ | ૮ | ૭ | ૮॥ | ૮॥ |

**છાયાપાદ મહુર્ત—**

સ્વચ્છાયા ત્રિગુણીકૃત્ય ત્રયોદશ સમન્વિતા ।
અષ્ટભિસ્તુ હરેદ્ભાગં શેષે ચૈવ શુભાશુભં ॥ ૧ ॥
લાભશ્ચૈકે દ્વિકેસિદ્ધિઃ વૃદ્ધિઃ પંચમ સપ્તકે
હાનિશ્ચૈવ તૃતીયેષુ ચતુર્થે રોગ મેવ ચ ॥ ૨ ॥
ધનધાન્યાગમઃ ષષ્ઠે અષ્ટમે મરણં ધ્રુવમ્ ।
ન તિથિન ચ નક્ષત્રં ન વારો ન ચ ચંદ્રમા ।
સર્વસિદ્ધિ કરં જ્ઞાનં જિનસ્ય વચનં યથા ॥ ૩ ॥

બીજાના મતમાં—

શનેઃ શુક્રસ્ય સોમસ્ય સર્વે ષષ્ઠ પ્રમાણતઃ ।
બુધોચાષ્ટો નવાઃ ભોમે સપ્તપાદા બૃહસ્પતૌ ॥ ૧ ॥
ભાનૌ એકાદશં ચૈવ છાયા લગ્નં પ્રશસ્યતે ॥
ન વારો ન ચ નક્ષત્રં ન તિથિ ર્ન ચ ચંદ્રમા ॥
છાયાક્ષેત્રં વિવાહાદૌ પ્રકુર્યાત્ શુભકર્મણિ ॥ ૨ ॥

| રવિ | સોમ | મગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૬ | ૯ | ૮ | ૭ | ૬ | ૬ |

**પાઠાંતરે—તનુ છાયા લગ્ન—**

અષ્ટૌપાદા બુધેસ્યાત્ નવધરણીસુતે સપ્તજીવે પ્રદાનિ ।
દેચાદેકાદશાર્કે શશિશનિ ભૃગુ જે સાર્ધ ચત્વારિ પાદાઃ ॥
તસ્મિન્ કાલે મુહૂર્તે સકલ ગુણયુતે સર્વકાર્યાર્થ સિદ્ધિ—।
ર્નાસ્તિ પંચાંગ દોષો ન ચ ખચર ફલં ભાષિતં ગર્ગ મુખ્યૈ ॥ ૧ ॥

| રવિ | સોમ | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૪॥ | ૯ | ૮ | ૭ | ૪॥ | ૪॥ |

**પાઠાંતરે તનુ છાયા લગ્ન—**

સાત પાવ શનિ શુકર લીજે આઠ પાવ બુધ એકલો ભણીજે,
અગીઆર પાવ રવિ મંગલ જાણુ તેર પાવ ચંદ્ર ગુરૂ નિર્માણુ ૧
લાગે દાવ તો ભરીજે પાવ[1] શું કરે તેને રૂઠ્યો રાવ;
સાચો મન કરી ચાલે સોય તે તરણું લે તો કંચન હોય. ૨

| રવિ | સોમ | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૩ | ૧૧ | ૮ | ૧૩ | ૭ | ૭ |

બીજા કોઇકના મતમાં—

સાડા નવ શનિ શુક્ર સોમ અગીઆરહ દીજે;
અર્ક આઠ બુધ નવ અંગારે ત્રિણુ સસ દીજે ગુરૂવારે.
રવિ બલ શશીબલ કાલબલ જોગણી બલ મત જોય;
છાયા લઇને ચાલીએ જિમ અજરામર હોય

| રવિ | સોમ | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૮ | ૧૧ | ૩ | ૯ | ૧૩ | ૯॥ | ૯॥ |

**રવિબલ શશીબલ રાહુબલ યોગિની ચક્ર મત જોય**
**છાયા લગ્ન ચલાવિ પ્રિય જિમ અજરામર હોય ૬૧**

અભિજિત છાયા મુહૂર્ત

**બારહ અંગુલ તૃણ ગ્રહી ગિણી અભીચાં છાંહ**
**વીસ સૂરજ[2] શશી સોલહાં મંગલ પનરસ માંહ ૬૨**

---

૧ આવે પાવ તો લાગે દાવ ૨ સૂર

## અભિજીત યોગ ૧૨ આંગુલના શંકુથી છાયાનું માપ

| રવિ | સોમ | મગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૨૦ | ૧૬ | ૧૫ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૨ |

બીજા કોઈકે સાત આંગળનો શંકુ લઈ અભિજિત કાળ શોધવાનો પ્રકાર કહ્યો છે. જેમકેઃ—

રવી વીસે સસી સોળે પનરે મંગળવાર;
બુધ રતન ગુરૂ ત્રયોદશ શુક્ર શનિશર બાર,
ઊભાં સપ્ત આંગલાં તરણાં એહ વિચાર ૧

પણ ઘણાખરા બાર આંગળનો શંકુ લેવાનું કહે છે જેમકેઃ—

રવિ વીસે શશી સોળે પનરે મંગળવાર;
બુધ રતન ગુરૂ ત્રયોદશ શુક્ર શનિશર બાર. ૧
તરણું ભરી બાર આંગુલાં તેની છાયા લેત;
મુહૂર્ત અભિજીત નીપજે તતક્ષણ કામ કરેહ ૨

એ વારે અભિજીત લઈ લાત પાતને કર્કટ જોગ;
ભણે ગર્ગ રૂષિ એ અમૃતસિદ્ધિ જોગ. ૧

બાર આંગલનો શંકુ લઈ 'રવિ વીસે' ઇત્યાદિથી જે આવે છે તેનું નામ અભિજીત મુહૂર્ત છે, તે અને ઉત્તરાષાઢાનો ચોથો પાયો ને શ્રવણની પહેલી ચાર ઘડીથી જે અભિજિત નક્ષત્ર કહેવાય છે, તેમાં ભેદ છે. અભિજીત નક્ષત્ર ૨૭ દિવસે એકવાર આવે છે. અને અભિજીત મુહૂર્ત તો દરરોજ સવારે અને સાંજે બે વખત આવે છે.

બુધ ચવદાં ગુરૂ તેરહાં બાર બાર ભૃગુ મંદ
ગિણિગિણિ લીજે છાંહડી બોલૈ હીર મુણિંદ ૬૩

વિજય મુહુર્ત

દ્વૌ પ્રહરૌ ઘટીકા ૧ હિનૌ દ્વૌ પ્રહરૌ ઘટિકા ૧ ધિકૌ ।
વિજય નામ યોગોયં સર્વકાર્ય પ્રસાધકઃ ॥ ૧ ॥

## વિજય મુહૂર્ત

વાસર વિચે જે બે ઘડી વિજય મહુરત તે,
કાજ કરો સૌ હીર કહે જિમ સુખ આવે તે. ૬૪

## શિવ લિખિત મુહૂર્ત

શિવા લિખત છહ માસનાં શ્રાવણ ભાદ્રવ માહ
ફાગુણ ચૈત્ર વૈશાખ દિન સગબાઈ શુભગ્રહ ૬૫

| સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|
| ૪ | ૭ | ૨ | ૫ | ૮ | ૩ | ૬ |
| ૮ | ૩ | ૬ | ૧ | ૪ | ૭ | ૨ |

આ વારે આટલામો અડધો પહોર તજવો અર્ધપ્રહરી = પ્રહરાર્ધ એટલે ૩॥ ઘડી કાલવેલા = કાલવેલાનું પ્રમાણ ૩॥ ઘડીનું છે.

કયા વારે કયા ચોઘડીયાં× તજવાં યોગ્ય છે, તે બતાવે છે.
આદૌ બુધે સૂર્ય સુતે દ્વિતીયા સોમે તૃતીયા ચ જીવે ચતુર્થી ।
ષષ્ઠી કુજે સપ્તમી ભાર્ગવે ચ સૂર્યેઽષ્ટમી ચૌઘટી વર્જનીયા ॥

અર્થાત્-રવીનું ૮મું ઉદ્વેગ, સોમનું ૩જું શુભ, મંગલનું ૬ઠું કાલ, બુધનું પહેલું લાભ, ગુરૂનું ૪થું ચલ, શુક્રનું ૭મું રોગ અને શનિનું ૨જું શુભ આટલા ચોઘડીયાં તજવા લાયક છે.

સોલહ બી ઘડીયાં બાર તે રયણિ પણિ તિમ જાંણી
તે માંહે અમૃત ઘડી તેહનાં કરૂં વખાંણ ૬૬
રવિદિન શુભ દુગ ચઉ દશમ ઇગ્યારમ સોલંસ
રયણિ ઇમ તિમ નવ દહા પનરસ સોલસ દંભ ૬૭
શશિ દિન શુભ દુગ પંચ છહ ચૌદમ પનરમ બાર
રયણિ મહીં શુભ કારિયાં ચતુ પણ દહ ઇગ્યાર ૬૮

× અહી બધે ચોઘડીયાંનો અર્થ અર્ધપ્રહર ગણવાનો છે, અર્ધપ્રહર ૩॥ ઘડી પર્યંત રહે.

ચઉથો દશમો બાર
ભોમવાર શુભવાસરે અઉદશ અમૃતધાર ૬૯
રયણિ પણરસ બારમો

| વાર | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ | આ વારે બતાવેલા અર્ધપ્રહર |
|---|---|---|---|---|---|---|---|---|
| અર્ધપ્રહર | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | કુલિક |
| ,, | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ઉપકુલિક |
| ,, | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | કંટક |

પાઠાંતરનો શ્લોક–ઉપકુલિક, કુલિકને કંટક યોગે અર્ધપ્રહર અમુક વારે તજવાનો ક્રમ.

ઉપકુલિકં ગુરોઃસ્થાનાત ભૌમ સ્થાનાચ્ચ કંટકં ।
કુલિકં શનિ તો જ્ઞેયં વારાદૌ ગણયેત બુધઃ ॥

| સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|
| ૮ | ૩ | ૬ | ૧ | ૪ | ૭ | ૨ |

વારે અર્ધપ્રહર ત્યાજ્ય

બુધદિન શુભ બીઓ અઠ્ઠમો દહ તેરસ ચઉદેઈ
નિશા તિમ ચઉથો નવમ દહ પનરમ સોલેઇ ૭૦
ગુરૂ શુભ બિઅતિઅ અઠ્ઠમો નવમ અનેઇ પનરેઇ
રયણિ તિન્નઈદુગ ચઉથો દશમ ઇગ્યારસ ચઉમેઈ ૭૧

| વાર | સૂ | ચ | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|---|
| યોગ | વિષ્કુંભ | શૂલ | ગંડ | અતિગંડ | વજ્ર | વ્યાઘાત | વૈધૃતિ |

ઈતિ શ્રી હીરકલશે જૈન જ્યોતિષ ગ્રંથે
વાર પ્રકરણ સમાપ્ત

# નક્ષત્ર પ્રકરણ ૩

ભૃગુ શુભરસ સગ તેરમો પનરમ કહ્યો ઉદ્ધાર
રયણિ તિજો પાંચમો ઇગ્યારસ નઈ બાર ૭૨
શનિ દિન ઇગસગ વસુ દશમ રુદ્ર તેર સોલેણ
નિશિ ઇગરસ સગ તેરમો પનરમ શુભ દીરેણ ૭૩
અથ આસુ નઇ કાતિયાં મૃગશિર પોષ ચોમાસ
સાતે વારાં શુભ ઘડી કહસું તહિજ માસ ૭૪
સૂરિજ બિય તિય વસુ નવમ રુદ્ર બાર ચૌદેહ (૧૪)
રયણિ પણ સગ તેરમો સોલસમો શુભ હોઇ ૭૫
શશી છટ્ઠો સગ સોલમો અમૃત દિવઇ નિશભેઇ
બિય રસ વસુ ઇગ્યારસો બારસ નઇ પનરેઇ ૭૬

જે નક્ષત્રના જે તારા કીધા છે. તે આંકની સંખ્યાવાળી તિથિ ને તે નક્ષત્રદનિયું મળે તો અશુભ જાણવી. દા ત. અશ્વિનીના ૩ તારા છે. તો અશ્વિનીને ત્રીજ અશુભ જાણવી વળી કૃત્તિકાના ૬ તારા છે, તો છઠને કૃત્તિકા આવે તો અશુભ જાણવી. શતભિષાના તારા સો છે, તો સો ને પંદરે ભાગતાં શેષ દશ વધે તો શતભિષાને દશમ અશુભ છે તેમજ રેવતીના ૩૨ તારા તારા છે, તો ૩૨ ને પંદરે ભાગતાં બે શેષ વધે તો બીજ ને રેવતી આવે તો અશુભ છે. આ પ્રમાણે દરેક નક્ષત્રે તિથિઓ સમજવી નક્ષત્રોના તારાની સંખ્યાથી થતી નિષેધ તિથિ.

**નક્ષત્રોના તારાની સંખ્યાથી થતી નિષેધતિથિ.**

| નક્ષત્રો | અ | ભ | કૃ | રો | મૃ | આ | પુન | પુ | અશ્લે | મ | પૂ. ફા. | ઉ ફા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તારા | ૩ | ૩ | ૬ | ૫ | ૩ | ૧ | ૪ | ૩ | ૬ | ૫ | ૨ | ૨ |
| નિષેધતિથિ | ૩ | ૩ | ૬ | ૫ | ૩ | ૧ | ૪ | ૩ | ૬ | ૫ | ૨ | ૨ |

| નક્ષત્ર | હ | ચિ | સ્વા | વિ | અનુ | જ્યે | મૂ | પૂ. ષા | ઉ. ષા | અભિ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તારા | ૫ | ૧ | ૧ | ૪ | ૪ | ૩ | ૧૧ | ૪ | ૪ | ૩ |
| તિથિ નિષેધ | ૫ | ૧ | ૧ | ૪ | ૪ | ૩ | ૧૧ | ૪ | ૪ | ૩ |

| નક્ષત્ર | શ્ર | ધ | શત | પૂ. ભા | ઉ ભા | રેવતી |
|---|---|---|---|---|---|---|
| તારા | ૩ | ૪ | ૧૦૦ | ૨ | ૨ | ૩૨ |
| નિથિ નિષેધ | ૩ | ૪ | ૧૦ દશમ | ૨ | ૨ | ૨ બીજ |

ભોમ ઇગ દુગ સગ વસુ અમૃત એતા દીહ
રયણિ રસ સગ બારસો પનરમ સોલમ લિહ ૭૭
બુધ ત્રીજો પંચમ નવમ ઇગ્યારમ પનરેઇ
નિશિ ઇગ દુચ ચઉથો દસ ઇગ્યારમ સોલેઇ ૭૮
ઇગ રસ સગ નવ તેર તિથિ સોલમ સુરગુરૂ વાર
નિશિ દુગ તીજોહિ ભલો ઇગ્યારમ નઇ બાર ૭૯
શુક્ર ઇગ પણ સત્તમો ચવદસ સોલમ દીહ
રયણિ તિય ચઉ બારમો તેરમહિ ભલેઇ ૮૦
થાવરદિન દુગતિય વસુ ચવદમ પનરમ બાર
નિશિ ઇગ ચઉથો તેરમો ચઉદશ હીર સંસાર ૮૧
હિવઇ જેષ્ઠ આષાઢદુમ રવિતિન્નઇ ચઉથો દશવાર
રયણિય તિય વસુ નવમ ચઉદમ પનરમ સાર ૮૨
સોમઇ વાસર સત્તવસુ રુદ્ર તેર અમિયાંહ
રયણિ છઠ્ઠઉ સત્તમો બાર તેર શુભમાહ ૮૩

મંગલ દિન શુભ તિય નવમ ઇગ્યારમ હિતકાર
રયણિ પહિલો બિય વસુ દશમ નઈ ઇગ્યાર ૮૪
બુધ ઇગ છઠ્ઠો સાતમો પનરમ સોલમ સાર
રયણિ પણ રસ બારમો ચઉદમ કહિયો બાર ૮૫
ગુરૂવારે શુભ ઇગ દુગ વસુ ઇગ્યાર ચઉદેઈ (૧૪)
રયણિ ચઉથો નઇ નવમ દશમો દુઃખ ચૂરેઇ ૮૬
શુક્રે શુભ પણ અઠ્ઠમો નવમ.... અથ રાતિ ચૌ
પણ દશમ ઇગ્યારમો સોલમ સુત્તમ ભાત્તિ ૮૭

અર્ધપ્રહર

રવિ ચઉથો શશી સત્તમો મંગલ બીય બુધ પંચ
અઠ્ઠમ ગુરૂ ભૃગુ તીયડો શનિ છઠ્ઠો અધમંચ ૮૮

કાલવેલા

શનિ દુગ ભૃગુ સમ વેદ ગુરૂ પહિલો બુધ નિહાલ
મંગલ ષટ્ ત્રીજો શશી ભાણુ અઠ્ઠમ તજ કાલ ૮૯

કુલિક

ભાનુ સપ્તમ છઠ શશી ભોમ પંચ બુધ ચ્યાર
ગુરૂ તીજો દુગ દાનવપતિ શનિ ઇગ કુલિક નિવાર ૯૦

ઉપકુલિક

શનિ ષડ્ ભગુ સમ ઇગ ગુરૂ બુધ બીજો ભૂમિ તીય
શશી ચઉથો રવિ પંચમો એ ઉપકુલિક સદીય ૯૧

કંટક

સૂર્ય તિય શશી બીયડો ભોમ ઇમ બુધ સત્ત
ગુરૂ રસ ભૃગુ પણ મંદ ચાર એ કંટક તજ મિત્ત ૯૨
કુલિકયોગ ધનનાશ હુવઇ ઉપકુલિકાં ભંજાણ
કુલનો ક્ષય કંટક કરઈ અર્ધપ્રહરાં પરમાંણ ૯૩

## યમશૂલ

રવિવારે વિષકુંભ તજી શશી શૂલાં ભૂમ ગંડ
બુધવારે અતિગંજસું વજ્રયોગ ગુરૂ છંડ ૯૪

ભૃગુ વ્યાઘાત શનિ વૈધૃત એહ યોગ સગ વાર
હીર કહે વરજી કરી કામ કરો શુભકાર ૯૫

ઉપર બતાવેલાં ૨૮ અઠ્ઠાવીસ નક્ષત્રો અને તેમના ચરણ મુજબના અક્ષરો નામ પાડવા માટે ઉપયોગમાં લેવાય છે. નક્ષત્રના ચાર ચરણ અથવા પાયા હોય છે. અને તે દરેક (લગભગ) પંદર પંદર ઘડીનો થાય છે. જે પાયામાં જન્મ થાય તે પાયાના અક્ષર ઉપર કે તેની આસપાસના તેજ અક્ષરની બારાક્ષરીમાંના કોઇ અક્ષર ઉપર નામ પાડવું. જો તેમ અક્ષર ઉપરથી આપણને રૂચે તેવું બંધ બેસતું નામ ન આવે તો નક્ષત્રોના ચરણો ઉપરથી રાશિ કલ્પવામાં આવી છે તેમાંના કોઈ અક્ષર ઉપરથી નામ પાડવું. બને ત્યાં સુધી નક્ષત્રના ચરણ ઉપરથી જ નામ પાડવું. કારણ શુભ કામમાં જન્મનક્ષત્ર લેવાતું નથી. તેથી જો નામ નક્ષત્ર ઉપરથી હોય તો તરતજ જન્મનક્ષત્રની સમજ પડે. અને ચરણ ઉપર જ નામ પાડવું તેવો આગ્રહ એટલા માટે છે કે નક્ષત્ર ચરણની પણ મહાદશામાં ભૂક્તકાળ ગણતાં અથવા પંચશલાકા, સમશલાકા આદિચક્રોમાં વેધ જોવા માટે જરૂર પડે છે. માટે બનતા સુધી નક્ષત્ર ચરણ ઉપર જ નામ પાડવું.

રાશિ ઉપરથી નામ પાડવા માટે અક્ષરો નીચે મુજબ છે.

અ લા ઇ મેષ, બ વ ઉ વૃષભ, ક છ ઘ મિથુન, ડ હ કર્ક, મ ટ સિંહ, પ ઠ ણ કન્યા, રા તા તુલા, ના યા વૃશ્ચિક, ભા ધા ફા ઢા ધન, ખા જા મકર, ગો સા કુંભ, દા ચા ઝા થા ક્ષા મીન.

સવાબે નક્ષત્રની એક રાશિ બને તેથી એક રાશિમાં ચરણ મુજબ નીચે પ્રમાણ અક્ષર આવે છે.

| ચુચેચોલા અશ્વિનિ | લીલુલેલો ભરણી | અ કૃતિકાનો પ્રથમ ચરણ | મેષ રાશિ |
|---|---|---|---|
| ઇઉએ કૃતિકા ત્રણ ચરણ | ઓવાવીવુ રોહિણી | વે વો મૃગશીર્ષનું અર્ધ | વૃષભ રાશિ |

પરંતુ આમ જોવા જતાં ઉપર રાશિ ઉપરથી જે અક્ષરો બતાવ્યા તેમાં અને નક્ષત્ર ચરણ ઉપરથી બનતી રાશિના અક્ષરોમાં મોટો ફરક આવી જાય છે માટે જો નક્ષત્ર ચરણ ઉપર જ નામ પાડ્યું હોય, અને તે નક્ષત્ર ચરણથી છે, એમ ખાત્રી હોય તો ખરી જન્મ રાશિ પકડાઈ આવે. તેમજ મુહૂર્તાદિકમાં વધુ શુદ્ધિ જળવાય.

નક્ષત્રોના તારાઓની સંખ્યા

**અશ્વનિ તીય ભરણી તીય ષટ્ તારા કૃત્તીય**
**રોહિણી પંચ તિય મૃગશિરાં આદરા ઇગ રિસીય ૯૬**
**પુનર્વસુ ચઉ પુષ્ય તિય અશ્લેષા ષડ્ મઘ પંચ**
**પૂ. ફા ઉ. ફા દોય દોય હસ્ત પંચ ચિત્તાઇ ઇગ્ગાર ૯૭**
**ઇમ સ્વાતિ વિસાહ ચઉ ચતુ તારા અનુરાહ**
**જેહા ત્રિણ રિસિ કહી મૂલ ઇગ્યાર પૂરાહ ૯૮**
**પૂ. ષા ઉ. ષા ચઉ ચઉ તીય અભિજિત સોય**
**સવણ ત્રણ ધનિઠ્ઠા ચઉ સતભીષ સો પુરોય ૯૯**
**પૂ. ભા દુગ ઉ. ભા દુગ રેવઇ વલી બત્તીસ**
**તારા સંખ્યા જે તિથિ તે વરજો સુજગીસ ૧૦૦**

| નક્ષત્ર નામો | અશ્વનિ શતભીષ | હસ્ત સ્વાતિ | રોહિણી મૃગશીર | ઉત્તરાષાઢા અભિજીત | ભરણી રેવતી | ધનિષ્ઠા પૂર્વાભાદ્રપદ | ચિત્રા વિશાખા | ઉ. ફા. ઉ. ભા |
|---|---|---|---|---|---|---|---|---|
| યોનિ | ઘોડો | પાડો | સર્પ | નોળીઓ | હાથી | સિંહ | વાઘ | ગાય |

| નક્ષત્ર નામો | આર્દ્રા મૂલ | અનુરાધા જ્યેષ્ઠા | કૃત્તિકા પુષ્ય | શ્રવણ પૂર્વાષાઢા | પૂર્વાફાલ્ગુની મઘા | પુનર્વસુ અશ્લેષા |
|---|---|---|---|---|---|---|
| યોનિ | કુતરો | હરણ | બકરો | વાંદરો | ઉંદર | બિલાડી |

નક્ષત્રવર્ણ

ચૂચેચોલા અશ્વિની લીલુલેલો ભરણી
આઇઉએ કૃત્તિકા ઓવાવીવૂ રોહિણી ૧૦૧
વેવોકાકી મૃગશિરે વહે કુઘઙછ આદ્રા કહે
કેકોહાહી પુનર્વસુ હુહેહોડા પુષ્ય ૧૦૨
ડીડૂડેડો અશલેષમાં મઘા મામીમુમ
મોટાટીટુ પૂ.ફાલ્ગુની ટેટોપાપી ઉફા ૧૦૩
પુષણઠ હસ્તમાં પેપોરરી ચિત્રા
રુરેરોતા સ્વાતીમાં તીતૂતેતો વિશાહ ૧૦૪
અનુરાધા નાનીનૂને નોયાયીયુ જિઠ્ઠાહ
યેયોભાભી મૂલરિસિ ભુધાફાઢા પૂષાઢ ૧૦૫
ભેભોજાજી ઉષાઢમાં અભિજિત્ જુજેજાખ
ખિખખેખાં સરવણાં ગાગીગુગ ધનિઠ્ઠ ૧૦૬
ગોસાસીસુ શતભિષાં પૂભા સેસોદિદ
ઉભાદ્રા દુશાઝથાં રેવતી દેદોચીચ ૧૦૭

અર્થાત્-રેવતી, અશ્વિની, ભરણી, કૃતિકા, રોહિણી, મૃગશિર આ નક્ષત્રો આદ્ય ભાગ ચુંજાનાં તે સ્ત્રીને ભર્ત્તાર પરમ વલ્લભ હોય.

આદ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા અને અનુરાધાએ ૧૨ નક્ષત્રો મધ્ય ભાગ ચુંજાનાં-પરસ્પર પ્રીતિ.

જ્યેષ્ઠા, મૂલ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા પૂર્વાભાદ્રપદ અને ઉત્તરાભાદ્રપદ નક્ષત્રો અંત્ય ભાગ ચુંજાનાં ભર્ત્તારને સ્ત્રી વલ્લભ હોય.

નક્ષત્રોની સંજ્ઞા અને કાર્ય

સ્વાતિ પુનર્વસુ શ્રવણ ત્રય એ પાંચે ચર જાણ
તિન્ને પૂરવ મઘ ભરણી ક્રૂર પંચ પરમાણ ૧૦૮

તિન્ને ઉત્તરા ને રોહિણી એ ધ્રુવ બોલ્યા ચ્યાર
તીક્ષણ આર્દ્ર અશલેશાસું જેષ્ઠા મૂલ વિચાર ૧૦૯
ક્ષિપ્ર અભિચાં અશ્વની પુષ્ય નઇ વલી હત્થ
અનુરાધા મૃગ રેવતી ચિત્રા મિત્રા સત્થ ૧૧૦
[1]મિશ્ર વિશાખા કૃત્તિકા અહિ રિસી કહીયઈ કર્મ
નામ તિસાં પરિણામ તિમ સવિ જાંણીજઈ મર્મ ૧૧૧
ગમણ કરીજે ચર લહુ ઉગ્રાં થિર હુવઇ હુંતિ
વ્યાધિ છેદે તીક્ષણ રિસી મિત્ર સંહારણ હુંતિ ૧૧૨

ઉર્ધ્વમુખ નક્ષત્રો

ઉત્તરાતિય [2]શ્રવણાદિ તિય આર્દ્રા રોહિણી [3]પુખ્ખ
એ નવ ઉરધ ગામીયાં કહે હીર કવિ શિષ્ય ૧૧૩
ગેહ તોરણ ચૈઇય કલશ ઠવણ છત્ર આરામ
રાજકાજ મંગલ સવિ કીજૈ ઉત્તમ કામ ૧૧૪

અધોમુખ નક્ષત્ર

અધો તીનઈ પૂરવા મૂલ મઘા અશલેશ
ભરણી કૃત્તિ વિશાહ સું કીજૈ કૂપ વિશેષ ૧૧૫
વાપી સરવર ભૂમિ ઘર ઠવિયૈ ભૂમિ નિધાન
ખાઇ ગઢ મઠનઇ ભુવન કીજ કામ પ્રધાન ૧૧૬

તિર્યગ્મુખ નક્ષત્ર

રેવસ્સણિ મૃગ પુનર્વસુ અનુરાહા નૈ જીહ
હત્થાદિ તિન્ને રિસાં તિરછા સુહાં પઇઠ ૧૧૭
હય ગય વસહાં ખર મહિષ કરહાં દમણ કરેઇ
પાલખી વાહણ ઘડણ વલિ કીજૈ કામ ઘરેઇ ૧૧૮

---

૧ મૃગ ૨ શ્રવણાય ૩ પુષ્ય

નક્ષત્રોની યોનિ

અસ્સણિ શતભિસ યોનિ હય હત્થ સાઇ મહસીહ
રોહિણી મિઅશિર એઉઅહી નકુલ ઉષાઢ અભિચ્ ૧૧૯
રેવતી ભરણી યોનિ ગજ સિંહ ધનિષ્ઠા પૂભ
ચિત્ત વિશાખા વાઘ બે ગૌખાં ઉફાં ઉભ ૧૨૦

આદ્રા મૂલે શ્વાનયોનિ[1] મૃગ જિઠ્ઠા અનુરાહ
શ્રવણ પૂષાઢા વાનરાં કૃતિકા પુષ્ય અજાહ ૧૨૧
પૂફાં ગુણિ મઘ મુંસઆં પુનવસુ ને અશલેશ
એ માંજારી યોનિ બે લગતો વૈર વિશેષ ૧૨૨

યોનિ વૈર

વૈર નકુલ અહિ હય મહિષ મૂષક બિલાડી એહ
મૃગ કુકર વાનર અજા ગાય વાઘ ગજસિંહ ૧૨૩
હીર કહે જે જીવને દેખી ધરે મન રીસ
વરજો તે વર વિંદણી નૃપ સેવક ગુરૂ શિશ ૧૨૪

યુંજા

પૂરવ જુંજા રેવતી મધ્ય જુંજા આદ્ર
અંતિમ જુંજા જેઠથી લેજ્યો તજી પ્રમાદ ૧૨૫
રેવતીથી છ મૃગશીરા જો જનમેઈ નરનાર
તો તે પરણી કારિણે વલ્લભ હૂવઈ ભરતાર ૧૨૬
જો જનમે બારે રિસી આદ્રાથી અનુરાધ
તો બિહું પ્રીત વધે સદા સુખ દેહી નિરબાધ ૧૨૭
જયેષ્ઠા ઉભદ નવરીસાં જે નરનારી જનમંતી
હીર કહઈ તે નારીયાં વલ્લભ હોવઇ કંથી ૧૨૮

---

૧ જોણી સુસૂધ

## ગણ

**અનુરાધા મૃગ અશ્વિની પુષ્ય પુનર્વસુ સ્વાતિ**
**રેવતી શ્રવણ હસ્ત સું એ દેવગણે વિખ્યાતિ ૧૨૯**
**ત્રિણઇ ઉત્તરા પૂર્વત્રય સત્તમી ભરણી જોઇ**
**આદ્રા ને વલી રોહિણી માનવગણ ઇમ હોઇ ૧૩૦**
**જેઠ મૂલ ને શતભિષા મઘા ધનિષ્ઠ અશલેશ**
**ચિત્રા વિશાખા કૃત્તિકા રાક્ષસ ગણ બોલેશ ૧૩૧**
**હીર કહઈ સમગણ સુખી દેવઇ રાક્ષસ વાદ**
**મધ્યમ માનવ દેવતા રાક્ષસ મનુષ વિષાદ ૧૩૨**

**અથગણ વિચાર.**

અર્થાત્—શ્રવણ, મૃગશિર, અશ્વિની, પુષ્ય, હસ્ત, પુનર્વસુ, રેવતી, સ્વાતિ અને અનુરાધા. આ ૯ નક્ષત્રો દેવગણનાં છે.

રોહિણી, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, આદ્રા અને ભરણી. આ ૯ નક્ષત્રો માનવ ગણનાં છે.

કૃત્તિકા, મઘા, વિશાખા, અશ્લેષા, શતભિષા, ધનિષ્ઠા, ચિત્રા, જ્યેષ્ઠા અને મૂલ, આ નક્ષત્રો રાક્ષસ ગણનાં છે

કદાચિત્ રાક્ષસો કન્યા વરો ભવતિ માનવઃ ।
ભર્ત્તારં અષ્ટમે માસે મારં તે ચ વિવાહિતા ॥

અર્થાત્—મીન, વૃશ્ચિક, કર્કનો વિપ્રવર્ણ, તુલ, સિંહ, ધનનો ક્ષત્રિયવર્ણ, મકર, કન્યા અને વરખનો શૂદ્રવર્ણ તથા મેષ, મિથુન અને કુંભનો વૈશ્યવર્ણ જાણવો.

પાઠાંતરે—કર્કટ વૃશ્ચિક મીન સો વિપ્રા મેષ સિંહ ધન ક્ષત્રિવરણા;
વૃષ કન્યા મકરે વૈશ્યા મિથુન તુલ કુંભે શૂદ્રા.

પાઠાંતરે—ઉંચ વર્ણો વરં સમ્યગ્ હીન વર્ણી ચ કન્યકા ।
વિપરીતં ભવેત્તસ્ય તસ્ય ભર્ત્તા ન જીવતિ ॥
વિપ્ર વર્ણં તુ યા નારી શૂદ્રવંશેષુ યઃ પતિ ।
ધ્રુવં ભવતિ વૈધવ્યં શક્રસ્ય દુહિતા યદિ ॥

ઉંચવર્ણી યદા નારી તસ્ય ભર્ત્તા ન જીવતિ ।
જીવંતિ તસ્ય ભરતારં જ્યેષ્ઠ ગર્ભો ન જીવતિ ।।
કદાપિ પુત્ર જીવંતિ તસ્ય ગૃહે ક્લેશ કારિણી.
પાઠાંતરે-ઉંચ વર્ણી યદા કન્યા નીચ વર્ણો યદા પતિ ।
યદિ દેવ કુલે જાતા તસ્ય કન્યા ન જીવતિ ।।
નીચ વર્ણી યદા કન્યા ઉંચ વર્ણો યદા પતિ ।
ધન પુત્રવતી કન્યા રૂપ સૌભાગ્ય દાયિની ।।

અમૃતસિદ્ધિ યોગ ૧, સિદ્ધિયોગ ૨, સુયોગ ૩, સામાન્ય યોગ, ૪ અને દુષ્ટયોગ ૫. આ પ્રમાણે યોગના પાંચ ભેદ છે. આ પાંચ યોગોમાં પહેલા ચાર યોગ તે શુભયોગો છે અને દુષ્ટયોગ કુયોગ અર્થાત્ અશુભ યોગ છે.

બીજા બધા યોગ સારા થાય છે, પરંતુ વિષયોગ અમૃતસિદ્ધિ યોગને બગાડે છે. પણ તે રવિયોગથી પ્રબળ થતો નથી વિષયોગથી વધારે ખરાબ મૃત્યુયોગ છે, પણ તેનો રવિયોગથી નાશ થાય છે

અહીં જે શુભ યોગો લખ્યા છે, તે દરેક શુભકાર્યમાં લેવાય છે. તો પણ લગ્નમાં રેખાઓના ૧૦ યોગ અને વિદ્યુત્યાદિ ૮ અને મર્માદિ ૪ યોગો અને ખાસ હસ્તમેળાપ વખતે અંકોથી ૧૦ દશ યોગ હોય છે. તે બીજા કોઈ મુહૂર્ત્તામાં ઉપયોગી નથી. માટે તે અહીં લખ્યા નથી તે ખાસ યોગો **વિવાહ પટલ** ગ્રંથમાં આપેલા છે. ચાલુ મુહૂર્ત્તોમાં જોવાતા બાકીના યોગો અહીં લખેલા છે.

**સુયોગ તથા કુયોગનાં ફળ અને મુદત**

કુયોગ (દુષ્ટયોગ)નું ફળ=અત્યંત અસિદ્ધિ (કાર્યનાશ).

સામાન્ય યોગનું ફળ=દૈવયોગે સિદ્ધિ

સુયોગ (શુભયોગ) નું ફળ=વિલંબે સિદ્ધિ

સિદ્ધિયોગનું ફળ=ઇચ્છિત સિદ્ધિ

અમૃતસિદ્ધિ યોગનું ફળ =ઇચ્છાથી અધિક સિદ્ધિ

આ પ્રમાણેનું ફળ "**દીનશુદ્ધિ દીપિકા**" ગ્રંથમાં દર્શા-

વેલું છે. 'જ્યોતિષસાર' ગ્રંથમાં ગાથા ૧૪૯–૧૫૦ માં અશુભ યોગનાં નામ ૧૬ ગણાવ્યાં છે.

સંવત્ત ૧ સૂલ ૨ સત્તૂ ૩ ભસમો ૪ દંડોય ૫ વજ્જ મુસલાયં ૬ ॥ કાલમુહી ૭ યમઘંટં ૮ યમદાઢં ૯ કાણુ ૧૦ મિચ્ચાયં (મૃત્યુ) ૧૧, ॥ ૧૪૯ ॥ જાલામુહી ૧૨ ય ખંજો ૧૩ યમલં ૧૪ ઉપ્પાય ૧૫ કક્કડા ૧૬ જોગં ॥ એએહિં જોગ સોડસ સંવે કજ્જે હિ અસુહાયં ॥ ૧૫૦ ॥

ભાવાર્થ—સંવર્ત્તક ૧, શૂલ ૨, શત્રુ ૩, ભસ્મ ૪, દંડ ૫, વજ્રમુસલ ૬, કાલમુખી ૭, યમઘંટ ૮, યમદંષ્ટ્રા ૯, કાણુ ૧૦, મૃત્યુ ૧૧ જ્વાલામુખી ૧૨, ખંજ* ૧૩, યમલ ૧૪, ઉત્પાત ૧૫ અને કર્કટ ૧૬ એ સોલ યોગ શુભકાર્યોમાં અશુભ મનાયા છે. માટે દરેક શુભ કાર્યમાં વર્જવા જોઈએ.

સાથે સાથે તજવા લાયક બીજા યોગોનું પણ ગ્રંથકાર **હીરકલશે** વર્ણન કર્યું છે.

| યોગ બેસે તે વખતની પહેલી ઘડીઓ તજવી | વજ્ર | વિષ્કુંભ | ગંડ | અતિ ગંડ | વ્યાઘાત | શૂલ | પરિઘ | વ્યતિપાત | વૈધૃત |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૩ | ૩ | ૬ | ૬ | ૯ | ૯ | અડધો | બધો | બધો |

વાર અને નક્ષત્રના સંયોગથી થતા અશુભ યોગો.

**કાણયોગ**

શનિ ચિત્રાં શુક્રાં મઘા બુધ ભરણી ગુરૂ આર્દ્ર;
ભોમ પૂ. ભદ્ર જેષ્ઠા રવી કાંણયોગ વિખવાદ ૧૮

| વાર | શનિ | શુક્ર | બુધ | ગુરૂ | મંગલ | રવિ |
|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | ચિત્ર | મઘા | ભરણી | આર્દ્રા | પૂર્વભાદ્રપદ | જયેષ્ઠા |

કાણયોગની શરૂઆતની નવ ઘડીઓ તજવી

* ત્રિપુષ્કર

## મૃત્યુયોગ

મંગલ શતભિષાહ હથ શનિ ગુરૂ મૃગ ભૃગુ અસલેશ;
શશી ઉ-ષાઢ અનુરાહ રવિ બુધ અસાનિ કલેશ. ૧૩૯

| વાર | મંગલ | શનિ | ગુરૂ | શુક્ર | સોમ | રવિ | બુધ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | શતભિષા | હસ્ત | મૃગશિર | અશ્લેષા | ઉત્તરાષાઢા | અનુરાધા | અશ્વનિ |

મૃત્યુયોગની શરૂની બાર ઘડીઓ ત્યાજ્ય છે.

## ગ્રંથાંતરે મૃત્યુયોગ.

બુધે અસ્સણિ મૂલ ગુરૂ પૂસા મૂલ સિતભિસ મિગાયં ।
સનિહર પૂસા ચઉરો ભિગુ રોહિણિ સાઈ અસલેસા ॥૧૮૩॥
સૂરો મઘ અનુરાહા ચંદ્દા ઉસા વિસાહ પુસ્સેહિં ।
ભૂમે સિતભિસ અદ્દા ભરણી મઘ જોગ મિચ્ચાઇ ॥૧૮૪॥
જ્યોતિષસ્સારે ગાથા ૧૮૩–૧૮૪.

| વાર | બુધ | ગુરૂ | ર નિ | શુક્ર | રવિ | સોમ | મંગલ | આ સાત વારમાં આ પ્રમાણે નક્ષત્ર મલવાથી મૃત્યુયોગ બને છે. |
|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | અ. મૂ | પૂ મૂ<br>શ મૃ | પૂ ષા દિ ૪<br>ઉ. ષા શ્ર ધ | રો સ્વા<br>અશ્લે | મઘા<br>અનુ | ઉ. ષા. વિ<br>પુષ્ય | શત. આ.<br>ભ. મ. | |

ભાવાર્થ–બુધવારે અશ્વિનિ અને મૂલ નક્ષત્ર, ગુરૂવારે પૂર્વાષાઢા, મૂલ, શતભિષા અને મૃગશીર નક્ષત્ર, શનિવારે પૂર્વાષાઢા વગેરે ચાર નક્ષત્ર, શુક્રવારે રોહિણી, સ્વાતિ અને અશ્લેષા નક્ષત્ર, રવિવારે મઘા અને અનુરાધા નક્ષત્ર, સોમવારે ઉત્તરાષાઢા, વિશાખા અને પુષ્ય નક્ષત્ર, અને મંગલવારે શતભિષા, આર્દ્રા, ભરણી અને મઘા નક્ષત્ર આવે તો મૃત્યુયોગ બને છે.

## ઉત્પાત યોગ.

શશી પૂ ષાઢ ઉ ફા શનિ ગુરૂ રોહિણી ભૃગુ પુષ્ય;
રવિ વિશાહ બુધ રેવતી ભૂમિ ધનિષ્ટા દુ:ખ. ૧૪૦

## નાડી

પહેલી નાડી નવરિસી કૃત્તિકા પુષ્ય અશલેશ
ચિત્રા સ્વાતિ પૂષા ઉષા ઉભય રેવય કલેશ ૧૩૩

બીજી નાડી રોહિણી પુનર્વસુ અને મઘાહ
કર વિશાહ મૂલાં શ્રવણ પૂભદ અસ્સણિયાંહ ૧૩૪

મૃગશીર આદ્રા ત્રીજી થઇ પૂફાગુણી ઉફાહ
અનુરાધા જિઠ્ઠા ધનિઠ્ઠ શતભીસ ભરણી નિવાહ ૧૩૫

હાઅરિસી જાયાં પ્રીતિ બહુ મિત્ર રાય પુર ગામ
બેટા જાયો શત્રૂ હુવે દંપતિ યમપુર ઠામ ૧૩૬

પહેલી નાડી વર મરણ બીજી નાડી નાર
તીજી નાડી હીર કહે કુલનો કરે સંહાર ૧૩૭

### નક્ષત્રથી રાશિ

અશ્વિની ભરણી અઠુપય કત્તિય પહેલો પાય
તે નવ પાયે મેલિયે મેષરાશિ કહેવાય ૧૩૮

કૃત્તિકા બાકી ત્રય પાય રોહિણી ચ્યારે પાય
મૃગશીર પહિલા પાય બે વૃષભરાશિ કહેવાય ૧૩૯

મૃગશીર પુઠલા દોય પાય આદ્રાસહુ પુનર્વસુ તિન પાય
તે નવ પાયે મેલિયા મિથુનરાશિ જગમાંય ૧૪૦

પુનર્વસુ ઇગપય પુષ્ય સહુ ચ્યારે પાય અસલેશ
કર્ક રાશી તે રીતથી જોતીષનો ઉપદેશ ૧૪૧

ચારે પાય મઘા તણા પૂર્વા ફાલ્ગુણી ચ્યાર
ઉત્તરા ફાલ્ગુણી આદિપય સિંહરાશી સંભાર ૧૪૨

ઉત્તરાફગ્ગુણી ત્રણપય મેલી હસ્ત વિચાર
ચિત્રા આદિ દોય પય કન્યારાશિ સંભાર ૧૪૩

ચિત્રા દોય પય પાછલા ચારે પાયા સ્વાતિ
ત્રિણે પાયા વિસાહના તે તુલરાશી વિખ્યાતી ૧૪૪
છેલો પાયો વિશાહનો પય ચારે અનુરાહ
જેષ્ઠા ચારે પય મિલી વૃશ્ચિકરાશી સમાય ૧૪૫
ચ્યારે પાયા મૂલરિસી પૂર્વાષાઢા ચ્યાર
ઉત્તરાષાઢા એક પય ધનરાશિ ઉચ્ચાર ૧૪૬
ત્રણ પાયા ઉત્તરાષાઢના શ્રવણ પુરો ભેલી
અરધ ધનિષ્ઠા જોડતાં મકરરાશિ ઇમ મેલી ૧૪૭
અરધ ધનિષ્ઠા પાછલો શતભિષ પુરો ઠાય
પૂરવભદ્ર તિહુ પય સહિત કુંભરાશિ કહેવાય ૧૪૮
પૂરવા ભદ્ર ચોથો પય લેઈ ઉભદ રેવતી અંત
મીનરાશી મેલી હવે જોઇશ હીર કહંત ૧૪૯

વર્ગ

અકચટતપયશ વરગ આઠ અનુક્રમે સ્વામિ સદીહ
હીર કહે નિજ બુદ્ધિ ગણી ગરુડ બીલાડી સિંહ ૧૫૦
કુકર અહિ મુષક મરગ મીંઢો અઠમ જોઇ
જીકો જયાંથી પાંચમો સો તસ વેરી હોઇ ૧૫૧
વરગ વિરોધ લહી સવે વરજો વાદ વિવાહ
વાણિજે પણ વરજો સવિ જીમ કહાસો શાહ ૧૫૨

રાશિવર્ણ

વિપ્રમીન વૃશ્ચિક કરક ક્ષત્રી મેષ ધન સિંહ
વૈશ્ય મકર કન્યા વૃષે શૂદ્ર મિથુન તુલ કુંભ ૧૫૩
હીર કહે એક વર્ણ સુખ મધ્યમ ક્ષત્રિ વિપ્ર
અધમ વૈશ્ય ને બાંભણાં શૂદ્ર વિપ્ર તજી ક્ષિપ્ર ૧૫૪

નારી વિપ્ર ને શૂદ્ર પિયુ જો હોય તો દુખ દેઇ
અથવા શ્રેષ્ઠા વરણ ત્રય સગપણ સદા સુખ દેઇ ૧૫૫
વિપ્ર વરણ પરણે સહુ ક્ષત્રિ નવ સંઘાતી
વૈશ્ય પરણે ષટ્ રાશિયાં શૂદ્ર ત્રિરાશિ વિખ્યાતિ ૧૫૬

રાશિ સ્વામી

મેષ વૃશ્ચિક ભૂમપતિ કુંભ મકર પતિ મંદ
ધનમીનાં ગુરૂ સિંહ રવિ કરક રાશિપતિ ચંદ ૧૫૭
તુલ વરખ દાનવપતિ કન્યા મિથુને બુધ
રાશિ સ્વાંમી હિવૈ મિત્ર રિપુ જાંણી વરજો શુધ ૧૫૮

ગ્રહ મૈત્રી

ગ્રહ મિત્રાં રવિ મંગલાં શુક્રાં બુધ શશી જીવ
શનિ રાહ સું હીર કહે વાધઈ પ્રીત અતીવ ૧૫૯

ગ્રહ શત્રુતા

[1] ગુરૂ શુક્રાં ચંદા બુધાં રાહાં રવિ શનિ ભૂમ
હીર કહે એ શત્રૂગ્રહ મિલતે ઉઠાવે ધૂમ ૧૬૦

---

૧ શશી બુધ રિપુ રિપુ શુક્ર ગુરૂ વૈર ભોમને મંદ
રવિ રાહ સું વૈર તજી બોલે હીર આણંદ.

# અમૃતસિદ્ધિ આદિ યોગ

અમૃતસિદ્ધિ યોગ ૧, સિદ્ધિયોગ ૨, સુયોગ ૩, સામાન્ય યોગ, ૪ અને દુષ્ટયોગ ૫. આ પ્રમાણે યોગના પાંચ ભેદ છે. આ પાંચ યોગોમાં પહેલા ચાર યોગ તે શુભયોગો છે અને દુષ્ટયોગ કુયોગ અર્થાત્ અશુભ યોગ છે.

બીજા બધા યોગ સારા થાય છે, પરંતુ વિષયોગ અમૃતસિદ્ધિ યોગને બગાડે છે. પણ તે રવિયોગથી પ્રબળ થતો નથી. વિષયોગથી વધારે ખરાબ મૃત્યુયોગ છે, પણ તેનો રવિયોગથી નાશ થાય છે.

અહીં જે શુભ યોગો લખ્યા છે, તે દરેક શુભકાર્યમાં લેવાય છે. તો પણ લગ્નમાં રેખાઓના ૧૦ યોગ અને વિદ્યુત્યાદિ ૮ અને મર્માદિ ૪ યોગો અને ખાસ હસ્તમેળાપ વખતે અંકોથી ૧૦ દશ યોગ હોય છે. તે બીજા કોઈ મુહૂર્તોમાં ઉપયોગી નથી. માટે તે અહીં લખ્યા નથી. તે ખાસ યોગો વિવાહ પટલ ગ્રંથમાં આપેલા છે. ચાલુ મુહૂર્તોમાં જોવાતા બાકીના યોગો અહીં લખેલા છે.

**સુયોગ તથા કુયોગનાં ફળ અને મુદત.**

કુયોગ ( દુષ્ટયોગ )નું ફળ=અત્યંત અસિદ્ધિ ( કાર્યનાશ ).

સામાન્ય યોગનું ફળ=દૈવયોગે સિદ્ધિ

સુયોગ ( શુભયોગ ) નું ફળ=વિલંબે સિદ્ધિ

સિદ્ધિયોગનું ફળ=ઇચ્છિત સિદ્ધિ

અમૃતસિદ્ધિ યોગનું ફળ =ઇચ્છાથી અધિક સિદ્ધિ

આ પ્રમાણેનું ફળ "દીનશુદ્ધિ દીપિકા" ગ્રંથમાં દર્શાવેલું છે. 'જ્યોતિષસાર' ગ્રંથમાં ગાથા ૧૪૯–૧૫૦ માં અશુભ યોગનાં નામ ૧૬ ગણાવ્યાં છે.

સંવત્ત ૧ સૂલ ૨ સત્તૂ ૩ ભસમો ૪ દંડાય ૫ વજ્જ મુસલાયં ૬ ॥ કાલમુહી ૭ યમઘંટં ૮ યમદાઢં ૯ કાણુ ૧૦ મિચ્ચાયં ( મૃત્યુ ) ૧૧, ॥ ૧૪૯ ॥ જાલામુહી ૧૨ ય ખંજો ૧૩ યમલં ૧૪ ઉપ્પાય ૧૫ કક્કડા ૧૬ જોગં ॥ એએહિં જોગ સોડસ સંજ્વે કજ્જે હિ અસુહાયં ॥ ૧૫૦ ॥

ભાવાર્થ—સંવર્ત્તક ૧, શૂલ ૨, શત્રુ ૩, ભસ્મ ૪, દંડ ૫, વજ્રમુસલ ૬, કાલમુખી ૭, યમઘંટ ૮, યમદંષ્ટ્રા ૯, કાણ ૧૦, મૃત્યુ ૧૧ જ્વાલામુખી ૧૨, ખંજ* ૧૩, યમલ ૧૪, ઉત્પાત ૧૫ અને કર્કટ ૧૬ એ સોલ યોગ શુભકાર્યોમાં અશુભ મનાયા છે. માટે દરેક શુભ કાર્યમાં વર્જવા જોઈએ.

સાથે સાથે તજવા લાયક બીજા યોગોનું પણ ગ્રંથકાર હીરકલશે વર્ણન કર્યું છે.

| યોગ બેસે તે વખતની પહેલી ઘડીઓ તજવી | વજ્ર | વિષ્કુંભ | ગંડ | અતિ ગંડ | વ્યાઘાત | શૂલ | પરિઘ | વ્યતિપાત | વૈધૃત |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૩ | ૫ | ૬ | ૬ | ૯ | ૫ | આડધો | બધો | બધો |

## વાર અને નક્ષત્રના સંયોગથી થતા અશુભ યોગ

### કાણયોગ

**શનિ ચિત્રાં શુક્રાં મઘા બુધ ભરણી ગુરૂ આર્દ્ર;**
**ભોમ પૂ. ભદ્ર જેષ્ઠા રવિ કાણયોગ વિખ્યાત. ૧૬૧**

| વાર | શનિ | શુક્ર | બુધ | ગુરૂ | મંગલ | રવિ |
|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | ચિત્રા | મઘા | ભરણી | આર્દ્રા | પૂર્વભાદ્રપદ | જયેષ્ઠા |

કાણયોગની શરૂઆતની નવ ઘડીઓ તજવી.

### મૃત્યુયોગ

**મંગલ શતભિષા હથ શનિ ગુરૂ મૃગ ભૃગુ અસલેશ;**
**શશી ઉ-ષાઢ અનુરાહ રવિ બુધ અસાનિ કલેશ. ૧૬૨**

| વાર | મંગલ | શનિ | ગુરૂ | શુક્ર | સોમ | રવિ | બુધ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | શતભિષા | હસ્ત | મૃગશિર | અશ્લેષા | ઉત્તરાષાઢા | અનુરાધા | અશ્વનિ |

* નિપુષ્કર

મૃત્યુયોગની શરૂની બાર ઘડીઓ ત્યાજ્ય છે.

## ગ્રંથાંતરે મૃત્યુયોગ.

બુધે અસ્સણિ મૂલ ગુરૂ પૂસા મૂલ સિતભિસ મિગાયં ।
સનિહર પૂસા ચઉરો ભિગુ રોહિણિ સાઈ અસલેસા ॥૧૮૩॥
સૂરો મઘ અનુરાહા ચંદા ઉસા વિસાહ પુફ્ખે હિં ।
ભૂસે સિતભિસ અદ્દા ભરણી મઘ જોગ મિચ્ચાઈ ॥૧૮૪॥
—જ્યોતિષસારે ગાથા ૧૮૩–૧૮૪.

| વાર | બુધ | ગુરૂ | શનિ | શુક્ર | રવિ | સોમ | મંગલ | આ સાત વારમાં આ પ્રમાણે નક્ષત્ર મલવાથી મૃત્યુયોગ બને છે. |
|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | અ. મૂ | પૂ. મૂ. શ મૃ. | પૂ. ષા દિ ૪ ઉ. ષા શ્ર ધ | રો. સ્વા અશ્લે | મઘા અનુ | ઉ. ષા વિ પુષ્ય | શત. આ. ભ. મ. | |

ભાવાર્થ—બુધવારે અશ્વિનિ અને મૂલ નક્ષત્ર, ગુરૂવારે પૂર્વાષાઢા, મૂલ, શતભિષા અને મૃગશીર નક્ષત્ર, શનિવારે પૂર્વાષાઢા વગેરે ચાર નક્ષત્ર, શુક્રવારે રોહિણી, સ્વાતિ અને અશ્લેષા નક્ષત્ર, રવિવારે મઘા અને અનુરાધા નક્ષત્ર, સોમવારે ઉત્તરાષાઢા, વિશાખા અને પુષ્ય નક્ષત્ર, અને મંગલવારે શતભિષા, આર્દ્રા, ભરણી અને મઘા નક્ષત્ર આવે તો મૃત્યુયોગ બને છે.

## ઉત્પાત યોગ.

શશી પૂ.ષાઢા ઉ. ફા શનિ ગુરૂ રોહિણી ભૃગુ પુષ્ય;
રવિ વિશાહ બુધ રેવતિ ભૂમિ ધનિષ્ટા દુઃખ. ૧૬૩

| વાર | ચંદ્ર | શનિ | ગુરૂ | શુક્ર | સૂર્ય | બુધ | મંગલ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | પૂ ષા. | ઉ ફા | રો | પુષ્ય | વિ | રે | ધનિષ્ટા |

ઉત્પાત યોગની શરૂઆતની પાંચ ઘડીઓ તજવી. અન્થાન્તરમાં ઉત્પાત, મૃત્યુ અને કાણયોગ.

વિશાખા ત્રયમાદિત્યે પૂર્વાષાઢા ત્રયં શશી ।
ધનિષ્ટાદિ ત્રયં ભૌમે બુધે ચ રેવતિ ત્રયં ॥
રોહિણ્યાદિ ત્રયં જીવે પુષ્યાદી ત્રય ભાર્ગવે ।
ઉ-ફ્રાદિ ત્રય મંદે ચ સર્વ કર્માણિ વર્જયેત્ ॥
ઉત્પાત મૃત્યુ કાણાખ્યા સિદ્ધિયોગાઃ પ્રકીર્ત્તિતાઃ ॥

નોંધ–મૂલ–શ્રવણ–ઉ-ભા–કૃત્તિકા–પુનર્વસુ–પૂ-ફા–સ્વાતિ એ સાત નક્ષત્ર ગણવા નહિ, પણ અભિજીત ગણતરીમાં લેવું.

### અશુભ યોગે ઘડી પ્રહર ત્યાજ્ય.

અશુભ યોગ બિ પહુર તજી મૃત્યુ ઘડી તજી ચિયાર;
ઉત્પાતાં પંણ ક્રાંણ નવ પછઈ સહુ શુભકાર.

### ચરયોગ.

સૂરેહિ પૂબ્વસાઢા ચંદા અદ્દાઈ ભૂવિ સાહાઈ ।
બુદ્ધ રોહિણી સુક્ક મઘા શનિ મૂલા હવઈ ચર યોગા.
—જ્યોતિષસાર ગાથા ૨૧૮

| વાર | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | પૂ ષા. | આર્દ્રા | વિ | શે. | ૦ | મઘા | મૂલ |

બીજી પ્રતમાં કોષ્ટકમાં છૂટા પાઠમાં ગુરૂવારે પુષ્ય છે.

વળી આરંભસિદ્ધિ ગ્રંથમાં રવિવારે ઉત્તરાષાઢાને ગુરૂવારે શતભિષા એમ વિશેષ લખેલું છે.

### રાક્ષસ યોગ

રવિ પુ-ષાઢ શશી અસ્સણિ ભૂમ મૃગ બુધ અસલેસ;
ગુરૂ હત્થાં અનુરાગ ભૃગુ થાવર ઉ-ષા તજેહ. ૧૬૪
એ વારાં એ રિશી મિલ્યાં રાક્ષસ યોગ કહેવાય;
મંગલવેલા હીર કહે વરજ્યાં સવિ સુખ થાય. ૧૬૫

| સૂ | ચં | મં | બુધ | ગુ | શુ | શ | વાર |
|---|---|---|---|---|---|---|---|
| પૂ. ષાઢા | અશ્વ | મૃગ | અશ્લે | હસ્ત | અનુ | ઉ. ષા | નક્ષત્ર |

રાક્ષસ યોગનો માંગલિક કાર્યોમાં ત્યાગ કરવો.

યમઘંટ યોગ

શનિ હત્થાં ભૃગુ રોહિણી ગુરૂ કૃતિકા બુધ મૂલ;
આદરા મંગલ વિશાહ શશી સૂરિજ મધા યમશૂલ ૧૬૬
યમઘંટ વરજ્જો હીર કહેંઈ ઇસ રિતિ ઇસો વિચાર;
રવિ પનરાં શશી તેરહાં ભોમૈ ઘડી અઢાર, ૧૬૭
બુધવારે ઇગ દશ ઘડી ગુરૂ ભૃગુ થાવર વાર;
સપ્ત સપ્ત તજીયઇ ઘડી જોઇષિ ઇસ વિચાર. ૧૬૮

| શનિ હસ્ત | શુક્ર રોહિણી | ગુરૂ કૃતિકા | બુધ મૂલ | મંગલ આર્દ્રા | સોમ વિશાખા | રવિ મઘા | વાર નક્ષત્ર |
|---|---|---|---|---|---|---|---|
| ૭ | ૭ | ૭ | ૧૧ | ૧૮ | ૧૩ | ૧૫ | તજવાની ઘડીઓ |

પાઠાંતરે:-

શશી અસવનિ વિશાહ રવિવારે તજીએ મઘાહ;
ભોમ મઘા અદ્રારિશી ગુરૂ કિરતક સવણાહ
યમઘંટઈ ગમન ન કીજીએ ગૃહ પ્રવેશઈ દાહ;
જાયો સુત જીવઈ નહિ× કુલ છેદૈ વિવાહ.

ભાવાર્થ—નીચે મુજબના વારે નીચે મુજબ નક્ષત્ર આવે તો યમઘંટ યોગ થાય છે.

| વાર | ચંદ્ર | બુધ | ગુરૂ | સૂર્ય | મંગલ | શુક્ર | શનિવાર |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | વિ અશ્વ | મૂ-અ પૂ-ફા | કૃ-અ | મઘા | મઘા આર્દ્રા | સ્વા રે | હ-રે-પૂ-ષા, ઉ-ષા |

× પુત્રો જન્મે તો જીવે.

## ઇતિવાર નક્ષત્રે યમઘંટ યોગ

અવયોગે ટાળવાની ઘડીઓ–

યમઘંટે ત્યજે દષ્ટૌ મૃત્યુ દ્વાદશ નાડીકા।
અન્યેષાં પાપ યોગાનાં મધ્યાન્હાત્ પરતઃ શુભં ॥૧॥

## યમદાઢ યોગ

આદિત્યવારે મઘા ધનિષ્ટા સોમો મૂલં વિશાખ નિષ્ટા;
કૃત્તિકા ભોમે ભરણી વિરોધી બે ફાલ્ગુની બુધે રૂંધી.–૨
ગુરૂ અશ્વનિ રેવતી શુક્રથી રોહિણી સંયુક્તી;
શતભિષાને હસ્તશનિ વિરોધી એતે જમદાઢ જગપ્રસિદ્ધિ–૩
–જોઇશહીર ગા. ૨–૩

| વાર | સૂ | સો | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | મ–ધ | મૂ–વિ | ભ–કૃ | ઉ–ફા<br>પૂ–ફા | અશ્વ રે | રો | શ–હ |

પાઠાંતરે યમદાઢનો શ્લોક. ૧

વર્જ્યેહ સૂર્યે મઘા ધનિષ્ટા સોમે ચ મૂલં અથવા વિશાખા।
ભોમે ભરણ્યાં અથવા કૃત્તિકા બુધોત્તરા ફાલ્ગુનીચાશ્વનીષુ ॥

જીવેયદા મૃગશીરો નતુ રેવતી ચ શુક્રે તથા સ્વાતિ વિશાખતોપિ।
વારૂણ્ય હસ્તેષુ ભવેતીમંદે એતે યમદાઢ જગપ્રસિધ્ધે ॥ ૧ ॥

| વાર | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | મ–ધ | વિ–મૂ | ભ–કૃ | ઉ–ફા<br>અશ્વ | મૃ–રે | સ્વા–વિ | શત<br>હસ્ત |

પાઠાંતરોમાં–બુધવારે પૂર્વાષાઢાને પુનર્વસુ છે, કોઈ ઠેકાણે મંગળવારે રોહિણી છે અને શુક્રમાં અનુરાધા છે, વળી કોઈ કોઈ ઠેકાણે ગુરૂવારે ઉત્તરાષાઢાને અશ્વનિ છે.

જમદાઢ યોગનું ફલ.-

રાણો રાવણ મારીયો બલિ ચાંપ્યો પાતાલ;
એ કહીએ જમદાઢડી જોશી ખરૂં નિહાલ.

—જોઈશહીર ॥ ૪

વળી પાઠાંતરે યમદાઢની ઘડીઓ—

અંત ધનિષ્ટા પણ ૫ ઘડી શતભિષ પહેલી સાત;
એ બારહ યમની ઘડી છાંડી કરો શુભ વાત.

—જોઈશિહીર ૫

વજ્રમુશલ યોગ અને ગ્રહ જન્મ નક્ષત્રો-

રવિ ભરણી સસિ ચિત્તા, ઉસા ભોમાઈ બુદ્ધ ધણિટ્ઠાયં ।
ગુરૂ ઉફા ભિગુ જિટ્ઠા, રેવય સનિ વજ્જ મુસલાયં ॥
ગહજમ્મ રિસી એએ, વજ્જે વિવાહ કીરએ વિહુવં ।
ગમણારંભે મરણં, ચેઈયકુવણ વિદ્ધંસં ॥
સેવાઈ હવઈ નિપ્ફલ, કરસણ અફલોઈ દાહ ગિહપવેસં ।
વિજ્જારંભે ય જડં, વત્થુ વાવરઈ ભસમાયં ॥

ભાવાર્થ-રવિવારે ભરણી નક્ષત્ર હોય, સોમવારે ચિત્રા, મંગલવારે ઉત્તરાષાઢા, બુધવારે ધનિષ્ટા, ગુરૂવારે ઉત્તરાફાલ્ગુની, શુક્રવારે જ્યેષ્ટા અને શનિવારે રેવતિ નક્ષત્ર હોય તો વજ્રમુશલ યોગ થાય છે. વળી આ નક્ષત્રો ગ્રહોના જન્મ નક્ષત્રો પણ છે.

| વાર | સૂ | સો | મં | બુ | ગુ | શુ | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | ભ | ચિ | ઉ-ષા | ધ | ઉ-ફા | જ્યે | રેવતિ |

—જ્યોતિષસાર ગાથા ૧૯૧-૧૯૮

આ પ્રમાણે પણ પાઠ છે—

ભર ૧ ચિત્તુરત્તરસાઢા ૩ ધણિ ૪ ઉત્તરફગ્ગુ ૫ જિટ્ઠ ૬ રેવઈઆ ૭ ।
સૂરાઇ જમ્મરિક્ખા, એએ હિં વજ્જમુસલ પુણો ॥૧॥

ભાવાર્થ—આ ગ્રહજન્મના નક્ષત્રમાં વિવાહ ન કરવો જોઇએ અને કરે તો વિધવા થાય, દેશાટન કરે તો મરણ થાય, પ્રતિષ્ઠા કરે તો દેવસ્થાનનો નાશ થાય, કોઈની નોકરી કરે તે પણ નિષ્ફલ જાય, ખેતી કરે તો અનાજ પાકે નહિ, ઘર પ્રવેશ કરે તો અગ્નિનો ઉપદ્રવ થાય, વિદ્યારંભ કરે તો મૂર્ખો રહે. નવું વસ્ત્ર પહેરે તો સળગી જાય અથવા ફાટી જાય, પંચમહાવ્રતાદિ વ્રત લે તો વ્રતનો ભંગ થાય; પંચમહાવ્રતનો પ્રચાર જૈન ધર્મમાં જ છે એટલે બીજા ધર્મોમાં સંન્યાસી વગેરે થાય તો પણ વ્રતનો ભંગ થાય.

બુધ અદ્દા ભિગુ રોહિણી પુખ્ખ સિસિ સિતભિસાય સનિવારા ।
ગુરૂ વિસાહા વિજ્જિય સત્તૂ જોગઈ સવ્વાઈ ॥

પાઠાંતરે—વિશેષે કરીને રવિવારે ભરણી તથા મંગલવારે ઉત્તરાષાઢા નક્ષત્ર હોય તો શત્રુયોગ જાણવો.

| વાર | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | ભ | પુષ્ય | ઉ-ષા | આ | વિ | રો | શત |

—જ્યોતિષસાર ગાથા ૧૯૩

### યમશૂલ

જશવિજયજીના નાના બળી ગએલા હીરકલશમાંથી યાદી

| સૂ. | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિવાર | વાર |
|---|---|---|---|---|---|---|---|
| ૦ | અશ્વ | મ—આ | આ મૂ પૂ—ષા | કૃ-અનુ | રો—રવા. | ઉ—રે, પૂ—ષા ઉ—ષા. | નક્ષત્ર |

વાર અને તિથિના સંયોગથી થતા અશુભ યોગો

## કુલિકયોગ

પડવા થાવર× પરિહરો, બીજે ભૃગુ વારેણુ,
ત્રીજે સુરગુરૂ નંદિયે, ચોથે બુધવારેણ;
પાંચમ મંગલ છઠ સોમ, સાતમ રૂંધી ભાણુ,
લીહ મ કાઢે જોશીયા કુલિક એહ પ્રમાણુ. ૧

—જોઈશહીર.

| તિથિ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| વાર | શનિ | શુક્ર | ગુરૂ | બુધ | મં | સો | સૂ |

તિથિ અને વારનો સરવાળો આઠ થાય તો કુલિક યોગ થાય. આને કાંકડું અથવા ચોથાનું ઘર ગણે છે અને તે વર્જ્ય છે.

### કર્કયોગ

**રવિ બારસ શશી ઇગ્યારશી ભોમ દશમ નવમી બુધેણુ;**
**ગુરૂ અઠ્ઠમી ભૃગુ સત્તમી શનિ છઠ્ઠી કકરેણુ ૧૯**

| વાર | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|---|
| તિથિ | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ |

ઉપરના વારે નીચેની તિથિ મલવાથી કર્ક યોગ થાય છે, ને તેમાં જોડેનાં ગ્રહ જન્મ નક્ષત્રો મલવાથી કાલયોગ થાય છે.

કર્ક એટલે કર્કટ, કકચ અને કકડા એ બધાં એકજ નામ છે. તેમાં નિષેધ કાર્યો આ પ્રમાણે છેઃ-

લગ્નકાલે ક્ષોરકાલે કર્કયોગો ભવેદ્યદિ ।
લગ્નેસા વિધવા કન્યા ક્ષૌરે મૃત્યુ સમાદિશેત્ ।।

ક્ષોરકાલ એટલે બાળકના વાળ ઉતરાવવાનો સમય તથા જનોઇ વખતે ગુરૂને નવીન દીક્ષા આપતાં વાળ કઢાવી નાખવામાં આવે છે તે સમય.

× શનિવાર

વળી કર્કયોગ ક્યાં ક્યાં તજવો તેનો શ્લોક આ પ્રમાણે.

વિવર્જનીય કુલિક યોગ કષ્ટપ્રદ સપ્ત સુત્રાસરે કુ ।
ત્રિયો જશો જશ વિરૂપ ઘટચો નિવાદ્રિ કાકા સોમે પ્રસિદ્ધં ॥

વાર તિથિની સંખ્યાનો સરવાળો ૧૩ થાય તો કર્કયોગ થાય. અને તે પ્રયાણમાં નિષિદ્ધ છે.

થાવર× છઠ નવ જઇએ સાતમ શુકર નાંહિ,
આઠમ ગુરૂ અશુભ મળે બુધ નુમ જ માંહિ
દશમ મંગળ દુખી આવે જો સોમ અગીઆરશી;
કર્ક જોગ કહાય જોતાં રવી આવે બારશી,
સહદેવ કહે શાસ્ત્ર શણિ પુછે તેને પાલીએ
હજાર કંમ દશ દિશા હોય તો પણ ચિંતવી ગામ ન ચાલીએ.

મૃત્યુયોગ

હીર કહઇ પુન્ના શની, ભદ્રા શશી ગુરૂવાર;
રવિ ભૂમ નંદા બુધ જયા, ભૃગુ રિક્તા મૃતકાર. ૧૭૦

| વાર | શનિ | ચં—ગુ | રવિ | મગલ | બુધ | શુકર |
|---|---|---|---|---|---|---|
| તિથિ | પૂર્ણા | ભદ્રા | નંદા | નંદા | જયા | રિક્તા |

સંવર્ત્તક યોગ.

બુધ પડિવા શનિ પંચમી ગુરૂ નવમી બીજ શુક્ર
રવિ સત્તમી શશિ તેરશી ચવદશી ભોમ નહીં ઢૂક ૧૭૧
એ સાતે હી વાર તિથિ સંવર્ત્તક કહેવાઇ;
હીર કહઇ શુભ કામનિ એહ ન આવે દાઇ ૧૭૨

| તિથિ | એકમ | પાંચમ | નોમ | બીજ | સાતમ | તેરશ | ચૌદક્ષ |
|---|---|---|---|---|---|---|---|
| વાર | બુધ | શનિ | ગુરૂ | શુક્ર | રવિ | સોમ | મંગલ |

× શનિવાર

પડવે મંગલ તીય બુધેણુ છઠ્ઠી જીવેણુ।
બીય શુકકેણુ સત્તમિ શનિ સૂરેણુ ॥

ભાવાર્થ–પડવે ને મંગલવાર, ત્રીજને બુધવાર, છઠને ગુરૂવાર, બીજને શુક્રવાર અને સાતમને શનિવાર અથવા રવિવાર આવે તો તે સંવર્ત્તક યોગ કહેવાય છે. આ વિષયમાં ઘણી જાતનાં પાઠાંતરો છે.

ગુરૂ છઠ્ઠી નવમી તિહિ, ભિગુ બીયા તીય બુધ ઈગતીયા ॥
સસિ સત્તમી તેરસિ યા, સત્તમિ રવિ ભૂમ ચવદિસિ યા ॥
શનિ પંચમી સંવત્તક જોગં, અવજોગ મજ્જુ સંવેહિં ॥
નહુ કોરઇ વિવાહં, મંગલ કાલે હિ વજજેહિં ॥
—જ્યોતિષ સાર ગાથા ૧૯૦–૧૯૧

| વાર | ગુરૂ | શુક્ર | બુધ | સોમ | રવિ | મંગલ | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| તિથિ | ૬–૯ | ૨–૩ | ૧–૩ | ૭–૧૩ | ૭ | ૧૪ | ૫ |

ભાવાર્થ–ગુરૂવારે છઠ અને નોમ, શુક્રવારે બીજ અને ત્રીજ, બુધવારે એકમ અને ત્રીજ, સોમવારે સાતમ અને તેરસ, રવિવારે સાતમ, મંગલવારે ચઉદશ અને શનિવારે પાંચમતિથિ હોય તો સંવર્ત્તક યોગ કહેવાય છે. આ યોગમાં વિવાહ વગેરે શુભ કાર્યો કરવા નહીં અને માંગલિક કાર્યમાં તો આ સંવર્ત્તક યોગનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ.

વિષ્કંભયોગ

સૂરિજ ચઉથી બારશી શશો ઇગ્યારશી ત્રીજ
બુધવારઇ પડવા નવમી મંગલ દશમી બીજ. ૧૭૩
ગુરૂ અઠ્ઠમી પૂનિમ તજહું સત્તમી તેરશ શુક્ર
છઠી ચઉદશી થાવરે એ તિથિ વાર ન ઢુંક ૧૭૪
હીર કહઈ એ વાર તિથિ વિષંભ યોગ કહાય,
વિણુ કિણુહી રિસી મિલિયાં દૂષણુ દૂર પલાય ૧૭૫

| વાર | રવિ | સોમ | બુધ | મંગલ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| તિથિ | ૪–૧૨ | ૧૧–૩ | ૧–૯ | ૧૦–૨ | ૮–૧૫ | ૭–૧૩ | ૬–૧૪ |



## હુતાશનયોગ

હુતાશન યોગ=(દગ્ધ-વિષ=)મુહૂર્ત્તચિંતામણૌ. પત્ર-૩-શ્લો. ૮

| તિથિ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | સર્વ કાર્યે નિષેધ |
|---|---|---|---|---|---|---|---|---|
| વાર | સો | મં | બુ | ગુ | શુક્ર | શનિ | રવિ | |

## તિથિ અને નક્ષત્રોના સંયોગથી થતા અશુભ યોગો

યમકર્ત્તરિ, યમશુલ અને જ્વાલામુખી યોગ અને તેમનું ફલ.

પડિવા પરિહર મૂલરિસી બીયા રોહિણી અનુરાહ
અનુરાહા ઉત્તરા તિય ચઉથિ ઉત્તરા મઘાહ ૧૭૬
પંચમી મૂલ મઘા ભરણી છઠ્ઠી રોહણી ચાંહ,
હસ્તાં મૂલાં સપ્તમીયાં અઠ્ઠમિ કૃતિ વિશાહ ૧૭૭
નવમી કૃત્તિકા રોહિણી દશમી અશલેશા આણી
તેરશી ચિત્રા સ્વાતિ બે પૂનમ ઉત્તરા તીન્ની ૧૭૮
ઇયાં તિથાં ઇયાં રિસાં મેલીયાં યમકર્ત્તરિ યમશૂલ
જ્વાલાયોગ લહી ખરો હીર કહે તજીયે દૂર ૧૭૯

| તિથિ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૩ | ૧૫ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | મૂ | રો. અનુ | અનુ ઉ-૩ | ઉ૩ મ | મૂ-મ ભર | રો | હ-મૂ | કૃ-વિ | કૃ-રો | અશ્લે | ચિ-સ્વે | ઉ-૩ |

## કાલમુખી યોગ.

પંચમી મઘ ચઉ ઉત્તર નવમિય કિત્તિગિય તીય અણુરાહા ।
અઠ્ઠમિ રોહિણિ મજ્ઝિમ કાલમુહી યોગ એ કહિયા ॥

—જ્યોતિષસાર ગાથા ૧૯૫

ભાવાર્થ-પાંચમને મઘા, ચોથને ત્રણ ઉત્તરા નક્ષત્રમાંનું ગમે તે નક્ષત્ર હોય, નોમને કૃત્તિકા, ત્રીજને અનુરાધા અને આઠમને રોહિણી નક્ષત્ર હોય તો તે કાલમુખી યોગ કહેવાય છે.

## યમદાઢ યોગ

અણુરાહાએ બીયા ઉત્તર તીયા મઘાઈ પંચમીયા।
કર મૂલા સત્તમીયા અઠુમિ× સંજુત રોહિણીયા॥
તેરસિ ચિત્તા સાઈ એએ યમદાઢ જોગ દુહદાઈ।
ઉત્તમ કજ્જુ ન કાઈ કારય નહુ કરઈ જઇ માઈ॥

—જ્યોતિષસાર ગાથા ૨૧૬-૨૧૭

ભાવાર્થ-નીચેના કોષ્ટકમાં સમજુતી આપ્યા પ્રમાણેની તિથિએ જો બીજા નક્ષત્રના ખાનામાં દર્શાવેલું નક્ષત્ર હોય તો કોઈ પણ જાતનુ ઉત્તમકાર્ય કરવું નહીં અને કરવામાં આવે તો મરણ થાય છે.

| તિથિ | બીજ | ત્રીજ | પંચમી | સાતમ | આઠમ | તેરશ |
|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | અનુ | ઊ-૩ | મઘા | હ-મૂ- | રે | ચિ-સ્વા |

### ગ્રંથાંતરમાં યમકર્ત્તરી યોગ

દ્વિતીયા અનુરાધાયાં તૃતીયા ઉત્તરાત્રયં।
પંચમી મઘા સંયુક્તા હસ્ત.મૂલેચ સપ્તમી॥
અષ્ટમી રોહિણી ચૈવ ચિત્રા સ્વાતિ ત્રયોદશી।
શુભકર્મ ન કર્તવ્યં ષટ્ માસે મરણ ધ્રુવં॥૧॥

—બાલબોધ

### જ્વાલામુખી યોગ અને તેનું ફલ

પડવે મૂલ પાંચમ ભરણી આઠમ કૃત્તિકા નુમ રોહિણી;
દશમ અશ્લેષા સુણ રે સહિયા એ તે જોગ જ્વાલામુખી કહિયા-૧
જન્મે તો જીવે નહિ વસે તો ઉજડ થાય;
નારી પહેરે ચુડલો બાંહી સમુળી જાય. —૨
ગામ ગયો આવે નહિ કુવે નીર ન હોય;
ખાટ પડયો ઉઠે નહિ પંડિત વિચારી જોય —૩
વાવે તો લણે નહિ ભણે તો ભૂલી જાય;
દાટયું આપ્યું નહિ મલે, એહ વિના બીજું શું થાય. —૪

---

× નારચંદ્ર ટિપ્પનમાં છાઠને રોહિણી નક્ષત્રનો પાઠ છે

| તિથિ | પડવા | પાંચમ | આઠમ | નુમ | દશમ |
|---|---|---|---|---|---|
| નક્ષત્ર | મૂલ | ભરણી | કૃત્તિકા | રો | અશ્લ- |

વેધયોગ

નંદા ચ રોહિણી વેધં ભદ્રા વેધા ચ રેવતિ ।
જયા હસ્તશ્ચ વેધંચ રિક્તા જયેષ્ટા તથૈવ ચ ॥૧॥
પૂર્ણા અનુરાધા વેધંચ ... ... ।
એતાનિ તિથિ વેધાનિ શુભકર્માણિ વર્જયેત્ ॥૨॥
વિવાહે વિધવા નારી પ્રસ્થાને મરણં ધ્રુવં ।
હાનિકર્ત્તા પ્રતિષ્ટાયાં શિશુ જાતો ન જીવતિ ॥૩॥

| તિથિ | નંદા | ભદ્રા | જયા | રિક્તા | પૂર્ણા |
|---|---|---|---|---|---|
| નક્ષત્ર | રોહિ | રેવ | હસ્ત | જયે | અનુ |

નંદાદિ તિથિઓનો જણાવેલાં નક્ષત્ર સાથે સંયોગ થવાથી વેધયોગ થાય છે, તે શુભ કાર્યમાં વર્જ્ય છે.

## તિથિ-વાર અને નક્ષત્રના સંયોગથી થતા અશુભયોગ

યમલયોગ

**ક્રૂર વાર* ભદ્રા તિથિહ મૃગસિર ચિત્ત ધણિઠ્ઠ**
**યમલ યોગ એ હીર કહઈ ઉત્તમ કામ ન દિઠ્ઠ ૧૮૦**

| તિથિ | ભદ્રા=૨-૭-૧૨ |
|---|---|
| વાર | ક્રૂરવાર=રવિ-શનિ-મંગલ |
| નક્ષત્ર | મૃગશીર, ચિત્રા અને ધનિષ્ઠા |

આ કોઈ પણ ત્રણનો સંયોગ થાય તો યમલયોગ થાય.

* રવિવાર, શનિવાર અને મંગલવાર

## ત્રિપુષ્કર (ત્રિપોખલ યોગ)

**પૂ-ભદ ૧ કિત્તિ ૨ પુણવસાં ૩ ઉ-ફા ૪ ઉ-ષા ૫ વિશાહ ૬;**
**ભદ્રા તિથિ રવિ ભૂમ શનિ યોગ ત્રિપુષ્કર દાહ ૧૮૧**

| | |
|---|---|
| તિથિ | ભદ્રા=૨-૭-૧૨ |
| વાર | ક્રૂર=રવિ-શનિ-મંગલ |
| નક્ષત્ર | નક્ષત્ર=કૃ. પુન, ઉ-ફા, ઉ-ષા, વિ, પૂ-ભા |

ત્રિપુષ્કરને કેટલીક જગ્યાએ ખંજયોગ કહેવામાં આવ્યો છે.

પંચમે પંચ ગુણિતં ત્રિગુણં ત્રિપુષ્કરં ।
યમલે દ્વિગુણં સર્વં હાનિ વૃધ્યાદિકં મતમ્ ॥
—જ્યોતિષસારે.

ભાવાર્થ-યમલયોગમાં શુભ અથવા અશુભ કાર્ય કરવું હોય તો બમણું, ત્રિપુષ્કર યોગમાં ત્રણ ગણું અને પંચક યોગમાં કરવાથી પાંચ ગણું થાય છે.

### નરભક્ષક યોગ

| તિથિ | નંદા | રિક્તા | પૂર્ણા | ભદ્રા | જયા |
|---|---|---|---|---|---|
| વાર | મં | શુ | શનિ | બુ | ગુ |
| નક્ષત્ર | કૃ | ધ | ભરણી | અશ્લે | મઘા |

એ યોગ મંગલિક કામે ન લેવો લે તો મરણ ઉપજે×

### વજ્રમુશલયોગ.

**સૂરજ સપ્તમી ભરણીયાં ચઉદશી ચિત્રા ચંદ**
**ગુરૂ ઉ-ફા ઇગ્યારશી અઠ્ઠમી રેવય મંદ ૧૮૨**

× ગાથા કે શ્લોક મળ્યા નથી.

બુધ ધનિષ્ઠા બારશી શુક્રાં છટ્ઠ નવમી
ભૂમિ દશમી ઉત્તરાષાઢસું એ તિથિ ગ્રહ રિસી જન્મી ૧૮૩
વજ્રમુશલ એ યોગ ભણઇ વિવાહઈ વરજેઈ.
વિવાહે થાઇ વિધવા ગમણે મરણ કહેઈ ૧૮૪
સેવા[1] કીધી હુઈ નિષ્ફલ કરશણ[2] નિઃફલો જાઇ,
ગૃહપ્રવેશે દુખ દીએ વિદ્યા ભણી ન આઇ ૧૮૫
ચેઈ[3] બિંબ બેઠાવણે કેઇક હુવઇ ઉપાધિ,
વજ્રમુશલ તજી હીર કહઈ સગલાં હુવઇ સમાધિ ૧૮૬

| સૂ. | ચં. | મં. | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|
| ૭ | ૧૪ | ૧૦ | ૧૨ | ૧૧ | ૯ | ૮ |
| ભરણી | ચિત્રા | ઉ-ષા | ધ. | ઉ-ફા | જયે. | રેવ |

ગ્રન્થાન્તરમાં પણ આવું જ કહ્યું છે. જેમકેઃ—

વિવાહે ચૈવ વૈધવ્યં પ્રવાસે મરણં ધ્રુવં ।
વિદ્યારંભે ચ મૂર્ખત્વં કૃષિ વાણિજ્ય નિષ્ફલં ॥૧॥
ગૃહ પ્રવેશે દાહ સ્યાત સેવા ભવતિ નિષ્ફલં ।
ચૈત્ય ધ્વંસ પ્રતિષ્ઠાયાં વ્રતધ્વંસશ્ચ દીક્ષિતે ॥૨॥
વન્હિભિ વજ્રં કાર્યેસુ મુનિભિઃ પરિકીર્ત્તિતઃ ।
ગ્રહાણાં જન્મ ઋક્ષાણિ શુભકર્માણિ વર્જયેત્ ॥૩॥

પરિઘદંડ યોગ

પરિઘયંત્ર સમચોરસ કરી વાયવ અગનિ કૂણે ઠાવી રેક્ષ
કૃત્તિઆદિ રિસિ સગ પૂરવે મઘ સગ દખ્ખિણ દેય ૧૮૭

---

૧ નોકરી, ૨ ખેતી, ૩ દેવની પ્રતિષ્ઠા કરે તો.

સગ અનુરાધા પછિમે ઉત્તર સગ ધનિઠાહિ
પૂરવ ઉત્તર સમફલે દખિખણ પચ્છિમ માંહિ ૧૮૮
વિપરીતે એ મકરો ગમન પરિઘ ઇંમી પરિ જાણો
દેવ ન લંઘઇ હીર કહત તે નર મત કહેવો અજાણો ૧૮૯

પૂર્વ

કૃ – રો – મૃ – આ – પુન – પુ – અશ્લે –

ઉત્તર

પરિઘદંડ યોગ

દક્ષિણ

પશ્ચિમ

મુહૂર્ત્ત ચિંતામણિ શ્લોક ૩૬ તથા ૩૮ પ્રમાણે પરદેશગમને પરિઘદંડ યોગ નિષેધની હકીકત–

કૃત્તિકાથી ૭ અશ્લેષા સુધીનાં પૂર્વ દિશાનાં છે. મઘાથી ૭ વિશાખા સુધીનાં દક્ષિણ દિશાનાં છે. અનુરાધાથી ૭ શ્રવણ સુધી પશ્ચિમ દિશાનાં છે. ધનિષ્ઠાથી ૭ ભરણી સુધીનાં ઉત્તર દિશાનાં નક્ષત્રો છે. ઉપર નમૂનો બતાવ્યો તે પ્રમાણેનો જે સમચોરસ તેનું નામ પરિઘ છે. અને વાયવ્ય કોણથી અગ્નિકોણ સુધીની જે આડી લીટી કરેલી છે, તે દંડ કહેવાય છે. પ્રયાણમાં પરિઘના દંડને ઓળંગવો નહિ. અર્થાત જે જે દિશામાં લખેલાં છે તે તે નક્ષત્રોમાં એટલે દક્ષિણ પશ્ચિમ નક્ષત્રોમાં, દક્ષિણ પશ્ચિમ દિશાની યાત્રા શ્રેષ્ઠ છે અને પૂર્વ ઉત્તર નક્ષત્રોમાં, પૂર્વ ઉત્તરની યાત્રા

શ્રેષ્ઠ છે. ॥૩૬॥ વળી કોણોની યાત્રા–પૂર્વનાં નક્ષત્રોમાં અગ્નિકોણની યાત્રા શ્રેષ્ટ છે, દક્ષિણનાં નક્ષત્રોમાં નૈઋત્ય કોણની યાત્રા શ્રેષ્ઠ છે. પશ્ચિમનાં નક્ષત્રોમાં વાયવ્ય કોણની યાત્રા શ્રેષ્ઠ છે અને ઉત્તરનાં નક્ષત્રોમાં ઈશાન કોણની યાત્રા શ્રેષ્ઠ છે. ખાસ આવશ્યકતા હોવે તો પરિઘદંડનું ઉલ્લંઘન કરીને જવું.

નક્ષત્ર શૂલ, વાર શૂલનો ત્યાગ કરીને દિક્બલિ લગ્નની શુદ્ધિમાં પરદેશગમન કરવું.

મેષ–સિંહ અને ધન પૂર્વનાં લગ્ન. વૃષ–મકર–કન્યા દક્ષિણનાં લગ્ન. મિથુન–તુલા અને કુંભ પશ્ચિમનાં લગ્ન કર્ક અને મીન ઉત્તરનાં લગ્ન છે. જે દિશાનાં લગ્નો, તે દિશાની યાત્રા વખતે હોય તો દિક્બલિ લગ્ન કહેવાય છે. તેમજ અનુરાધા–હસ્ત અને પુષ્ય તથા અશ્વિનિમાં સર્વ દિશાનું પ્રયાણ શ્રેષ્ઠ છે.

અહિં હસ્ત સર્વ દિશાની યાત્રામાં શ્રેષ્ઠ છે એમ કહ્યું છે. પરંતુ એક જગ્યાએ કહ્યું છે કે–

પશ્ચિમ શ્રવણા મ કરીશ ગમણા;
હરિહર બ્રહ્મ પુરંદર મરણા. ૧

આવાં આવાં કેટલાંક પાઠો મળી આવે છે, તે વચનોને પણ માન આપવા જેવું છે.

જો વક્રી ગ્રહ કેંદ્રમાં હોય તો પરદેશ ગમન ન કરવું જોઇએ. વક્રીગ્રહના ષટ્વર્ગમાં કે વારમાં યાત્રા ન કરવી. ॥ ૩૮ ॥

અથ આડવલ યોગ

**આડવલ યોગ આદિત રિસિ આદિ હૈં શશિ આઇ**
**બીજો સત્તમ અટ્ઠમ સોલમ× રિસી કહવાઇ. ૧૯૦**
**ઇગવીસમો તેવીસમો અઠવીસમો રિસી જોઇ**
**હીર કહઈ મંગલ તજો અશુભાં મૂલ સવેઇ ૧૯૧**

—ઇતિ આડવલ યોગ

× ચૌદમ જોઈએ.

વિવાહાદિ શુભ કાર્યમાં ૭ નક્ષત્રો છોડી દેવાં જોઈએ, તેનાં નામ.

જન્મભ ૧, કર્મભ ૧૦ મું, સંઘાતિક ૧૬ મું, સામુદાયિક ૧૮ મું, વિનાશ ૨૩ મું તથા માનસ ૨૫ મું. આટલાં નક્ષત્રો જન્મ નક્ષત્રથી ગણીને છોડી દેવાં. વળી પાઠાંતરે જન્મ નક્ષત્ર છોડવું નહિ, પરંતુ પ્રતિષ્ઠા કારક આચાર્યનું ૧૭મું નક્ષત્ર છોડી દેવું જોઇએ.

રવિયાથી દનિયું ગણતાં. ૨–૭–૮–૧૬–૨૧–૨૩ અને ૨૮મું થાય તો તે વિવાહ તથા પ્રયાણે તજવું, અને પ્રતિષ્ઠામાં ૧૦–૧૬–૧૭–૧૮–૨૩ અને ૨૫મું વર્જિત છે, તે તો પ્રતિષ્ઠા કરાવનાર આચાર્યના જન્મ નક્ષત્રથી ગણીને ટાળવું એમ છે.

અથ આડવલ યોગ પ્રયાણે નિષેધ.

રવિયાથી દનિયા સુધી ગણીને તેને સાતે ભાગતાં શેષ એ અથવા તો શૂન્ય વધે તો આડવલ યોગ થાય અને ૩ અથવા ૬ વધે તો ભ્રમણયોગ થાય તે પણ નિષેધ છે.

સૂર્ય ભુક્ત નક્ષત્રથી આટલામું વર્જવું. ૨–૭–૧૪–૧૬–૨૧–૨૩ અને ૨૯. ફલ–૨=મૃત્યુ, ૭=હાનિ, ૧૪=રોગભય, ૧૬ બંધન ભય, ૨૧ વિષ, ૨૩ શસ્ત્ર અને ૨૯ મે અગ્નિભય ઉપસ્થિત થાય.–ઈતિફલં:

આડવલે ગમને મૃત્યુ વિવાહે વિધવા ભવેત્ ।<br>
ગૃહારંભે અગ્નિઘાતં સેવા ભવતિ નિષ્ફલં ।।૧।।<br>
મૃત્યુહાનિ ભયં ચૈવ બંધનં વિષ શસ્ત્રયો: ।<br>
અગ્નિભયં ચ કર્ત્તવ્યં વર્જયેત આડવલં બુધૈ: ।।૨।।

પ્રયાણમાં, ખેતી કરવામાં, યુદ્ધને વિષે દોસ્તીની શરૂઆતમાં, કૂવા ખોદાવવામાં, તલાવાદિ ખોદાવવામાં, બગીચાદિ રોપવામાં, કોટ વગેરે કરાવવામાં અને ઊંટ, ઘોડા, રથ વગેરે પર સ્વાર થવામાં આડવલ યોગ વર્જવો જોઈએ.

આડવલ તથા ભ્રમણ નેષ્ટ યોગો છે.

રવિભાદ્ગણયેશ્ચાંદ્રં સપ્તહૃત દ્વિર ખ. શેષકે ।
આડવલશ્ચાપિચ્ચં ૩ ગાલ્યાં ભ્રમણં ૠભયો સ્ત્યજેત ॥

ભાવાર્થ–સૂર્ય નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર સુધી ગણતાં. ૦–૨–૭–૧૪–૧૬–૨૧–૨૩ અને ૨૮માંથી કોઈ પણ આવે તો વિવાહ, પ્રયાણ કે પ્રતિષ્ટા ન કરવી. ગૃહારંભ અને નોકરી પણ ન કરવી. આમાં બે ભેદ છે. ૧ આડવલને ૨ ભ્રમણયોગ. ભ્રમણયોગનો ઉલ્લેખ કોઈકિ જ ગ્રંથોમાં છે, પરંતુ આડવલ યોગ સઘળે વર્જિત જણાવેલ છે.

અથ તિથિ વાર નક્ષત્રે અશુભ ગૃહરૂક્ષકાલ યોગ.

દ્વાદશી ભરણી સૂર્યે ચિત્રા એકાદશી શશી ॥
દશમ્યાંગારકે પૂ–ષા ધનિષ્ટા નવમી બુધે ॥૧॥

પૂર્વા–ફા ચાષ્ટમી જીવે શુક્રે જ્યેષ્ટા ચ સપ્તમી ॥
ષષ્ઠી શનૌ ચ રેવત્યાં કાલયોગાઈમે વહ્ની ॥૨॥

એભિઃસ્રીયો ન સેવેત પંથિ જાતો ન જીવતિ ॥
વિદ્યારંભે ચ મૂર્ખત્વં રોગે પંચત્વમેવહિ ॥૩॥

ગ્રહપ્રવેશે દારિદ્રં કૃષિ વાણિજ્ય નિષ્ફલે ॥
વિવાહેષુ ચ વૈધવ્યં શયને (યાતિ) નિષ્ફલં ॥૪॥

એકલાવારે ભરણીઆદિ જન્મ નક્ષત્રો મળે તો વજ્રયોગ થાય છે. એકલાવારે બારશ આદિ તિથિઓ મલે તો કર્કયોગ થાય છે. વાર અને નક્ષત્રમાં સાતમ આદિ તિથિઓ મલે તો મુશલ યોગ થાય છે. અને કર્કયોગમાં ગ્રહનાં જન્મ નક્ષત્રો મળે તો ગ્રહરૂક્ષકાલયોગ થાય છે.

વાર તિથિ નક્ષત્રે ત્રિધા અશુભ યોગ કાલયોગ.

| વાર | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ | આ વારે આ તિથિ મળે તો ક્ષયયોગ થાય છે. તથા કર્કટ યોગ પણ થાય છે. |
|---|---|---|---|---|---|---|---|---|
| તિથિ | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ | |
| નક્ષત્ર | ભર | ચિ | પૂ-ષા | ધ. | પૂ-ફા | જ્યે | રે | પણ જો ઉપરના વાર તિથિમાં નીચેના નક્ષત્રો મળે તો અદ કંલ રૂક્ષયોગ થાય છે તે નેષ્ટ છે. |

ઈતિ ગ્રહ રૂક્ષ કાલ યોગ.

| વાર | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | ભ | ચિ | પૂ-ષા | ધ | પૂ-ફા | જ્યે | રે |

આ ગ્રહોનાં જન્મ નક્ષત્રો છે. તે વારે તે નક્ષત્ર મળે તો વજ્ર-યોગ થાય છે.

અમે તે વારે ઉપરનાં નક્ષત્રો હોય તો પણ તે ગ્રહ જન્મ નક્ષત્રો શુભ કામે વર્જીત છે.

અથ જ્યોતિષસારે પૃ. ૫૬-૫૭ ગાથા ૧૯૪ ભસ્મ અને દંડયોગ.

ભાણાઈ ગિણુરિસિ સત્તમ ભસમાઇ તહઈ પનરમયં ॥
દંડયોગોહિ ઈયં માસં મજઝેઈ ઇગવારં ॥

ભાવાર્થ-સૂર્ય નક્ષત્રથી ચંદ્રનક્ષત્ર સાતમે હોય તો ભસ્મયોગ અને પંદરમે હોય તો દંડયોગ થાય છે. આ બંને યોગો દરેક મહિનામાં એક વાર આવે છે.

અથ તિથિ આદિ અંતે ગંડાંત.

પૂરણ નંદા તિથિ વિચે ઘડી વહે ગંડાંત,
જાણી વરજો વિબુધ નર ટાલો મનની ભ્રાંત ૧૯૨

અથ નક્ષત્ર આદિ અંતે ગંડાંત

રેવરસંણુ અસલેસ મથા જીઠા મૂલાં મજિઝ.
ઉભય ગંડાંત કહી ગુરૂ મુખ નિરતો બુજિઝ ૧૯૩

અથ તિથિ ગંડાંત ગાથાંક ૬૦

| તિથિ | ૧૫ | અંતની | ઘડી ૦॥ |
|---|---|---|---|
| ,, | ૧ | આદિની | ,, ૦॥ |
| ,, | ૫ | અંતની | ,, ૦॥ |
| ,, | ૬ | આદિની | ,, ૦॥ |
| ,, | ૧૦ | અંતની | ,, ૦॥ |
| ,, | ૧૧ | આદિની | ,, ૦॥ |

અથ નક્ષત્ર ગંડાંત ગાથાંક ૧૧

| રેવતી | અંતની | ઘડી ૧ |
|---|---|---|
| અશ્વિનિ | પ્રથમની | ,, ૧ |
| અશ્લેષા | અંતની | ,, ૧ |
| મઘા | આદિની | ,, ૧ |
| જ્યેષ્ઠા | અંતની | ,, ૧ |
| મૂલ | પ્રથમની | ,, ૧ |

અથ નક્ષત્ર મધ્યે ગંડાંત

રેવે તિય૩ પણ ૫ અસ્સણિ અઉ સપ્પે મઘ સાત;
જેટ્ઠા અટ્ઠ ઘડી મૂલ નવ મધ્ય વહે ગંડાંત, ૧૯૪

—ઇતિ નક્ષત્ર મધ્યે ગંડાંત.

લગ્ન ગંડાંત

કર્ક સિંહ વૃશ્ચિક ધનાં મીન મેષ મઝેય,
આધિ ઘડી ગંડાંત વહે પાછે લગન સુઝેહ, ૧૯૫

આ લગ્ન ગંડાંત વિવાહ સમયે તથા માંગલિક કાર્યે તજવું

ગંડાંતે નર નારિ હુઇ જાયા ન જીવઇ કેઇ,
જીવે તો જુઠા હુવઇ ખોલે હીર સવઇ. ૧૯૬

—ઇતિ ગંડાંતે જન્મ ફલ

પાઠાંતરે—નક્ષત્ર
મધ્યે ગંડાંત

| | | |
|---|---|---|
| રેવતિ | ૩ | મધ્યે |
| અશ્વનિ | ૫ | ,, |
| અશ્લેષા | ૪ | ,, |
| મઘા | ૭ | ,, |
| જ્યેષ્ઠા | ૮ | ,, |
| મૂલ | ૯ | ,, |

લગ્ન ગંડાંત

| | | |
|---|---|---|
| કર્ક | અંતની | પલ ૧૫ |
| સિંહ | આદ્યની | પલ ૧૫ |
| વૃશ્ચિક | અંતની | પલ ૧૫ |
| ધન | આદિની | પલ ૧૫ |
| મીન | અંતની | પલ ૧૫ |
| મેષ | આદિની | પલ ૧૫ |

તિથિ નક્ષત્ર લગ્ન ગંડાંત વિવાહે, પ્રયાણે તથા જન્મકાલે અશુભ છે.
પુનઃ શીઘ્રબોધે—

તિથિ ગંડે ભગંડે ચ લગ્ન ગંડે ચ જાતકઃ ।
ન જીવતિ યદા જાતો જીવિતે ચ ધની ભવેત્ ॥

પુનઃ પાઠાંતરે—

ગંડાંતેષુ ચ યે જાતા નરનારી તુરંગમા ।
ન ચિરં ગૃહે તિષ્ઠંતિ યદિ તિષ્ઠંતિ દુખદા ॥૧॥
અથવા મૃયતે માતા પિતા વા ધનવર્જિતા ।
ગંડાંત સ્ત્રિવિધોપ્યત્ર વિવાહાદિ શુભાશુભઃ ॥૨॥
વૈધવ્યં ચ વિવાહાદો વિદ્યારંભે ચ મૂર્ખતા ।
કૃષિભિઃ નિષ્ફલા ચૈવ ગૃહારંભે ચ પંચતા ॥૩॥

—ઈતિ ગંડાંત ફલ

મુહૂર્ત્ત માર્ત્તંડમાં અને મુહૂર્ત્ત ચિંતામણિમાં પણ વિવાહ પ્રકરણમાં લખ્યું છે કે—

જેમ તિથિની વિષ ઘટીઓ છે, તેવી જ નક્ષત્રો અને વારોની પણ છે અને તે વિષ ઘટીના દોષનો ભંગ કરનાર પણ ચંદ્રમા અને લગ્નના સ્વામી થાય છે. —મુહૂર્ત્ત માર્ત્તંડ

## જુના શ્રીધરી પંચાગમાંથી અથ નક્ષત્ર તિથિ વાર વિષ ઘટી કોષ્ટક

| અંક | ન. નામ | ઘટી | અંક | ન. નામ | ઘટી | તિથિઅંક | નામ | ઘટી | વારઅંક | નામ | ઘટી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વનિ | ૫૦ | ૧૫ | સ્વાતિ | ૧૪ | ૧ | પડવો | ૧૫ | ૧ | રવિ | ૦ |
| ૨ | ભરણી | ૨૪ | ૧૬ | વિશાખા | ૧૪ | ૨ | બીજ | ૫ | ૨ | ચંદ્ર | ૨ |
| ૩ | કૃત્તિકા | ૩૦ | ૧૭ | અનુરાધા | ૧૦ | ૩ | ત્રીજ | ૮ | ૩ | મંગળ | ૧૨ |
| ૪ | રોહિણી | ૪૦ | ૧૮ | જયેષ્ઠા | ૧૪ | ૪ | ચોથ | ૭ | ૪ | બુધ | ૧૦ |
| ૫ | મૃગશીર | ૧૪ | ૧૯ | મૂળ | ૫૬ | ૫ | પંચમ | ૯ | ૫ | ગુરૂ | ૭ |
| ૬ | આર્દ્રા | ૨૧ | ૨૦ | પૂ. ષા | ૨૪ | ૬ | છઠ | ૨ | ૬ | શુક્ર | ૨૫ |
| ૭ | પુનર્વસુ | ૩૦ | ૨૧ | ઉ. ષા. | ૨૦ | ૭ | સાતમ | ૪ | ૭ | શનિ | ૨૫ |
| ૮ | પુષ્ય | ૨૦ | ૨૨ | શ્રવણ | ૧૦ | ૮ | આઠમ | ૮ | | | |
| ૯ | અશ્લેષા | ૩૨ | ૨૩ | ધનિષ્ઠા | ૧૦ | ૯ | નોમ | ૯ | | | |
| ૧૦ | મઘા | ૩૦ | ૨૪ | શતભિષા | ૧૮ | ૧૦ | દશમ | ૧૦ | | | |
| ૧૧ | પૂ. ફા. | ૨૦ | ૨૫ | પૂ. ભા. | ૧૬ | ૧૧ | અગીઆરશ | ૩ | | | |
| ૧૨ | ઉ. ફા. | ૧૮ | ૨૬ | ઉ. ભા. | ૨૪ | ૧૨ | બારશ | ૧૦ | | | |
| ૧૩ | હસ્ત | ૨૧ | ૨૭ | રેવતિ | ૩૦ | ૧૩ | તેરશ | ૧૨ | | | |
| ૧૪ | ચિત્રા | ૨૦ | | | | ૧૪ | ચૌદશ | ૭ | | | |
| | | | | | | ૧૫ | પૂનમ ને અમાસ | ૮ | | | |

વારની વિષ ઘટીનું કોષ્ટક મુહૂર્ત ચિંતામણી પ્ર. ૬ વિવાહ પ્રકરણે શ્લો. ૪૯-૫૧

આવિષ ઘટીઓ જન્મ કાલે પણ નિષેધ છે તેમ સર્વ શુભ કાર્યોમાં પણ નિષેધ છે. મુહૂર્ત્ત ચિંતામણી ૬ ઠ્ઠા વિવાહ પ્રકરણમાં શ્લો. ૪૯–૫૧ માં લખે છે કે—

નક્ષત્ર વિષ ઘટી ચક્રમાં બતાવેલી સંખ્યાથી વધારે ૪ ઘડી સુધી વિષ ઘટી જાણવી, જેમ અશ્વિનિ આગળ ૫૦ નો આંક છે. તો ૫૧ થી ૫૪ ઘડી સુધી વિષ ઘટી જાણવી, એમ બધી વિષ ઘડીઓમાં સમજવું. તે વિવાહમાં વરજીત છે, પણ તેનો પરિહાર છે. પરિહાર—લગ્ન કુંડળીમાં ચંદ્રમા ત્રિકોણમાં એટલે ૫–૯ મે સ્થાને હોય તો વિષ ઘટીનો દોષ નહિં. તથા લગનના સ્વામીને શુભગ્રહ દેખતા હોય અથવા લગન પતિ કેંદ્રમાં હોય તથા ચંદ્રમાં શુભગ્રહની રાશીમાં હોય, તથા ચંદ્ર મિત્ર ગ્રહની દૃષ્ટિમાં હોય અથવા પોતાના ષડ્વર્ગમાં હોય કે લગનપતિ ચંદ્રમા હોય તો તિથિવારાદિ વિષ ઘટીનો દોષ દૂર કરે છે.

—ઇતિવિષ ઘટીકા જ્ઞાન

વળી મુહૂર્ત્ત માર્ત્તંડમાં પણ લખે છે કે—જેમ તિથિની વિષ ઘટીઓ છે તેવીજ નક્ષત્ર અને વારોની પણ છે, અને તે વિષ ઘટીના દોષનો ભંગ કરનાર પણ ચંદ્રમાંથી અને લગનના સ્વામીથી થાય છે. તેમ મુહૂર્ત્તમાર્ત્તંડમાં વિવાહ લગ્ન પ્રકરણમાં છે. તે જન્મ વખતે પણ ખરાબ છે. અને ખાસ વિવાહમાં પણ નિષેધ છે. ગ્રંથમાં લખ્યું નથી પણ પ્રતિષ્ઠામાં પણ તેમ હોવું જોઇએ. ॥

અથ રવિયા નક્ષત્રથી દનિયા નક્ષત્ર સુધી ગણુતાં જે સંખ્યા આવે તેમાંથી રવિયોગના નક્ષત્રોની સંખ્યા બાદ કરતાં બાકીના અંકોમાં દુષ્ટ યોગ થાય છે તેમાંનાં કેટલાક અહીં ગણાવ્યા છે.

રવિયાથી દનિયા સુધી ગણુતાં ૧–૨–૩–૧૧–૧૨–૧૬–૧૭–૨૬ અને ૨૭ અંકોનું ફળ ખરાબ છે અને બાકીના યોગોનું શુભાશુભ ફલ કહેલું છે તે પ્રમાણે જાણવું અને કેટલાકનું ફલ ઉપગ્રહ પણાએ કરીને કહીએ છીએ.

હવે રવિયાથી દનિયા સુધી ગણુતાં જેની ઉપગ્રહ સંજ્ઞા છે તે કહે છે.

૫-૭-૮-૧૪-૧૫--૧૮-૧૯-૨૧-૨૨-૨૩-૨૪-૨૫ મુ થાય તો તે નક્ષત્ર ઉપગ્રહ કહેવાય છે. આ ઉપરનાં બારે નક્ષત્રો અશુભ છે. આ બાર ઉપગ્રહોમાંના આઠ અંકની નીચે જે આડી લીટી કરી છે તેનાં નામ તથા તેમાં વિવાહાદિ કાર્યો કરવાથી જે ફલ થાય છે તે **નારચંદ્ર**માં નીચે મુજબ કહેલાં છે.

વિદ્યુન્મુખની ચોપાઇ ૪ વિવાહપટલ ૧૭ માં ચોપાઈ આંક ૫૧૧ થી ૫૧૪ માં તેમાં ને અહિં થોડા ફેરફાર છે.

વિદ્યુન્મુખની આર્યા—

વિદ્યુત્પુત્ર વિનાશં નિવેદયેત્પતિવેધ ઝટતિ શૂલ: ।
દશમદિને અશનિપાત: અપત્યુપઘાતં[2] સદેવરં કેતુ: ॥૧॥

દ્રવ્ય વિનાશંચોલ્કા પર પુરુષં રતિ કરોતિ વજ્રાખ્ય: ।
કંપ સ્થાન વિનાશં કુલસંહારં ચ નિર્ઘાત: ॥૨॥

પુન: પાઠ—આ યોગો કેટલામે નક્ષત્રે થાય તેનો નિયમ.

સૂર્યભાત્પંચમે વિદ્યુત્ નક્ષત્રે શૂલ અષ્ટમે ।
ચતુર્દશ અશનિપાત: પાત: કેતુ અષ્ટાદશે ॥૧॥

ઉનવિંશે ભવેદુલ્કા નિર્ઘાતશ્ચ દ્વિવિંશકે ।
ત્રયોવિંશતિમે કંપ: ચતુર્વિંશે ચ વજ્રક: ॥૨॥

પુત્ર નાશ: કરી વિદ્યુત્ ભર્ત્તુ: શૂલો વિનાશક: ।
અશનિ વંશઘાતી ચ કેતુ દેવર ઘાતક: ॥૩॥

દ્રવ્યનાશ કરી ચોલ્કા નિર્ઘાતો બંધુનાશક: ।
કંપ: કંપયતે નિત્યં વજ્રે સ્ત્રી વ્યભિચારિણી ॥૪॥

---

૧ નાશ ૨ સંતાનઘાત.

વિદ્યુન્મુખાદિ શ્લોકોની સમજુતિ અને આઠ યોગો જે નક્ષત્રે થાય તેની વિગત, આઠ ઉપગ્રહ દોષની સંખ્યા નામ અને તેનું ફલ.

રવિયાથી પાંચમું થાય તો તેનુ નામ વિદ્યુન્મુખ થાય છે. આ ગ્રહમાં વિવાહાદિ કાર્ય કરવાથી પુત્રનું મરણ થાય છે.

રવિયાથી આઠમું થાય તો શૂલ ગ્રહ થાય છે. આ ગ્રહમાં કાર્ય કરવામાં આવે તો પતિનું મરણ થાય અને સંતાનનો ઘાત થાય.

રવિયાથી ચૌદમું થાય તો અશનિ ગ્રહ થાય. આ ગ્રહમાં કાર્ય કરવામાં આવે તો દશ દિવસમાં જ વજ્રપાત થાય પાઠાંતરે પતિના વંશનો ઘાત થાય.

રવિયાથી અઢારમું થાય તો કેતુ ગ્રહ થાય. આ ગ્રહમાં નાનાભાઇ (દિયેર) સહિત પતિનો ઘાત થાય.

રવિયાથી ઓગણીશમું થાય તો ઉલ્કાગ્રહ થાય. આ ગ્રહમાં ધનનો નાશ થાય.

રવિયાથી બાવીશમું થાય તો વજ્રગ્રહ થાય. આ ગ્રહમાં દુઃશીલપણું થાય અને સ્રીના ભાઈનો નાશ થાય.

રવિયાથી તેવીશમું આવે તો કંપગ્રહ થાય. આ ગ્રહમાં સ્થાનભ્રષ્ટ થાય.

રવિયાથી ચોવીશમું થાય તો નિર્ઘાત ગ્રહ થાય. આ ગ્રહમાં કુલનો નાશ થાય અને સ્રી વ્યભિચારિણી થાય છે.

બારમાંથી બાકીના ૭-૧૫-૨૧ અને ૨૫ ના આંકવાળા ચાર ઉપગ્રહો અનિષ્ટ ફલને આપનાર છે.

વળી ૮૧ પદના નામવાળા (સર્વતોભદ્રચક્ર) વેધ ચક્રાદિકમાં પણ આ રીતે જ ઉપગ્રહોનું ફલ જાણવું.

દિનશુદ્ધિ દીપિકા પૃષ્ઠ ૨૧૮ ના આધારે રવિયોગની વ્યાખ્યા અને તેનું ફલ.

સૂર્યનક્ષત્રથી ચંદ્રનક્ષત્ર સુધી ગણતાં જેટલામું નક્ષત્ર થાય તે યોગનું ફલ. અભિજિત નક્ષત્ર આ ગણતરીમાં લેવામા આવતું નહિ હોવાથી ૨૭ યોગ બને છે તેમાં કેટલાક શુભ અને કેટલાક અશુભ યોગો છે.

| નક્ષત્ર | | ફલ | યોગ |
|---|---|---|---|
| ૧ લું | થાય તો | મૃત્યુ | |
| ૨ જું | ,, | કલહ | આડવલ |
| ૩ જું | ,, | વિયોગ, ભય | ભ્રમણ |
| × ૪ થું | ,, | સુખ | રવિયોગ |
| ૫ મું | ,, | મરણ, પુત્રવધ | વિદ્યુન્મુખ |
| × ૬ ઠું | ,, | શત્રુને જીતે | રવિયોગ |
| ૭ મું | ,, | મિત્રની હાનિ | ભસ્મયોગ |
| ૮ મું | ,, | મૃત્યુ | શૂલ |
| × ૯ મું | ,, | પૂજા, લાભ | રવિ |
| ×૧૦ મું | ,, | કાર્યસિદ્ધિ | રવિ |
| ૧૧ મું | ,, | ધનનાશ, સ્થાન ભ્રંશ | |
| ૧૨ મું | ,, | વિયોગ, અતિદુઃખ | |
| ×૧૩ મું | ,, | સુખ | રવિયોગ |
| ૧૪ મું | ,, | જ્ઞાતિભેદ, દુરમતિ | આડવલ |
| ૧૫ મું | ,, | વજ્રપાત | દંડયોગ |
| ૧૬ મું | ,, | ધનહાનિ, લક્ષ્મીહરણ | આડવલ |

× શ્રેષ્ઠ રવિયોગ.

| | | | |
|---|---|---|---|
| ૧૭ મું | ,, | ધનહરણ વગેરે | |
| ૧૮ મું | ,, | દુઃખ | |
| ૧૯ મું | ,, | ,, | |
| ૨૦ મું | ,, | રાજ્યલાભ | રવિયોગ |

વળી શુક્લપક્ષમાં ૨૦ મા નક્ષત્રમાં કાર્ય કરવાથી અતિશય લાભ થાય છે. પરંતુ ૨૧ થી ૨૭ સુધીના નક્ષત્રમાં થાય તો તીવ્ર દુઃખ વગેરે ફલ થાય છે.

ઉપર પ્રમાણે ૪–૬–૯–૧૦–૧૩ અને ૨૦ મા નક્ષત્રમાં મહાસિદ્ધિ કરનાર રવિયોગ થાય છે. તેની શક્તિ માટે યતિવલ્લભમાં કહ્યું છે કેઃ

"શુદ્ધ લગ્નના બળ જેવું જ રવિયોગનું બલ છે."

નારચંદ્ર ટીપ્પણુમાં પણ કહ્યું છે કેઃ–"એક સિંહના ભયથી જેવી રીતે હજારો હાથીઓ નાસી જાય છે. તેવી જ રીતે રવિયોગના બલથી નાશ પામેલા ગ્રહો આકાશમાં દેખાતા નથી. રવિયોગનાં ફલ જુદાં જુદાં આ પ્રમાણે છે.

રવિયાથી ૪ થે નક્ષત્રે બહુ સુખ, ૬ ઠે નક્ષત્રે શત્રુથી જય, ૯ મે નક્ષત્રે લાભ, ૧૦ મે નક્ષત્રે કાર્યસિદ્ધિ અને ૧૩ મે નક્ષત્રે પુત્રજન્મવત હર્ષ પ્રાપ્તિ તથા ૨૦ મા નક્ષત્રે રાજ્ય પ્રાપ્તિ જેવું સુખ મળે છે.

સૂર્યના નક્ષત્રથી દનિયા નક્ષત્રની સંખ્યામાં જે યોગ થાય તેમાંનાં કેટલાક યોગોનાં નામ અને તેનાં ફલ.

| | યોગ | ફલ |
|---|---|---|
| ૧ | શ્રમણ | મૃત્યુ |
| ૨ | આડવલ | કલહ |
| ૩ | ભ્રમણ | ભય |
| ૪ | રવિયોગ | સુખ |
| ૫ | વિદ્યુન્મુખ | પુત્રવધ |
| ૬ | રવિયોગ | શત્રુજય |
| ૭ | ભસ્મ | મિત્રહાનિ |
| ૮ | આડવલ | શૂલરોગ |
| ૯ | રવિ | પૂજા, લાભ |
| ૧૦ | રવિ | કાર્યસિદ્ધિ |
| ૧૧ | ચોરીકાલ | સ્થાનભ્રંશ |
| ૧૨ | સૂર્યનીલાત | અતિદુઃખ |
| ૧૩ | રવિ | પુત્રોત્પત્તિ |
| ૧૪ | અશનિ | જાતિભેદ |

| | યોગ | ફલ |
|---|---|---|
| ૧૫ | દંડ | વજ્રપાત |
| ૧૬ | આડવલ | બંધન |
| ૧૭ | કાલપટ | ધનહરણ |
| ૧૮ | ચોરીકાલ | ધનનાશ |
| ૧૯ | કેતુ ઉલ્કા | ,, |
| ૨૦ | રવિયોગ | રાજ્યવૈભવ |
| ૨૧ | આડવલ | વિષ |
| ૨૨ | નિર્ઘાત | કુલસંહાર |
| ૨૩ | કંપયોગ | સ્થાનનાશ |
| ૨૪ | વજ્ર | સ્ત્રીવ્યભિચારી |
| ૨૫ | નેષ્ટયોગ | ચોરીકાલ |
| ૨૬ | શ્રેષ્ટ | (નામ નથી) |
| ૨૭ | શ્રેષ્ટ | (નામ નથી) |
| ૨૮ | આડવલ | અગ્નિભય |

નોંધ—રવિયોગ બધે શ્રેષ્ટ છે, તે સિવાયના નેષ્ટ છે. તેમાં કોઇક પ્રયાણાદિમાં ને બીજા વિવાહાદિ કાર્યોમાં વર્જિત છે.

## આનંદાદિ ૨૮ યોગ

રવિ અસ્વનિ૧ શશી મૃગશિરાં ૨ ભોમવાર અસલેસ*
બુધ હસ્તાં અનુરાધ ગુરૂ ૫ ભૃગુ ઉષાઢ વિશેષ ૭ ૧૯૭
વાર શનિશ્વર સતભિષાં એ એ નક્ષત્રાં આદિ
આણંદાદિક દે ગિણાં વાસર રિસિ મયંદિ ૧૯૮
ઇગ ૧ ચઉ ૪ પણ ૫ સગ ૭ વસુ ૮ ઇગ્યારમને બાર,
તેરહ ચઉદ* ઉગણીસઅને વળી વીસ એકવીસાં સાર. ૧૯૯
ચઉવીસમ છાવીસમને સગવીસને અડવીસ;
એ દિન શુદ્ધિ છે નિરમલા બોલે હીર મુનીશ ૨૦૦

પાઠાંતર

ઇગ ચઉ પણ સગ વસુ દશમ ઇગ્યારમ નઇ બાર
તેર ચઉદ ઉગણીસમી વીસ ઇગવીસાં સાર ૨૦૧
ચઉવીસમ છાવીસમી સગવીસ નઇ અડવીસ
એ દિનશુદ્ધ જ નિરમલા બોલઇ હીર મુનીશ ૨૦૨

કુલ ૧૫ યોગ શુભ છે. ઈતિ નિજ નામ દિનશુદ્ધિ

—આનંદાદિ ૨૮ યોગ.

## અથ આનંદાદિ પ્રત્યેક યોગ ફલાફલ

આણંદથી આનંદ પદ કાલદંડ કહઈ કાલ;
ધૂમ્ર કરઈ ધૂંઓ બહુલ પરજઈ +પરજ સુકાજ ૨૦૩
સોમઈ સુજસ વધઈ ઘણો ધ્વાંખઈ ધસમસ દ્રોડ;
ધ્વજ પદ દીઅઈ સાસતી વંછઈ× વાંચ્છા જોડ. ૨૦૪
વજ્ર વજ્ર ઉચારીયે મુદ્ગર [૧]મરણજ થાઇ;
છત્રઈ છત્ર ધરાઇજૈ મિત્રઈ મિત્ર મિલાઇ. ૨૦૫

---

* અસ્લેષા સંસ્કૃત પાઠમાં ૧૪ મું નથી, પરંતુ ભાષામાં છે. ફલ નેષ્ટ છે.
+ પ્રજાપતિ, ધાતા. × શ્રી વત્સ. ૧ મોગર થાઈ

# વાર નક્ષત્રે આનંદાદી ૨૮ યોગની સમજણ

| અંક | યોગનામ | રવિ | સોમ | ભોમ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | ત્યાજ્ય ઘડી | ફલ | ફલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આનંદ | અશ્વિનિ | મૃ | અશ્લે | હસ્ત | અનુ | ઉ. ષા | શત | ૦ | સિદ્ધિ–આનંદ | ધનલાભ–સુખ |
| ૨ | કાલદંડ | ભ | આ | મઘા | ચિ | જ્યે | અભિ | પૂ. ભા | સર્વ | મૃત્યુ | મહાભય |
| ૩ | ધૂમ્રાક્ષ | કૃ | પુન | પૂ. ફા | સ્વા | મૂ | શ્ર | ઉ. ભા | ૧ | અસુખ–ગભરાટ | સુખ હરે |
| ૪ | પ્રજાપતિ-ધાતા શુકોસમ | રો | પુ | ઉ ફા | વિ | પૂ. ષા. | ધ | રે | ૦ | સર્વાર્થ સિદ્ધિ સુખમાં વધારો | કાર્ય સિદ્ધી |
| ૫ | સૌમ્ય-સૌભાગ્ય | મૃ | અશ્લે | હ | અનુ | ઉ. ષા. | શ | અશ્વ | ૦ | મહાસુખ જશ સર્વસંપત્તિ | ધનવૃદ્ધિ–સર્વકાર્ય –સિદ્ધિ |
| ૬ | ધ્વાંક્ષ | આ | મ | ચિ | જ્યે | અભિ | પૂ ભા. | ભ | ૫ | ધનક્ષય–ઉચાટ દોડાદોડ | રોગ ઉપજે. ક્ષુદ્રભાવ ખરાબ વિચારો થાય |
| ૭ | ધ્વજ | પુન | પૂ. ફા | સ્વા | મૂ | શ્ર | ઉ. ભા | કૃ | ૦ | સર્વસુખ સંપત્તિ | કાર્યસિદ્ધિ–કોટિ અર્થધનનો દેનારો |
| ૮ | શ્રી વત્સ | અશ્લે | ઉ ફા. | વિ | પૂ. ષા | ધ | રે | રો | ૦ | મનઈચ્છિત સુખસંપત્તિ | રત્નપ્રાપ્તિ અગ્નિ તો –લાભ |

| ૯ | વજ્ર | અશ્લે | હ | અનુ | ઉ. ષા. | શ્ર | અશ્વ | મૃ | ૫ | ક્ષય-રાજ્યભવે મારપડે | ભય ઉપજે આકાશ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | મુદ્ગર | મ | ચિ | જ્યે | અભિ | પૂ. ભા. | ભ | આ | ૫ | લક્ષ્મીનાશ-દુઃખ મરણ | કુષ્ઠ |
| ૧૧ | છત્ર | પૂ-ફા. | સ્વા | મૂ | શ્ર | ઉ. ભા. | કૃ | પુન | ૦ | સુખ-રાજ્યમાન | લાભ રાજ્ય-વૈભવ |
| ૧૨ | મિત્ર | ઉ. ફા | વિ | પૂ. ષા | ધ | રે | રો | પુ | ૦ | પુષ્ટિ-મિત્રમેલાપ મન ઇચ્છિત | ઇષ્ટ લાભ |
| ૧૩ | માનસ-મનોજ્ઞ | હ | અનુ | ઉ. ષા | શ | અ | મૃ | અશ્લે | ૦ | સુખ-મન ઇચ્છિત | દ્રવ્ય લાભ |
| ૧૪ | પદ્માખ્ય-કંપ | ચિ | જ્યે | અભિ | પૂ. ભા. | ભ | આ | મ | ૪ | કષ્ટ ધનહાનિ | ભય ઉપજે |
| ૧૫ | લુંબક | સ્વા | મૂ | શ્ર | ઉ. ભા | કૃ | પુન | પૂ. ફા. | ૪ | ચોર લુંટે | અપજશ-ભય |
| ૧૬ | ઉત્પાત-પ્રવાસ | વિ | પૂ. ષા. | ધ | રે | રો | પુ | ઉ. ફા. | સર્વ | મૃત્યુ રૂદન દુઃખ | ગ્રામાંતરે લાભ-રાજનની કાંતિ વધે |
| ૧૭ | મૃત્યુ | અનુ | ઉ. ષા. | શ | અ | મૃ | અશ્લે | હ | સર્વ | મૃત્યુ વ્યાધિ | રોગ-અંતરાય |
| ૧૮ | કાણ-વ્યાધિ | જ્યે | અભિ | પૂ. ભા. | ભ | આ | મ | ચિ | ૨ | કલેશ-રોગ-દુઃખ | પરાજય પામે |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯ | સિદ્ધિ | મૂ | શ્ર | ઉ. ભા. | કૃ | પુન | પૂ-ફા | સ્વા | ૦ | કાર્યસિદ્ધિ | વિલંબે કાર્યસિદ્ધિ |
| ૨૦ | શુભ | પૂ. ષા | ધ | રે | રો | પુ | ઉ. ફા. | વિ | ૦ | કલ્યાણ શાંતિ | |
| ૨૧ | અમૃત-વત્સ્ય | ઉ. ષા. | શ | અશ્વ | મૃ | [illegible] | હ | અનુ | ૦ | અર્થ સિદ્ધિ માનમાં વધારો | મહાલાભ પાપમટે દુઃખનાશકારક |
| ૨૨ | મુસલ | અભિ | પૂ ભા. | ભ | આ | મ | ચિ | જ્યે | ૨ | ધનનાશ શરીરે નુકસાન | શુભકામ બંધ બંધુ નાશકારક |
| ૨૩ | ગદ | શ્ર | ઉ. ભા. | કૃ | પુન | પૂ-ફા | સ્વા | મૂ | ૭ | ક્ષય-ધૂળ ઉડાવે | ધનનાશ |
| ૨૪ | માતંગ | ધ | રે | રો | પુ | ઉ. ફા | વિ | પૂ-ષા | ૦ | કુલવૃદ્ધિ આનંદવૃદ્ધિ | કન્યા વિદ્યા કે ધન મળે |
| ૨૫ | રાક્ષસ-ક્ષય | શ | અશ્વ | મૃ | આશ્લે | હ | અનુ | ઉ. ષા | સર્વ | ક્ષય મહાકષ્ટ રોગ | ધનક્ષય-રાજભય |
| ૨૬ | ચર-ક્ષિપ્ર | પૂ. ભા | ભ | આ | મ | ચિ | જ્યે | અભિ | ૦ | શીઘ્રસંપદા-કાર્યસિદ્ધિ | શીઘ્રફલ વેગે આવે સામાન્ય ફલ |
| ૨૭ | સ્થિર | ઉ. ભા | કૃ | પુન | પૂ ફા | સ્વા | મૂ | શ્ર | ૦ | સ્થિરકાર્ય-ગૃહારંભે ધનલાભ | ધીરેધીરે લાભ-અખૂટ સ્થિર રહે તેવું ફળ |
| ૨૮ | પ્રવર્ધમાન | રેવતિ | રો | પુષ્ય | ઉ. ફા | વિ | પૂ. ષા | ધ | ૦ | લગ્નાદિ મંગલિકે હર્ષમાં વધારો | સર્વવૃદ્ધિ લક્ષ્મીલાભ |

નોંધ—આ કોષ્ટક ખરું છે. એમાં જણાવેલ ટીકાકે નામ કે કંઈમાં ફેરફાર કરવાની જરૂર નથી ચોક્કસ પાઠો તપાસીને કર્યું છે.

મનસા પૂરઈ મન તણી પહમ પદમ વિકસાઈ;
લુંબક ચોરજ લૂંટશે ઉત્પાતઈ દુઃખદાઈ ૨૦૬
મૃત્યુ દિખાવઈ મરણ ભય કાણુ ઉઠાવે વ્યાધિ;
સિદ્ધિ કારજ સિદ્ધ હુવઈ શુભ સંપજઈ સમાધિ ૨૦૭
અમૃત અમૃત સિંચીયઈ મુસલઈ વપુ ભંગ;
મદ જોગે ઉડઈ મદા જ્ઞાન લહઇ માતંગ. ૨૦૮
રૌરપણો રાક્ષસ કરઈ ચરયોગે ચરસિદ્ધિ;
થીર થાયઈ થીર હીર કહઈં વરધમાન હુઈ વૃદ્ધિ. ૨૦૯

—ઇતિ આનંદાદિ ૨૮ યોગ શુભાશુભ ફલ.

દક્ષિણી પંચાંગમાં આનંદાદિ યોગનાં શુભાશુભ ફલ.

૧ લાભ દિવસ ૧૬ અશ્વદર્શન ૨ મૃત્યુ કહે દિન ૨૮ અપયશ હોય. ૩ પ્રલય. ૪ શુભકાર્ય દિન ૧૬ કાર્ય સિદ્ધિ. ૫ સિદ્ધિ દિ ૧૯ મહત્વવાદે ઉત્તમ શકુન. ૬ હાનિ દિ ૧૫ હાનિ હોય વિપ્ર ૩ ભેટ. ૭ વસ્ત્રલાભ દિ ૨૧ લાભ હોય, મદ્ય ભેટેલ ૮ લક્ષ્મીપ્રાપ્તિ દિ ૧૦ દ્રવ્યલાભ પૂર્ણકુંભભેટેલ. ૯ કષ્ટ સાંગે દિ. ૪૯ ઉત્તમ હોય વિપ્રભેટેલ. ૧૦ મરણ સાંગે. દિ. ૨૭ વ્યથા વિધુર દર્શન. ૧૧ છત્રલાભ. દિ. ૨૭ શ્વાન, ગૌ, શુભ શકુન ૧૨ સ્ત્રીયોગ. દિ. ૩ લાભ સ્ત્રી. પ્ર. વ. ભેટેલ. ૧૩ શૂન્ય. દિ. ૨૦ માર્ગી મિત્ર લાભ હોય. ૧૪ જય. દિ. ૨૦ લાભ હોય. ૧૫ ધ્વન હાનિ. દિ. ૬૪ અંનલાભ. ૧૬ નાશ. દિ. ૨૧ કુંભ. ઉજવા ભેટેલ. ૧૭ હાનિ. દિ ૧૦ અપમૃત્યુ. અશ્વ ભેટેલ. ૧૮ સંપત્તિ. દિ. ૨૭ મહાકાર્ય સિદ્ધિ કાક ઉજાઈલિ. ૧૯ સિદ્ધિ. દિ. ૧૪ ચિંતિલે પ્રાપ્ત હોય વિપ્રદર્શન. ૨૦ મહત્વ. દિ. ૧૦ લોકત્રયી મહત્વ હોય. ૨૧ વસ્ત્ર પ્રા. દિ. ૩૦ લક્ષ્મી પ્રાપ્તિ. ૨૨ હાનિ. દિ. ૭ વિપરીત ભેટેલ. ૨૩ ઘાતસાંગે દિ. ૮ દુષ્ટ સમાગમ વિધવા ભેટેલ. ૨૪ મૃત્યુ. દિ. ૯ કાળ ભેટેલ. ચુ પુ.અ કા.ભેટેલ.

---

પાઠાંતરે.ભ.ધ્રુ. ૨૫ હાનિ દિ. ૭ નાના વિધ ભેટેલ. પાઠાંતરે વિધવા દર્શન. ૨૬ લાભ. દિ. ૧૦ કાંઈ લાભ. કલેશ. ૨૭ સ્થિર. દિ. ૨૮ સ્થિર કાર્યને સિદ્ધિ. ૨૮ સર્વલાભ. દિન, ૫ ચિંતિત સિદ્ધ હોય.

અથ પુનઃ નિજ નામ દિનશુદ્ધિ—

તિથિ વાર રિસી જનમ રિસી ઇયાં ચિહું અંકે હીર;
સાને ભાગે દીજતાં વધતો અંક ઉદીર. ૨૧૦
એકુણુલિખમી ઉભય દુઃખ ત્રિહું સુખ ચઉથે સોગ;
પંચમ શુભ છઠે જશ સત્તમ વાંછિત ભોગ. ૨૧૧

—ઇતિ પુનઃ નિજ નામ દિન શુદ્ધિ.

અથ લઘુ દિનશુદ્ધિને ફલ—

ઉભય માસ ચૈત્રાદિ દે ગિણિયે દિન અવરેહી;
ભેલી સાતે ભાગ દે વધતા અંક ફલેઇ. ૨૧૨
શ્રીય૧ (સિરીય) કલહ૨ આનંદ૩ મૃત્યુ૪ ક્ષર્મ૫ તપ૬ વિજયેઇ૭;
સિરીયે ધન કલહે સુધ આનંદ આનંદ દેઇ. ૨૧૩
મૃત્યુ સિદ્ધિ ન ક્ષરમધૃતિ તપ રહિઇં સમભાવ
વિજય વિજય પદ હીર કહઇં એ શુદ્ધિ દીન કહાઇ ૨૧૪

—ઈતિ લઘુ દિન સપ્ત નામ શુદ્ધિ.

વળી પાઠાંતરે લઘુ દિન શુદ્ધિ. જ્યોતિષસારે પૃ. ૨૧ ગાથા. ૬૨થી૬૪

ચૈત્રાદિ ગત માસના બમણા કરીને તેમાં ચાલુ મહિનાના ગત દિવસો મેળવીને, સાતે ભાગતાં જે શેષ રહે તેનું અનુક્રમે ફલ સમજવું.

જ્યોતિષસાર ગ્રંથની ગાથા ૧૫૧ માં જણાવેલા ૬ મહાન્ શુભ-યોગનાં નામ.

થિવરો૧ ચ રાજયોગં૨ કુમારયોગં૩ ચ અસિય સિદ્ધિ જોગં૪
સવ્વંકં ૫ રવિયોગં૬ એએહિં હણઇ અવજોગં ॥

ભાવાર્થ:—સ્થિરયોગ૧, રાજયોગ૨, કુમારયોગ૩, અમૃત-સિદ્ધિયોગ૪, સર્વાંકયોગ૫, અને રવિયોગ૬, એ છ શુભયોગો છે. આ સર્વયોગો અશુભયોગોનો નાશ કરનારાં છે.–૧૫૧

અથ વાર તિથિએ સિદ્ધિયોગ—

શુક્રેનંદા બુધે ભદ્રા મંદેરિક્તા કુજે જયા ।
ગુરૂપૂર્ણાખિલા રંભા સર્વકાર્યેષુ સિદ્ધિદા

—ઇતિ સિદ્ધિ યોગ.

પ્રયાણે વિશેષે કરીને સિદ્ધિ યોગ—

ચોથ નુમને ચૌદશી જો શનિવાર લહંત;
એકજ કામે નીસર્યા સો સો કામ કરંત.

—ઇતિ સિદ્ધિ યોગ.

શુક્રવારે નંદાતિથિ, બુધાવારે ભદ્રા તિથિ, શનિવારે રિક્તા તિથિ, મંગલવારે જયા તિથિ અને ગુરૂવારે પૂર્ણા તિથિ હોય તો તે સિદ્ધિયોગ કહેવાય છે. વળી ચોથ, નોમ અને ચૌદશને શનિવાર હોય અને માણસ બહાર ગામ જાય તો ધાર્યા કરતાં સોગણું કાર્ય થાય છે.

વળી પાઠ—

અગિયારશ છઠ એકમ વાર શુક્ર વરતીજે;
બારશ સાતમ બીજ લહે બુધ મહૂરત લીજે.
તેરશ આઠમ તીજ કરે મંગલ શુભકારિ;
ચૌદશ નુમને ચોથ વાર શનિ વિઘન વિદારિ.
પુનમ દશમી પંચમી જો આવે સુરગુરૂ અદલ
તિથિ વાર લઈ ચાલીએ સિદ્ધ જોગ કાર્ય સફલ.

—ઈતિ નંદાદિ તિથિવારે સિદ્ધિયોગ.

અથ વાર નક્ષત્રે સિદ્ધિ યોગ.

રવિ મૂલાં શશી શરવણાં ગુરૂ પૂરવા શનિ સ્વાતિ,
ભૃગુ ઉ–ફા૦× ભોમ ઉભદ્રાં બુધ કૃત્તિકા સિદ્ધિ ખ્યાતિ. ૨૧૫

—ઈતિ વાર નક્ષત્રે સિદ્ધિ યોગ.

અથ સિદ્ધિયોગનું ફલ—

વાસર અમૃયોગે ભર્યો સિદ્ધિયોગ ઇગ હોઇ;
તો અવરયોગ સવિ હણે સંસો મ કરો કોઇ ૨૧૬

—ઇતિ સિદ્ધયોગનું ફલ.

વાર નક્ષત્રે સિદ્ધિયોગ.

| વાર | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | મૂ | શ્ર | ઉ–ભ | કૃ | પુન | ઉ–ફા | સ્વા |

પાઠાંતરે સિદ્ધિયોગનું બલ.

અયોગા સિધ્ધિયોગાશ્ચ દ્વાવેતો ભવતો યદિ ।
અયોગો હન્યતે તેન સિદ્ધિયોગા બલાધિકા ॥

અથ વાર નક્ષત્રે અમૃતસિદ્ધિ યોગ.

રવી કર+ શશી મૃગશરાં ભોમ અશ્વનિ બુધવારાં અનુરાહ
જીવ પુષ્ય ભૃગુ રેવતી શનિ રોહિણી આસી આય ૨૧૭

વાર નક્ષત્રે અમૃતસિદ્ધિ યોગ.

| વાર | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | હ | મૃ | અશ્વ | અનુ | પુષ્ય | રે | રો |

અમૃતસિદ્ધિ અમૃતસમ અવર ન દીસે યોગ;
હીર કહે એ સાધતાં સંપદ વાધે લોગ. ૨૧૮

—ઇતિ અમૃતસિદ્ધિ યોગનું ફલ

અમૃતસિધ્ધિ યોગ હોય તો પણ નીચેના વારે નીચે દર્શાવેલાં નક્ષત્ર હોય તો નીચેના કાર્યોમાં તે વર્જિત જાણવો.

× પાઠાંતરે પૂ. ષા. + હસ્ત

ગુરૂ પુષ્ય વિવાહે ચ પ્રયાણે શનિ રોહિણી ।
ભોમાશ્વિની પ્રવેશે ચ ષણ્માસે મરણં ધ્રુવં ॥

અમૃતસિદ્ધિ યોગમાં પણ નીચેની તિથિઓ મળે તો વિષયોગ થાય છે, માટે તે વર્જિત જાણવો.

અથ વિષયોગ તિથિ વાર નક્ષત્રે—

રવિ હત્થા પંચમી વરજી શશીમૃગ ષષ્ટી દીહ
ભોમ અસ્સણી સત્તમી તજ બુધ અઠ્ઠમી અનુરાહ ૨૧૯
ગુરૂ પુષ્ય નવમી અશુભ દશમી રેવતી સુક્ક;
શનિ રોહિણી એકાદશી એ વિષયોગ અચુક્ક. ૨૨૦

તિથિ વાર નક્ષત્રે નેષ્ટ તિથિ મળવાથી અમૃતનો વિષયોગ.

| વાર | સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | હ | મૃ | અશ્વ | અનુ | પુષ્ય | રે | રો |
| તિથિ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |

અથ તિથિ વાર નક્ષત્રે સ્થવિર યોગ—

રિમતા અઠ્ઠમી તેરશી ગુરૂ શનિ કૃત્તિ અદ્દાહ;
અશલેશા ઉ-ફાગુણી સ્વાતિ જિઠ્ઠ ઉ-ષાંઢ ૨૨૧
શતભિષ અંતઇ રેવતી ક્ષિલિત હીર કહંતિ;
થિવર યોગથીર થાપીયઇ તો સવિ સંપદ હુંતિ ૨૨૨

ઇતિ સ્થવિર=થિવિર યોગ.

જ્યોતિષસાર ગ્રંથમાં પૃ ૪૦ ગાથા ૧૩૮માં આ પ્રમાણે જણાવ્યું છે.

"સ્થવિરયોગમાં અનશન કરવું, ખેતર ખેડવાં, દેવું ચૂકવવું, વ્યાધિ અને શત્રુનો નાશ કરવા માટે પ્રયત્ન કરવો, સંધિ કરવી અને જલાશય બંધાવવાં વગેરે કાર્યોમાં સ્થવિર યોગ ઉત્તમ છે."

અથ તિથિવાર નક્ષત્રે રાજયોગ—

ભદ્રા તીયાં પૂર્ણિમા ભાંણુ ભૂમ બુધાહ;
ભૃગુ ભરણી સૃગ પુષ્યહાં પુર્વાફગુણીયાંહ. ૨૨૩
ચિત્રાનૈ અનુરાહસું પૂર્વાષાઢા ધનિષ્ઠ
ઉત્તર ભદ્રાં હીર કહઈ રાજયોગ સવિસિદ્ધ ૨૨૪

—ઈતિ રાજયોગ

સ્થવિર યોગ ક્ષેપક

| ૪ | ૯ | ૧૪ | ૮ | તિથિ |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ગુ | શનિ | કૃ | વાર |
| આર્દ્રા | અશ્લે | ઉ-ફા | સ્વા | નક્ષત્રે |
| જ્યે | ઉ-ષા | શ | રે. | શુભયોગ |

રાજયોગ તિથિવાર નક્ષત્રે

| ૨ | ૭ | ૧૨ | ૩ | ૧૫ | તિથિ |
| --- | --- | --- | --- | --- | --- |
| સૂ. | મં | બુ | શુ | ૦ | વાર |
| મૃ | પુષ્ય | પૂ-ફા | ચિ. | અનુ | ૯ નક્ષત્રે |
| પૂ-ષા | ધ. | ઉ. ભા. | ભ. | ૦ | |

રાજયોગનો ઉપયોગ કયા કયા કાર્યોમાં કરવો તે બતાવે છે.

ગૃહ પ્રવેશો મૈત્રિ ચ વિદ્યારંભાદિ સતક્રિયા ।
રાજપટ્ટાભિષેકાદિ રાજયોગેઽભિધીયતે ॥

અથ તિથિ વાર નક્ષત્રે કુમાર યોગ—

નંદા પંચમી દશમી તિથિ શશી ભોમ બુધ ભિમાહ
અસ્સણિ રોહિણી પુણવ્વસાં મઘા હત્થાહ વિશાહ ૨૨૫
મૂલ શ્રવણને પૂ–ભદ્દાં મિલતઈ યોગકુમાર
કાજ કરો સવિ હીર કહઈ જિમ હોવે જયજયકાર. ૨૨૬

નોંધ–ઉપરના ૨૨૬ મા ગાથાંકમાં મૂલ અને પૂ ભા એ નક્ષત્રો કુમાર યોગમાં ગણાવ્યાં છે તે બીજા ગ્રંથોમાં નથી.

તિથિ વાર નક્ષત્રે કુમાર યોગ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૧૧ | ૫ | ૧૦ | તિથિ |
| ચં | મ | બુ | શુ | ૦ | વાર |
| અશ્વ | રો | પુન | મઘા | હસ્ત | ૯ નક્ષત્રે |
| વિ. | મૂલ | શ્ર | પૂ–ભા | ૦ | |

અથ તિથિ વાર નક્ષત્રે સર્વાંક યોગ—

તિથિ વાર રિખ્ખ ઇક્કં મિલિ અંકાઇ કહિય સવ્વંકં,
પણ ૫ ઇગ્ગારહ ૧૧ તેરહાં ૧૩ સત્તર ૧૭ ને ઉગણીસ ૨૨૭
તેવીસ પણવીસાં ૨૫ ગુણતીસાં ૨૯ ઇગતીસ ૩૧ સઇંતીસ ૩૭
ઇગયાલ તીયાંલીસ ૪૩ સઇતાલી ૪૭ સરવંક
તિથિ વારાં રિખિ હીર કહઇ કીજે કામ નિઃશંક ૨૨૮

સર્વાંકમાં પણ ત્યાજ્ય યમદાઢ યોગ—

અંત ધનિઠા પણ (૫) ઘડી શતભિશ પહિલી સાત
એ બારહ યમની ઘડી છાંડી કરો શુભ વાત. ૨૨૯

અથ સર્વાંકયોગ પાઠાંતરે—

[1]તિથિ દૂણિ વાર તિગુણ નક્ષત્ર ચઉગુણ જાણ
છહ સત્તહ અઠ્ઠ ભાગ દઇ લધતો અંક પ્રમાણ ૨૩૦
ફલ—આદિ શુન્ય મરણો કહઇ મધ્ય શુન્ય દુઃખદાઇ
અંતિ શુન્ય દેહી હહઇ સુખ સર્વાંકે કહાઇ ૨૩૧

વળી પાઠાંતરે—

આદ્ય શૂન્યં વપુ પીડા મધ્ય શૂન્યં દરિદ્રતા ।
અંત્ય શૂન્યં ભવેન્મૃત્યુ સર્વાંકે વિજયી ભવેત્ ॥

તિથિવાર નક્ષત્રનો સરવાળો કરતાં નીચે મુજબ સંખ્યા થાય તો સર્વાંક યોગ થાય છે.

પણુ૫ ઇકારસ૧૧ તેરસ૧૩ સતરસ૧૭ ગુણુવીસ૧૯ તહય તેવીસા૨૩॥
પણુવીસ૨૫ ઇગુણુતીસા૨૯ ઇગતીસા૩૧ સત્તતીસા૩૭ ય ॥૧॥
ઇગયાલા૪૧ તેયાલા૪૩ સગયાલા૪૭ હુંતિ સવ્વંકા ॥
તિહિ વાર રિખ્ખ સહિયા નાયવ્વા સવ્વ સવ્વંકા ॥૨॥

—પાઠભેદ હોવાથી આ ગાથાઓ નોંધી છે.

પ્રકારાંતરે સર્વાંક યોગ જ્યોતિપસારે ગાથા. ૧૪૧

વારતિથિરિસિ ધરિયે એકઠ્ઠ બિમણા ત્રિવણા ચઉગુણા કરિય ।
ભાગસવિદેઈ પિહુ છએ સત્ત અઠ્ઠે વલણિ વધત અંક ત્રિહુ ઠામિગ્ગહુ ॥
આદિ શૂન્ય દુહ દાઇયિઉ મજ્જે લચ્છિ વિયોગ ।
અંતિ શૂન્ય હુઇ હાણિકર, સવ્વંકે શુભ યોગ ॥ ૧૪૧

ભાવાર્થ:—વાર, તિથિ અને નક્ષત્ર આ ત્રણે એકઠા કરીને ત્રણ જગ્યાએ જુદા જુદા રાખવા અને તેને અનુક્રમે બમણા, તમણા અને ચાર ઘણા કરવા અને અનુક્રમે તે ત્રણ ગુણાકારને

૧ તિથિ વારાં રિસિ એક કરિ બીય તીય ચઉગુણકાર
સગઇ ભાગ છહ સત્ત અડ દેઈ કરો વિચાર

છ, સાત અને આઠથી ભાગવા પહેલા ભાગાકારની શેષમાં શૂન્ય આવે તો દુઃખદાયક, બીજા (મધ્ય) ભાગાકારની શેષમાં શૂન્ય આવે તો લક્ષ્મી નાશકારક અને ત્રીજા (છેલ્લા) ભાગાકારની શેષમાં શૂન્ય આવે તો મૃત્યુ કારક જાણવું. બધાની શેષમાં અંક આવે તો શુભયોગ જાણવો. ૧૪૧

વળી પાઠાંતરે શ્લોક—

તિથિ વારં ચ નક્ષત્રમેકી કૃત્ય સમાચરેત્ ।
દ્વિત્રિ ચતુર્ગુણં પ્રોક્તં રસ સપ્તાષ્ટ ભાજિતં ॥૧॥

અથ અંક મુહૂર્ત જ્યોતિર્મયૂખે. પૃષ્ઠ ૧૯૯ શ્લો ૧૦-૧૧

તિથયઃ પક્ષગુણિતાઃ સપ્તભિર્ભાજિતા શ્ચતા ॥
વારાઃ સ્યુર્વહ્નિ ગુણિતા વસુભિશ્ચૈવ ભાજિતા ॥૧૦॥

ચતુર્ગુણાનિ ભાન્યંગ ભાજિતાનિ યથાક્રમમ્ ॥
પીડા સ્યાત્પ્રથમે શૂન્યે મધ્યે શૂન્યે મહદ્ભયમ્ ॥
અંત શૂન્યેતુ મરણં અંકે વિજયો ભવેત્ ॥૧૧॥

## ધનિષ્ઠાપંચક

અર્ધ્વ ધનિષ્ઠા પંચકાં સજ્યાસન નવિ ગેહ
દક્ષિણ ગમન ગૃહ કરણુ મૃતકારિજ ન કરેહ ૨૩૨

ધન નાશઈં ધનિઠાં રિસિ શતભિસ સુખ ન દેય
નૃપદંડઈં પૂરવભદ્દાં ઉભદ્દ કલહ કરેહ ૨૩૩

અગ્નિદાઘ હવઇ રેવતી પંચક લક્ષણ પંચ
જાણી જરજો હીર કહઈ જિમ પામો સુખ સંચ ૨૩૪

પંચક પંચગુણો ફલઇં ત્રિપુષ્કર ત્રિગુણો થાઇ
યમલયોગ બિમણો વહઈં હાંણિલાભ ઇમ ભાઇ ૨૩૫

અથ રવિયોગ અને તેનું ફલ—

હીર કહે રવિ રિસી થકી દિન રિસીનો લ્યો ભાગ;
પઢમ મરણુ બીજઇં કલહ ત્રીજઇં દુઃખ વિયોગ. ૨૩૬
ચોથઇ સુખ પણુ ૫ સુયમરણુ છઠઇ શિવ સુખ થાય;
સત્તમિ મિત્ત વિણાસ હુવે અઠ્ઠમિ [1]મૃત્યુ કહાય. ૨૩૭
નવમ દસમ સુખકારીયો ધન ઇગ્યારમઇ જાય
બારમ દૂઃખી તેરમ સુખી ચવદમ દુરમતિ થાઇ. ૨૩૮
વજ્રઘાત હુવઈ પનરમઇ સોલમ સત્તર અઢાર;
ઉગણીસમ લિખમી હરણુ વિસમે સવિ સુખકાર. ૨૩૯
ઇગવીસમ સગવીસ૨૭ લગિ રવિ ×શશી બે અચાર
પણઇં રવિયોગઇં મિલ્યાં ભરઈં સુખ ભંડાર. ૨૪૦

વળી રવિયોગ—

હીર કહઇં રવિ શશી થકી દીન રિસનો લ્યો ભોગ;
ચઉ ષટ્ નવ દહ તેરમો વીસમ એ રવિયોગ. ૨૪૧
એકણિ સિંહ કિશોરથી જિમ ગજ ભાંજે શૂર
તિમ એકણિ રવિયોગથી સનિ પલાયૈ દૂર. ૨૪૨

અથ રવિયોગની પ્રબલતા—

ભદ્રા કર્કટ યોગં ચ યમઘંટે મલગ્રહ ।
અન્યેષાં દુષ્ટયોગાનાં રવિયોગેષુ લુપ્યતે ॥

અથ રવિયોગની સમજુતી—

'હર્ષપ્રકાશ' ગ્રંથના આધારે જે જે અંકોથી રવિયોગ થાય તે તે અંકોનું ફલ અને બાકીના અંકોમાં કેટલાક તજવા તે બતાવે છે.

---

૧ મિત્રવદોષ × ત્રિસ સવિ ઉદ્ધાર

સૂર્ય નક્ષત્રથી દનિયા સુધી ગણતાં ૪-૬-૯-૧૦-૧૩ અને ૨૦ મું હોય તો રવિયોગ થાય છે. પરંતુ ૧-૫-૭-૮-૧૧-૧૫-૧૬ થાય તો તે યોગ પ્રાણને હરનાર છે, માટે તે સર્વકાર્યોમાં તજવાં.

રવિયોગનાં અંકોનું ફલ—

સૂર્યના નક્ષત્રથી ૪ માં કાર્ય કરવાથી ઘણું સુખ પ્રાપ્ત થાય છે.
" ૬ માં કાર્ય કરવાથી શત્રુ પર જિત મેળવાય છે.
" ૯ માં કાર્ય કરવાથી ઘણો લાભ થાય છે.
" ૧૦ માં કાર્ય કરવાથી કાર્યસિદ્ધિ થાય છે.
" ૧૩ માં કાર્ય કરવાથી પુત્રની પ્રાપ્તિ જેટલો હર્ષ થાય છે.
" ૨૦ માં કાર્ય કરવાથી રાજવૈભવ જેવું સુખ પ્રાપ્ત થાય છે.

શુદ્ધ લગ્નમાં જેટલું બલ હોય છે, તેટલું બલ આ રવિયોગમાં હોય છે. એમ 'યતિવલ્લભ' ગ્રંથમાં કહેલું છે.

વળી કહ્યું છે કે—

ઇક્કસ્સ ભગ્ગે પંચાણુણસ્સ ભજ્જંતિ ગય ઘડ સહસ્સા ।
તહ રવિ જોગ પણટ્ઠા ગયણમ્મિ ગહા ન દીસંતિ ॥૧॥

વળી—

સર્વ વિરૂદ્ધે દિવસે યદ્યેકો ભવંતિ સૂર્ય યોગસ્તુ ।
હિમવત્ દિનકર કિરણૈ સર્વ દોષાઃ વિલયં યાંતિ ॥

—ઇતિ રવિયોગ.

રવિયોગ–'જ્યોતિષસારે' પૃષ્ઠ ૪૨ ગાથા ૧૪૨–૧૪૩

રવિ રિક્ખ લેઈ દિણ્ રિક્ખ ગિણહુ ચઉ છટ્ઠ નવ દસ તેરે ।
વીસમ એ રવિયોગા સિદ્ધ ઇયં સવ્વ જોગાઈ ॥૧૪૨॥
ઇઇં સિંહ કિસોયર ગય ઘડ ભજ્જંતિ તસ્સ કોડીઓ ।
રવિ જોગ સય પલાણ્ણા ગયણમ્મિ ગહા ન દીસંતિ ॥૧૪૩॥

ભાવાર્થ—જેવી રીતે સિંહના એક બાળક માત્રથી હજારો હાથીઓનો સમૂહ નાશી જાય છે. તેવી રીતે રવિયોગથી નાશ પામેલા ગ્રહો આકાશમાં દેખાતા નથી. અર્થાત્ જો રવિયોગ બલવાન હોય તો બીજા કુયોગો નાશ પામી જાય છે.

વળી કહ્યું છે કે—

રવિયોગે રાજયોગે કુમારયોગે અશુદ્ધ દિઅહે વિ ।
જં સુહં કજ્જં કીરઈ તં સવ્વં બહુફલં હોઈ ॥

ભાવાર્થ—અશુભ દિવસે પણ જો રવિયોગ, રાજયોગ અથવા કુમાર યોગ હોય અને તે દિવસે શુભ કાર્ય કરવામાં આવે તો તે બહુ ફલને આપનારૂં થાય છે.

વળી કહ્યું છે કે—

તિથિ એક ગુણી પ્રોક્તં નક્ષત્રં ચ ચતુર્ગુણમ્ ॥
વારં અષ્ટ ગુણો પેતં કરણં ષોડશાન્વિતમ્ ॥૧॥
દ્વાત્રિંશત્ ગુણો યોગો ષષ્ટી તારા બલિ સ્મૃતા ॥
ચંદ્રં શતગુણં પ્રોક્તં તસ્માત્ સૂર્ય બલિયસી ॥૨॥

ભાવાર્થ—તિથિ ૧ ઘણી, નક્ષત્ર ચાર ઘણું, વાર આઠ ઘણો કરણ ૧૬ ઘણું, યોગ ૩૨ ઘણો, તારા ૬૦ ઘણા, ચંદ્ર સો ઘણો, લગ્ન ૧૦૦૦ ઘણું. આ ગણાવેલા ક્રમમાં એક એકથી વધારે બલવાન છે. આ બધાથી પણ રવિયોગ લાખ ઘણો બલવાન છે. એટલે જે દિવસે રવિયોગ હોય તે દિવસે ગમે તેટલા બીજા કુયોગો હોય તે દિવસને શુભ માનીને શુભ કાર્ય કરવાથી શુભ ફલની પ્રાપ્તિ થાય છે.

'જ્યોતિર્મયૂખ' ગ્રંથમાં પ્રયાણ વખતે ધબાડ યોગ સારો ગણાવ્યો છે, જે આ પ્રમાણે છેઃ—

સૂર્ય ભાદ્‌ગણયેત્ ચાંદ્રં ત્રિગુણં તિથિ મિશ્રિતમ્ ॥
સપ્તભિસ્તુ હરેદ્‌ભાગં ત્રિણિ શેષે ધબાડકમ્ ॥૧॥
ધબાડેપિ પ્રયાણં સ્યાત બહૂર્થં લભતે નરમ્ ॥
સર્વસિદ્ધિ મવાપ્નોતિ જાયતે વાંછિતં ફલમ્ ॥૨॥

ભાવાર્થ—સૂર્યના નક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર સુધી ગણીને, ત્રણ ઘણા કરવા અને તેમાં અજવાળીયાદિ વર્તમાન તિથિ ઉમેરીને, તે સરવાળાને સાતે ભાગતાં ૩ શેષ વધે તો તે ધબાડ યોગ જાણવો આ યોગ હેવર યોગ કરતાં પણ ઉત્તમ છે. આ યોગમાં પ્રયાણ કરવાથી કાર્યની સિદ્ધિ થાય છે અને મહાન લાભ થાય છે. અથ હેવર યોગ 'જ્યોતિર્મયુખ' પૃ. ૧૯૯ શ્લોક ૯.

ચંદ્રભં સૂર્યભાદ્યુક્તં પક્ષાદિ તિથિ વાસરૈઃ ।
નવાપ્તં સપ્તશેષેતુ હેવરૈઃ સ્યાચ્છુભાગમે ॥૯॥

ભાવાર્થ—સૂર્ય નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર સુધી ગણીને તે પક્ષની જે તિથિનો અંક હોય તે મેલવીને નવે ભાગતાં શેષ ૭ વધે તો હેવર યોગ થાય છે. આ યોગ પણ પ્રયાણમાં શ્રેષ્ઠ છે. અથ તિથિ વાર નક્ષત્રે ત્રિધા સિદ્ધિ યોગ—

રવિ સુહ ઇગ અટ્ઠમી નવમી રેવસ્સણિ ધણિટ્ઠાહ[1];
મૃગ પુનર્વસુ પુષ્ય ૧ રોહિણી ઉત્તર જિટ્ઠ ૨ મૂલાહ. ૨૪૩

સસિવારાં સુહ બીય નવમી અનુરાધાં પુષ્યાંહ;
હત્થા ઉ-ફા રોહિણી શતભિસ મૃગ શ્રવણાંહ. ૨૪૪

ભોમ જયા ૩ છઠી સુહા ભરણી દુગ ૪ અનુરાહ;
મૃગ મૂલાં અસલેસહાં પુષ્પ રેવતી અભિયાંહ× ૨૪૫

બુધ સુહ ભદ્દા ઇગ તિબદ્ધ શ્રવણ શત ૫ ઉ-ષાં પૂ-ષાંહ;
રોહિણી મૃગ પુષ્ય જેઠ કર અનુરાધાં કૃત્તતાંહ ૬ ૨૪૬

ગુરૂ પુન્ના સુહ ગારસી રેવસ્સણિ પુવ્વાહ ૭;
પુષ્ય પુનર્વસુ સ્વાતિય કર અસલેસ ધણાંહ ૨૪૭

ભૃગુ નંદા સુહ તેરસી દુગ સવણાં પૂ-ફાહ૮;
પૂ-ષાહ૯ મૂલ૧૦ અનુરાહ પુષ્ય કર દુગ રેવય પૂ-ફાહ૧૧ ૨૪૮

---

૧ હ્યાદ × પુષ્ય રેવસ્સમ્મિ ઉ-ષાઢ

પાઠાંતરો—૧ પુષ્ય પછી હસ્ત કેટલીક પ્રતોમાં છે. ૨ જિઠુના બદલે તીય જોઇએ, કેટલીક પ્રતોમાં હસ્ત નહિ પરંતુ જિઠુ ખરૂં અને તીય પણ નહિ. ૩ ઘણા પાઠોમાં જયાના બદલે તીયા છે, પરંતુ જ્યોતિષસારમાં પણ જયા છે. ૪ બીજી પ્રતોમાં હુગ ના બદલે માત્ર 'ને' જ છે. ૫ શતના બદલે કેટલીક પ્રતોમાં કૃતિ છે. ૬ કેટલીક પ્રતોમાં કૃતીતાહનો અર્થ રેવતિ કરેલો છે. ૭ બીજા ગ્રંથોમાં ત્રણે પૂર્વા છે. ૮ કેટલીક પ્રતોમાં પૂ. ફાહના બદલે પુષ્યાહ છે. ૧૦ મૂલના બદલે બીજા ગ્રંથોમાં મૃગ છે. ૧૧ કેટલીક પ્રતોમાં પૂ. ફાહના બદલે ઉ. ફાહ છે.

તિથિ વાર નક્ષત્રે ત્રિધાસિદ્ધિ (શુભ) યોગ.

| વાર | નક્ષત્ર | તિથિ |
|---|---|---|
| રવિ | રે–અશ્વિ–ધ–મૂ–પુન–પુષ્ય–રો–ઉત્તરા૩–જ્યે–મૂ<br>૧૦ ૧ ૯ ૩ ૪ ૫ ૨ ૬ ૭ ૮ | ૧–૮–૯ |
| સોમ | અનુ–પુષ્ય–હ–ઉ–ફા–રો–શત–મૃ–શ્ર<br>૬ ૩ ૫ ૪ ૧ ૮ ૨ ૭ | ૨–૯ |
| મંગલ | ભર–કૃ–અનુ–મૃ–મૂ–અશ્લે–પુષ્ય–રે–અશ્વિ–ઉ. ભા<br>૨ ૩ ૭ ૪ ૮ ૬ ૫ ૧૦ ૧ ૯ | ૩–૬ ૮–૧૩– |
| બુધ | શ્ર–શત–પૂ ષા–ઉ ષા–રો–મૃ–પુષ્ય–જ્યે–હ–અનુ (રે)–કૃ<br>૧૦ ૧૧ ૮ ૯ ૨ ૩ ૪ ૭ ૫ ૬ ૧૨ ૧ | ૨–૭–૧૨–૧ |
| ગુરૂ | રે-અશ્વિ-પૂર્વા(૩) પુષ્ય–પુન–સ્વા–વિ-અનુ-હ-અશ્લે ધનિ<br>૧૧ ૧ ૫ ૩ ૨ ૭ ૮ ૯ ૬ ૪ ૧૦ | ૫–૧૦–૧૫–૧૧ |
| શુક્ર | શ્ર–ધ–ઉ ષા–પૂ ફા–મૃ–અનુ–પુન–હ–રે–અ–ઉ–ફા.<br>૯ ૧૦ ૮ ૪ ૨ ૭ ૩ ૬ ૧૧ ૧ ૫ | ૧–૬–૧૧–૧૩ |
| શનિ | સ્વા અશ્વ–પુ-ફા–પુષ્ય–અનુ–રો–મઘા–મૃ–શ્ર–ધ–શ.<br>૭ ૧ ૬ ૪ ૮ ૨ ૫ ૩ ૯ ૧૦ ૧૧ | ૪–૯,૧૪,૮ |

શનિ રિગતા સુહ અઠ્ઠમી સ્વાતિ અશ્વ પુ-ફાહ;
પુષ્ય અનુરાહાં રોહિણી મૃગ મઘ શ્રવણ તીયાંહ. ૨૪૯
ઇયાં સાતાં વારાં તિથાં જે લિખીયાં રિસી હીર;
તાસ" સુમહૂરત સાધતાં સંપદ થાય શરીર ૨૫૦

શ્રી જશવિજયજી મહારાજ સાહેબના સંગ્રહની જીર્ણ અપૂર્ણ હીરકલશની પ્રતમાં ગાથા ૨૪૩ થી ૨૫૦ ના પાઠાંતરો.
તિથિ વાર નક્ષત્રે ત્રિધા સિદ્ધિ શુભ યોગ—

રવિ સુહ ઇગ અઠ્ઠમી ૮ નવમી ૯ રેવસ્સણિ ધનિઠ્ઠાહ;
મિગ પુણ વસ પુષ્ય હત્થ રોહણી ઉત્તરતિય મૂલાંહ.
શશિ વારાં સુહ બીય નવમી અનુરાધા પુષાંહ;
હત્થાં ઉ-ફ્રા રોહિણી શતભિષ મૃગ સવણાંહ.
ભોમ તીયા છટ્ઠિ સુહા ભરણીને અનુરાહ;
મૃગ મૂલાં અશલેસ પુષ્ય રેવસ્સણિ ઉ-ભાહ.
બુધ સુહ ભદ્દા ઇગ શ્રવણ કૃતિ પુ-ષા ઉ-ષાહ;
ઉ-ષાહ રોહિણી મૃગ પુષ્ય જેઠ કર અનુરાધા કિરતાર
ગુરૂ પુન્ના સુહ ઇગ્યારસી રેવસ્સણિ પુવ્વાહ;
પુષ્ય પુણવસ સ્વાતિ તીય કર અસલેસ ધણાહ.
ભૃગુ નંદા સુહ તેરસી ફુગ સવણાં પુફાહ;
ઉષા મૃગ અનુપુષ્ય કર ફુગ રેવય ઉફાહ
શનિ રિક્તા સુહ અઠ્ઠમિ સ્વાતિ અશ્વ પુફાહ:
પુષ્ય અનુરાધા રોહિણી મઘ મૃગ શ્રવણ તિયાંહ
ઇયાં સાતાં વારાં તિથાં જે લખિયાં રિસિ હીર.
તે સુમુહૂરત સાધતાં સંપદ થાઇ શરીર.

નોંધ—ઉપર જે જે શબ્દોની નીચે નિશાની કરી છે, તે તે શબ્દો પાછલા પાઠમાં વધઘટ કે નામાંતર સુચવે છે.

## શ્રી જશવિજયજીની પ્રતમાંથી તિથિવાર નક્ષત્રે-ત્રિધા સિદ્ધિ શુભ યોગ

| | | |
|---|---|---|
| રવિ | રે-ધ-મૃ-પુન-પુષ્ય-હ-રો-ઉ-ઉ-મૂ | ૧-૮-૯ |
| ચંદ્ર | અનુ-પુષ્ય-હ-ઉ-ફા-રો-શત-મૃ-શ્ર | ૨-૯ |
| ભોમ | ભા-અનુ-મૃ-મૂ-અશ્લે-પુષ્ય-રે-અશ્વ-ઉ-ભા | ૩-૬ |
| બુધ | શ્ર-કૃ-પુ-ષા-ઉ-ષા-રો-મૃ-પુષ્ય-જયે-હ-અનુ-(રે)-કૃ | ૨-૭-૧૨-૧ |
| ગુરૂ | રે-અશ્વ-પૂર્વા-ઉ-પુષ્ય-પુન સ્વાતિ વિ-અનુ-હ-અશ્લે-ધ | ૫-૧૦-૧૫-૧૧ |
| શુક્ર | શ્ર-ધ-પુ-ફા-ઉ-ષા-મૃ-અનુ-પુષ્ય-હ-રે-અ-ઉ-ફા | ૧-૬-૧૧-૧૩ |
| શનિ | સ્વા-અશ્વ-પુ-ફા-પુષ્ય-અનુ-રો-મ-મૃ-શ્ર-ધ-શ- | ૪-૯-૧૪-૮ |

જ્યોતિષસાર ગ્રંથના આધારે તિથિ વાર નક્ષત્રે ત્રિધા સિદ્ધિ યોગ. ગાથા ૧૫૨ થી ૧૫૮.

હત્થુત્તરા તિયં મૂલ પુખ્ખ ધણિટ્ઠાઈ અસ્સણી રેવઇ ॥
પડિવા અઠ્ઠમી નવમી રવિ સંજોગે સુહા હોઇ ॥૧૫૨॥

બીયા નવમી પુખ્ખં મૃગશીર રોહણીય સવણુ અણુરાહા ॥
ચંદાણુય સંયોગે સંસય રહિયં સુહા હોઈ ॥૧૫૩॥

રેવય મીગસીર અસ્સણિ મૂલં અસલેસ ઉત્તરાભદ્દં ॥
છઠ્ઠી તિયા અઠ તેરિસિ મંગલ જોગે સુહા હોઈ ॥૧૫૪॥

સવણું રોહિણિ પુખ્ખો મીગસીર અણુરાહ કિત્તિગારિખ્ખા ॥
બીયા સત્તમિ બારસિ જોગે બુધવાર સુહ હોઇ ॥૧૫૫॥

પુવ્વાઇ હત્થ પુખ્ખં રેવઈ અસ્સણિ વિસાહ પુણુવ્વસુયં ॥
પંચમી દશમીઆરિસિ પુન્નિમ ગુરૂ જોગે સુહ હોઈ ॥૧૫૬॥

ઉત્તરાસાઢા-અસ્સણિ રેવઇ અણુરાહ પુણુવ્વ સંહત્થા ॥
પુવ્વા ફગ્ગુણિ તેરિસિ નંદા તિહિ સુજ્ઝ સુહ હોઈ ॥૧૫૭॥
સવણું પુવ્વાફગ્ગુણિ રોહિણિ સાઈ મઘાય સતભિસા ॥
ચઉત્થિ નવમી ચઉદ્દિશિ અટ્ઠમિ સુહ જોગ શનિ હોઇ ॥૧૫૮॥

પાઠાંતરે-'જ્યોતિષસારે' તિથિવાર નક્ષત્રે ત્રિધાસિદ્ધિ શુભ યોગ પૃ. ૪૬ ગાથા. ૧૫૨ થી ૧૫૮

| વાર | નક્ષત્ર | તિથિ |
|---|---|---|
| રવિ | હ-ઉ-ઠ મૂ-પુષ્ય-ધ-અશ્વ-રે | ૧-૮-૯ |
| સોમ | પુષ્ય-મૃ-રો-શ્ર-અનુ | ૨-૯ |
| મંગલ | રે-મૃ-અશ્વ-મૂ-અશ્લે-ઉ-ભ | ૬-૩-૮-૧૩ |
| બુધ | શ્ર-રો-પુષ્ય-મૃ-અનુ-કૃ | ૨-૭-૧૨ |
| ગુરૂ | પૂ-૩-પુષ્ય-રે-અશ્વ-વિ-પુન-હ | ૫-૧૦-૧૧-૧૫ |
| શુક્ર | ઉ-ષા-અશ્વ-રે-અનુ-પુન-હ-પૂ-ફા | ૧૩-૧-૬-૧૧ |
| શનિ | શ્ર-પૂ-ફા-રો-સ્વા-મ-શ | ૪-૯-૧૪-૮ |

પાઠાંતરે—જુના છુટા પાના ઉપરથી ઉતારો. તિથિ વાર નક્ષત્રે ત્રિધા સિદ્ધિ યોગ—

આદિત્યેચાષ્ટમી હસ્તૌ અશ્વનિ ચોત્તરા ત્રયં ।
મૂલં પુષ્યં ધનિષ્ટાયાં સિદ્ધિ યોગાઃ પ્રકીર્ત્તિતાઃ ॥૧॥
સોમે ચ નવમી પુષ્યં શ્રવણે રોહિણી મૃગ ।
દશમ્યાં ચ સદા મૈત્રિ સિદ્ધિયોગાઃ પ્રકીર્ત્તિતાઃ ॥૨॥
ભોમે ષષ્ટી તૃતિયાયાં અષ્ટમી ચ ત્રયોદશી ।
મૂલાશ્વિની મૃગાશ્લેષા સિદ્ધોત્તર ભાદ્રપદા ॥૩॥

બુધવારે દ્વિતીયાયાં સપ્તમી દ્વાદશીષુ ચ ।
મૃગો અનુરાધા પુષ્યં ચ સિદ્ધા કૃત્તિકા રોહિણી ॥૪॥
ગુરૂ ચ દશ પંચમ્યાં પૂર્ણિમાસ્યાં વિશાખયો ।
[1]પૌષ્ણાશ્વિની અનુરાધાસુ સિદ્ધિ પુષ્યે પુનર્વસુ ॥૫॥
શુક્રે પ્રતિપદા ષષ્ટી એકાદશી ત્રયોદશી ।
પૂર્વાફાલ્ગુની રેવત્યો અશ્વિન્યૌ મૈત્રાદિતિ શુભા ॥૬॥
શનૌ ચતુર્થી નવમી ચતુર્દશ્યાંતુ રોહિણી ।
શ્રવણું ચ મઘા સ્વાતિ પૂર્વાફાલ્ગુની સિદ્ધિદા ॥૭॥
અવયોગ સિદ્ધિયોગાશ્ચ દ્વાવે તૌ ભવતો યદિ ।
અયોગો હન્યતે તેન સિદ્ધિયોગા બલાધિકાઃ ॥૮॥

છુટક પાનાનો ઉતારો-તિથિ વાર નક્ષત્રે-ત્રિધા સિદ્ધિયોગ.

| | | |
|---|---|---|
| રવિ | હ-અશ્વિ-ઉ-૩-મૂ-પુષ્ય-ધ | ૮ |
| સોમ | પુષ્ય-શ્ર-રો-મૃ | ૯-૧૦ |
| મંગલ | મૂ-અશ્વિ-મૃ-અશ્લે-ઉ-ભા | ૬-૩-૮-૧૩ |
| બુધ | મૃ-અનુ-પુષ્ય-કૃ-રો | ૨-૭-૧૨ |
| ગુરૂ | વિ-રે-અશ્વિ-અનુ-પુન-પુષ્ય | ૫-૧૦-૧૫ |
| શુક્ર | પૂ ફા-રે-અશ્વિ-અનુ-પુન | ૧-૬ ૧૧-૧૩ |
| શનિ | રો-શ્ર-મ-સ્વા-પૂ-ફા | ૪-૯-૧૪ |

અથ તિથિ વાર નક્ષત્રે સિદ્ધિ યોગ. બાળબોધની પોથીસાંથી શ્લોકાંક ૫૫ થી ૬૧ આ શ્લોકોના પૂર્વાર્ધમાં સિદ્ધિયોગ છે અને ઉત્તરાર્ધમાં મૃત્યુયોગ હોવાથી અત્રે પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ જુદા જુદા આપેલા છે

---
૧ રેવતિ

અથ પૂર્વાર્ધ—

સૂર્યાઽશ્વિમૂલં કર વાસવં ચ પુષ્યોત્તરા ચાષ્ટમિ સિદ્ધિ યોગઃ ॥૫૫

ચંદ્રેકભં પુષ્ય મૃગ રૂક્ષ રાધા વિષ્ણુ સ્તથા સ્યાત્ નવમી
શુભાસ્યાત્ ॥૫૬

કુજે જયા રાગ મૃગાઽશ્વિની ચ સર્પોત્તરા ભાદ્ર
સુસિદ્ધિ યોગઃ ॥૫૭॥

બુધે ચ ભદ્રા હરિ પુષ્ય હસ્તં બ્રહ્માઽનુરાધાઽગ્નિ ચ
સિદ્ધિ યોગઃ ॥૫૮॥

પૂર્ણા ગુરૂ પુષ્ય પુનર્વસુ ચ પૌષ્ણું વિશાખા યમ
સિદ્ધિ યોગઃ ॥૫૯॥

શુક્રે ચ નંદા સ્મર હસ્ત પૌષ્ણું................સિદ્ધિ યોગઃ ॥૬૦॥

મંદે મઘા સ્વાતિ ચ વિષ્ણુ બ્રહ્મા રિક્તા મૃગો વારૂણુ
—સિદ્ધિ યોગઃ ॥૬૧॥

| અથ વાર | તિથિ | નક્ષત્રે ત્રિધા સિદ્ધિ યોગ બાલબોધે શ્લો. ૫૫-૬૧ | | પૂર્વાર્ધ |
|---|---|---|---|---|
| રવિ | આઠમ | અશ્વિ મૂલ હસ્ત ધનિષ્ઠા-પુષ્ય ઉત્તરા-૩ સિદ્ધિયોગ | ૫૫ | |
| ચંદ્ર | નવમી | રો-પુષ્ય-મૃ-અનુરાધા-શ્રવણે ,, | ૫૬ | |
| મંગલ | ૩-૮-૧૩-૬ | મૃગ-અશ્વિ-અશ્લે-ઉત્તરાભાદ્રપદે ,, | ૫૭ | |
| બુધ | ૨-૭-૧૨ | શ્ર-પુષ્ય-હસ્ત-રો-અનુરાધા-કૃતિકા ,, | ૫૮ | |
| ગુરૂ | ૫-૧૦-૧૫ | પુષ્ય-પુન-રેવતિ-વિશાખા-ભરણી ,, | ૫૯ | |
| શુક્ર | ૧-૬-૧૧ | આર્દ્રા-હ-રે-ઉષા-ઉફા-પુન ,, | ૬૦ | |
| શનિ | ૪-૯,૧૪ | મઘા-સ્વા-શ્ર-રો-મૃગ-શત ,, | ૬૧ | |

ઈતિ તિથિ વાર નક્ષત્રે ત્રિધા સિદ્ધિ યોગ.

અથ તિથિ વાર નક્ષત્રે ત્રિધા મૃત્યુ યોગ—ઉત્તરાર્ધ

નૂનં દ્વિ દેવા ત્રિ મઘા ચ યામ્યં નંદા મુનિ દ્વાદશી
ભૂત મૃત્યુ ॥૫૫॥

જલા ત્રિ ગિત્રા દ્વિ પતિ ચ ભદ્રા વિશ્વૈઃ ગૃહૈકાદશીકા
ચ મૃત્યુ ॥૫૬॥

.... .... .... .... .... .... ॥૫૭॥

આદ્યા જયા વૈ નવમી ચ ભૂત પુષ્ણા ત્રિમૂલં વસુ
મૃત્યુયોગઃ ॥૫૮॥

ભદ્રાષ્ટમી વરૂણ કૃતિકા ચ બ્રહ્મા ત્રયં વૈ કિલ ચા યુ નાશઃ ॥૫૯॥

દ્વિતીય રિક્તા સુવિરિંદ્ર વિષ્ણું પુષ્યા ત્રયં રોહિણી
મૃત્યુયોગઃ ॥૬૦॥

પૌષ્ણોત્તરા ફ્રા ત્રિચ સપ્ત પૂર્ણા ષષ્ટિ દ્વિતીયા કિલ
મૃત્યુયોગઃ ॥૬૧॥

| વાર | તિથિ | નક્ષત્રે ત્રિધા મૃત્યુયોગ શ્લો.૫૫–૬૧ | ઉતરાર્ધે |
|---|---|---|---|
| રવિ | ૧–૬–૧૧–૭–૧૨–૧૪ | વિશાખા–અનુ–જયે–મઘા–ભરણી-એ મૃત્યુયોગ ૫૫ | ,, |
| સોમ | ૨–૭–૧૨–૬–૧૧–૧૩ | પૂષા-ઉષા-શ્ર ચિત્રા વિશાખા ,, ૫૬ | ,, |
| મંગલ | ૧–૭–૧૦–૧૧ | આર્દ્રા–ઉષા–ધનિ–શત–પૂભા ,, ૫૭ | ,, |
| બુધ | ૩–૮–૧૩–૧–૯–૧૪ | રે–અશ્વ–ભર–મૂલં–ધનિ ,, ૫૮ | ,, |
| ગુરૂ | ૨–૭–૧૨–૮ | શત–કૃતિ–રો–મૃ–આર્દ્રા ,, ૫૯ | ,, |
| શુક્ર | ૨–૭–૪–૯–૧૪ | જયે–પુષ્ય–અશ્લે–મઘા–રો ,, ૬૦ | ,, |
| શનિ | ૨-૬–૭–૫–૧૦–૧૫ ૩ | રે–ઉફા ,, ૬૧ | ,, |

—ઇતિ તિથિ વાર નક્ષત્રે મૃત્યુયોગ.

ત્રિધા સિદ્ધિ યોગથી વિરૂદ્ધ ત્રિધા અશુભ યોગનો પાઠ હીરકલશની આ પ્રતમાં કે બીજી જિર્ણું હીરકલશની પ્રતમાં નહિ હોવાથી બીજા ગ્રંથોમાંથી અત્રે સંગ્રહ રૂપે આપવામાં આવેલ છે.

'જ્યોતિષસાર' ગ્રંથના પૃષ્ઠ ૪૮ શ્લોક ૧૫૯ થી ૧૬૫ પરથી તિથિ વાર નક્ષત્રે ત્રિધા અશુભયોગ.

રવિ છઠ્ઠી સત્તમિયા બારશી ચઉદ્દિશી ગારિસી જિઠ્ઠા ॥
અણુરાહાય વિસાહા મઘ ભરણી જોગિ અસુહાઈ ॥૧૫૯॥

સોમ ગારિસી સપ્તમી બારિસી ચઉદ્દિસિય પુવ્વાસાઢાયં ॥
ઉત્તરાસાઢા ચિત્તા વિસાખાહ જોગેહિ અસુહાઈ ॥૧૬૦॥

ભોમે દસમી પડિવા એગારિસિ અદ્દ ઉત્તરાસાઢા ॥
ધણિઠ્ઠા સિતભીસ પૂ-ભદ્દ જોગે મિલિ એહિ અસુહાઈ॥૧૬૧॥

બુધ તિયા અડ તેરિસિ પડિવા નવમીય ચવદશી મૂલં ॥
રેવય અસ્સણિ ભરણી ધણિઠ્ઠા અણુરાહ અસુહાઇ ॥૧૬૨॥

ગુરૂ બીયા સગ બારસી ચઉત્થિ છઠ્ઠીય અઠ્ઠમી ઉ-ફ્રા ॥
કિત્તિગ રોહણિ મિગસીર અદ્દા સિતભિસહ અસુહાઈ ॥૧૬૩॥

ભિગુ ચઉ નવમી ચવદ્દિશિ બીયા સત્તસિય તીય રોહણિયા ॥
જિઠ્ઠ મઘ અસલેસા પુખ્ખં પમુહાઈ અસુહાઈ ॥૧૬૪॥

શનિ પણ દશમી પુન્નિમ છઠ્ઠી સત્તસિય રેવઈ ચિત્તા ॥
હત્થા ઉત્તરષાઢા ઉત્તર ફગ્ગુણિય અસુહાઈ ॥૧૬૫॥

## અથ તિથિ વાર નક્ષત્રે ત્રિધા અશુભયોગ. જ્યોતિષસારે.

| વાર | નક્ષત્ર | તિથિ |
|---|---|---|
| રવિ | જ્યે–અનુ–વિ–મ–ભ | ૬–૭–૧૨–૧૧–૧૪ |
| સોમ | પૂ ષા–ઉ ષા–ચિ–વિ | ૧૧–૭–૧૨–૧૪ |
| મંગલ | આર્દ્રા–ઉ–ષા–ધ–શ–પૂર્વાભાદ્રપદ | ૧૦–૧–૧૧ |
| બુધ | મૂ–રે–અશ્વ–ભ–ધ–અનુ | ૩–૮–૧૩–૧–૯–૧૪ |
| ગુરૂ | ઉ–ફા–કૃ–રો–મૃ–આ–શ | ૨–૭–૧૨–૪–૬–૮ |
| શુક્ર | રો–જ્યે–મ–અશ્લે–પુષ્ય | ૪–૯–૧૪–૨–૭–૩ |
| શનિ | રે–વિ–હ–ઉ–ષા–ઉ–ફા | ૫–૧૦–૧૫–૬–૭ |

ઈતિ તિથિ વાર નક્ષત્રે અશુભ યોગ.

એક જુના છુટા પાના ઉપરથી તિથિ વાર નક્ષત્રે થતા ત્રિધા મૃત્યુયોગ.

સૂર્યે વિશાખા ભરણી દ્વાદશી ચ ચતુર્દશી ।।
અનુરાધા મઘા જ્યેષ્ટા વિરૂદ્ધા સપ્તમી સદા ।।૧।।

સોમે ચિત્રોત્તરાષાઢા પૂર્વાષાઢા વિશાખયો ।।
એકાદશ્યાં ત્રયોદશ્યાં ષષ્ઠી યત્નેન વર્જયેત્ ।।૨।।

ભોમ આર્દ્રા ધનિષ્ટા ચ. દ્વિતીયા પૂર્વાભાદ્રયા ।।
શતભિષોત્તરાષાઢા દસમી ચ વિવર્જયેત્ ।।૩।।

બુધે ધનિષ્ટા ભરણી અશ્વનિ મૂલ સંયુતા ।।
તૃતીયા નવમી ચૈવ પ્રતિપદા રેવતી ત્યજેત્ ।।૪।।

જીવેષ્ટમી ચતુર્થી ચ આર્દ્રાચોત્તરફાલ્ગુની ॥
રોહિણી શતભિષા ષષ્ટી કૃત્તિકા મૃગવર્જિતૌ ॥૫॥
ભાર્ગવે રોહિણી જ્યેષ્ટા દ્વિતીયા સપ્તમીશુ ચ ॥
પુષ્ય અશ્લેષા મઘા શ્ચૈવ સર્વ કાર્યાણિ વર્જયેત્ ॥૬॥
સૌરે હસ્તોત્તરાષાઢા રેવતી તિથિ પંચમી ॥
ષષ્ટીચોત્તરાફાલ્ગુન્યાં પૂર્વાષાઢા ચ વર્જયેત્ ॥૭॥

કોઇ જુના છુટા પાનાનો ઉતારો—

તિથિ વાર નક્ષત્રે-ત્રિધા મૃત્યુ યોગ.

| | | |
|---|---|---|
| રવિ | વિ-ભ-અનુ-મઘા-જ્યે | ૧૨-૧૪-૭ |
| સોમ | ચિ-ઉ-ષા-પૂ-ષા-વિ | ૧૧-૧૩-૬ |
| ભોમ | આર્દ્રા-ધ-પૂ-ભા-શત-ઉ-ષા | ૨-૧૦ |
| બુધ | ધ-ભ-અશ્વ-મૂ-રે | ૩-૯-૧ |
| ગુરૂ | આર્દ્રા-ઉ-ફા-રો-શત-કૃ-મૃ | ૮-૪-૬ |
| શુક્ર | રો-જ્યે-પુષ્ય-અશ્લે-મઘા | ૨-૭ |
| શનિ | હ-ઉ-ષા-રે-ઉ-ફા-પૂ-ષા | ૫-૬ |

ઈતિ ત્રિધા મત્યુયોગ,

ઈતિ શ્રી હીરકલશ જૈન જ્યોતિષ ગ્રંથે
નક્ષત્ર પ્રકરણ ૩ જીું સમાપ્ત.

# ગ્રહ પ્રકરણ ૪ થું

## ગ્રહોને રાશી ભોગવવાનો સમય

રવિ માસાં ઇગ રાશિ રહઇ ચંદ્ર સવા દિન હોઇ
દોઢ[3] માસ મંગલ રહઇ બુધ અઠાવિસ જોઇ ૨૫૧
માસ તેર દેવાધિપતિ દાનવપતિ ઇગ માસ
ત્રીસ માસ શનિ ભોગવઇ રાહુ અઢારહ માસ ૨૫૨

## ગ્રહ ગોચર

હીર કહઈ રવિ ભોમ શનિ [1]એ ત્રણ એક વિચાર
ત્રીજો છઠ્ઠો નૈ દશમો ઇગ્યારમો શુભકાર ૨૫૩
શશી પહેલો ત્રીજો છઠ્ઠો સત્તમ દશમ ઇગ્યાર
હીર કહઈ તિમ ધવલ પખ્ખે બીય પણ નવમ ઉદાર ૨૫૪
[2]અગીઆરમો છઠ્ઠો દશમ બીજો ત્રીજો વલી જોઇ
અઠ્ઠમો ચઉથો ઇગ બુધ હીર કહઈ સુખ હોઇ ૨૫૫
બીજો નવમો પાંચમો અગીઆર નઈ સત્ત ઇગ્યારમ
હીર કહઈં ગુરૂ આચીયો કરે અનુપમ વત્ત ૨૫૬
બીજો ચોથો જનમરો ઇગ્યારમ પણ તિવ
ભૃગુ નવમો બારમો અઠ્ઠમો હીર કહે જશ દીય ૨૫૭
રાહુ જનમ છઠ્ઠો તિય નવમ દશમ ઇગ્યાર
હીર કહઈં શુભ [4]કેતુ તિમ વરતૈ માસ અઢાર ૨૫૮

## નાની પનોતી

થાવર ચઉથો અઠ્ઠમો રાશી માસ ગણી ત્રીસ
વહેતી ઉપજાવે અશુભ કુણ માનવ કુણ ઇશ ૨૫૯
અગનિ જિહાં કિણ પરજલૈં હાથ પડઇં જિન ઠાય
તિમ ગ્રહ જિણ જિણ રાશિ હૂઇ તિમ તિમ તે ફલ થાય ૨૬૦

---

૧ રાહુ કેતુ સમચાર ૨ ઇગ્યારમ ૩ દવઢ ૪ કાંમનૈ

### મોટી પનોતી

રવિ સુત બારમો જનમ હોય સાઢા સાત વરીસ
વહેતો ઉપજાવે અસુખ કુંણ નર કુંણ હરિ ઇશ ૨૬૧

મંગલ આદિ ગ્રહ વક્ર થાય તેમના દિવસનું પ્રમાણ

મંગલ પંચક વક્રી જે તેહૂત્તર તેવીસ
તેરૃત્તર પણચાલ દિન શનિ દિન સો ચાલીસ ૨૬૨

અતિચાર પ્રમાણ

અતિચાર તિમ વિનરોઇ પનરઇં દિન પણચાલ ૪૫
શુક્ર દશ નવ વીસ શનિ ઇમ પંચે સંભાલ ૨૬૩
અતિચારી આઘા વહઇ વક્રીય પાછા જાય
મંગલ બુધ ભૃગુ મંદ ગુરુ મૂલરાશી ફલદાય ૨૬૪
સુરગુરૂ જીહાં તે સંચરઇ રાશી તિહાં ફલ દિંતિ
હીર કહઇં સિંહસ્થગઈં દીક્ષા ઘે અહંતિ (અહંત–આચાર્ય) ૨૬૫

શનિ મંગળનું વિશેષ

વક્ર ગતિ મંગળ શનિ રેવસ્સણિ મૃગ પુખ્ખ
મૂલ હસ્ત અનુરાધ રિસી પુહવી દિખાવઇ દુઃખ ૨૬૬
વલી મીન મેષાં વૃષાં મિથુન સિંહ ધન સૂર
જો મંગલ શનિ વક્રી જે તો પુહવી દુખઇ[1] પૂર ૨૬૭

અસ્ત વિચાર

ચાર માસ મંગલ રહે શુક્ર અઢાઇ માસ
બુધ ગુરૂ શનિ ઇગ માસ રહે અસ્તંગત એ ભાસ ૨૬૮

ગ્રહ ગોચર ફળ

આપણ રાશિ થકી ગિણુ હુ ત્રિણ છહ દશમ ઇગ્યાર
જો ગ્રહ હોઇ શુભ વારે તિણઇ કામ કિધે સુખકાર ૨૬૯

ઇતિશ્રી હીરકલશ જૈન જ્યોતિષ ગ્રંથે
ગ્રહ પ્રકરણ ૪ થું સમાપ્ત

---

૧ દુઃખદૂર ૨ ચોમાસો

## રાશિ પ્રકરણ ૫મું

ચંદ્રબલ પ્રશંસા

તિથિનો લીજે એક ગુણ નક્ષત્રાં ગુણ ચ્યાર
અઠ ગુણો ફલ વાર દેઈં કરણ સોલ ગુણ ધાર ૨૭૦
યોગ દીઅઈં બત્રીસ ગુણ તારા સાઠ કહેઈં
સસી બલ સોગુણાં કારીયો સસીબલ તિણ સવિ લેઈ ૨૭૧

બાર રાશીના ચંદ્રનું ફલ.

જન્મસ્થે કુરૂતે પુષ્ટિ દ્વિતીયે ન નિવર્તતિ ।
તૃતીયે રાજ્ય સન્માનં ચતુર્થે કલહાગમં ॥૧॥
પંચમે જ્ઞાનવૃદ્ધિશ્ચ ચંદ્રેણૈવ ન સંશયઃ ।
ધનધાન્યાગમા ષષ્ઠે રાજપૂજા ચ સપ્તમે ॥૨॥
અષ્ટમે પ્રાણ સંદેહો નવમે કલેશ મેવ ચ ॥
દશમે કાર્યે સિધ્યર્થં ધ્રુવમેકાદશો જય ॥૩॥
દ્વાદશેન શશાંકેન મૃત્યુરેવ ન શંશયઃ ॥

તારાબલ પ્રશંસા

કિસન પખખઈં શશીબલ તજો તારા લીજૈ તંતી
કંથ વિદેશે જીમ ઘરણી તિમ તારા ફલ દીંતી ૨૭૨

તારા ગણવા પ્રકાર

તારા બલ કૃષ્ણે[1] લીયો ધુરિ જનમાં રિસિ દેઇ
આવી જૈ દિનરિસિ લગઈં નવહી ભાગ ઠવેઇ ૨૭૩

તારા ભેદ

ઉત્તમ [2]મધ્યમ ને અધમ તારા એ ત્રિહું મર્મ
ઉત્તમ ચૌ છઠી નવમી કીજૈ સઘલાં કર્મ ૨૭૪

---

૧ તિમપખ ૨ મઝિને

### મૂંડનમાં નિષિદ્ધ તારા

**મધિમ છઠ્ઠિ બીય અઠ્ઠમી લીજૈ સઘલાં કામ**
**પણિ મુંડન નવ કરાઇએ અવર ન [1]જાઇએ ગામ ૨૭૫**

ચંદ્ર અને તારાનું બલ ક્યારે લેવું ?

શુક્લ પક્ષે બલિ ચંદ્ર કૃષ્ણે તારા બલિયસી ।।
દ્વિ પંચ નવમ્ શ્રેષ્ઠ પ્રાક્પક્ષે ગુરૂવત્ શશી ।।૧।।

અંધારી દશમ પછી અને અજવાળી પાંચમ સુધી કૃષ્ણ પક્ષ=અંધારીયું પખવાડીયું અને અજવાળી છઠથી અંધારી દશમ સુધી શુક્લ પક્ષ=અજવાળીયું પખવાડીયું સમજીને તારા અને ચંદ્રનું બલ જોવું. અજવાળીયા પખવાડીયામાં ચંદ્ર બલવાન હોય છે અને અંધારીયા પખવાડીયામાં તારાનું બલ વધારે હોય છે.

વેદાષ્ટ દ્વાદશો કૃષ્ણે શુક્લે દ્વિ નવ પંચમો ।
યથા માતા સુતં રક્ષેત્ તથા રક્ષતિ ચંદ્રમાઃ ।।૧।।

૪-૮-૧૨ મો ચંદ્ર અંધારીયા પખવાડીયામાં શ્રેષ્ઠ છે. અને ૨-૫ અને ૯ મો ચંદ્ર અજવાળીયા પખવાડીયામાં શ્રેષ્ઠ છે.

કૃષ્ણ પક્ષે તારા બલ—

ઉત્તમ તારા, ૪-૬-૯. મધ્યમ તારા. ૧-૨-૮. અધમ તારા, ૫-૩-૭. તારાઓ ૯ છે તેમાં કેટલી સારી છે અને તે કઈ કઈ રીતે તે ગણાવે છે.

જન્મ તારા દ્વિતીયા ચ ષષ્ઠી ચૈવ ચતુર્થિકા ।
અષ્ટમી નવમી તારા ચૈવ ષટ્ તારા શુભદા સ્મૃતા ।।૧।।

યદ્યપિ બલવાન ચંદ્રો મુનિભિઃ કથિતં શુભાઃ ।
આનયતિ તદા દુઃખં ત્રિ પંચ સપ્ત તારિકાઃ ।।૨।।

---

૧ વલિયેં

તારાઓ કેમ સમજવા—

જન્મ રૂક્ષં ગણેદાદૌ દિન રૂક્ષંતુ યાવતઃ ।
નવભિસ્તુ હરેત્ ભાગં શેષં તારા વિનિર્દિશેત્ ॥૩॥

તારા ૯ છે તેનાં નામ—

શાંતા ૧ મનોહરા ૨ ક્રૂરા ૩ જયા ૪ ચ કુલિકોદ્‌ભવાઃ ૫॥
પદ્મની ૬ રાક્ષસિ ૭ ઘોરા ૮ આનંદા ૯ નવમી સ્મૃતા ॥૪॥

તારાનું બળ કહે છે—

ન કૃષ્ણ પક્ષે શશીનો પ્રભાવા સ્તારા બલં તત્ર વિચિં-
તનીયં ॥
દેશાંતરસ્થં ચ ગતે ચ પત્યું સર્વાણિ કાર્યાણિ કરોતિ
નારિ ॥૫॥

વર્જ્ય તારા

**અધમ તીય પણ સપ્તમી ટાલિ સઘલૈ થોક**
**હીર કહઈં તમ પખ્ખ લીયો પઈછો માને લોક ૨૭૬**
**જન્મ રાશિ બિ કાસ શુભ પણ અશુભ પંચેઇ**
**ક્ષૌર કરમ ઔષધ સ્નમણ દાહ વિવાહ તજેઈ ૨૭૬અ**

જન્મ ચંદ્ર ત્યાગ કરવો.

જન્મસ્થેન શશાંકેન પંચકર્માણિ વર્જયેત્ ।
યાત્રા યુદ્ધં વિવાહશ્ચ ક્ષૌરં ગૃહ પ્રવેશનમ્ ॥

ફલ–ક્ષૌરે રોગી ગૃહે ભંગ યાત્રાયાં નિર્ધનો ભવેત્ ॥
વિવાહે વિધવા નારી યુધ્ધે ચ મરણં ધ્રુવં ॥૧॥

વળી ફલ–યાત્રાયાં જાયતે મૃત્યુ ગૃહે ક્ષૌરે દરિદ્રતા ॥
યુધ્ધે પરાજયં ચૈવ વિવાહે વૈધવ્યં તથા ॥૨॥

દેશ પરત્વે વ્યવસ્થા—

સૌરાષ્ટ્રે શાલ્વે હિમપર્વતાગ્રે ભૂશુંડ. કરણાટક વિંધ્ય બંગે ॥
ત્યજત્ વિવાહે ખલુ જન્મ ચંદ્રો ન સર્વ દેશે મુનયો:
વદંતિ ॥૧॥

આવશ્યકતાએ ૧૨ મો ચંદ્ર ગ્રાહ્ય—

આધાને સંપ્રદાને ચ વિવાહે રાજ્યવિગ્રહે ।
શુભે કાર્યે ચ યાત્રાયાં ચંદ્રો દ્વાદશો શુભં

નીચેના કાર્યોમાં ૧૨ મો ચંદ્ર ઉત્તમ છે—

નખચ્છેદેડભિશેકે ચ વપને વ્રત બંધને ॥
પાણિગ્રહણે પ્રયાણે ચ ચંદ્રો દ્વાદશો શુભં

અથ ચંદ્રની બાર અવસ્થાઓ—

અશુભ ચંદ્રમાં બાર અવસ્થા ભેદ

શશી સપૂજ આવઇં જબઇં તવ જોઇશા એહ વિચાર
પઇંતીસાંસો સવિ ઘડી ચંદ્રાવસ્થા બાર ૨૭૭

પ્રવાસ નષ્ટ મરણ જય હાસા રયને ક્રીડ
[1]નિદ્રા ભુક્તિ જરા કંપ સુતા એ શશી બારહ ભીડ ૨૭૮

ઘડી અગીઆરઇ પક્ષ પનર મેષાદિક પ્રવાસ
વૃષૈ નષ્ટ મિથુનૈ મરણ કર્કૈ જય પરકાશ ૨૭૯

સિંહે હાસ્ય કન્યા રતઇં તુલ ક્રીડા પભણેઇ
વૃશ્ચિ નિદ્રા ધન ભૂગતિ મકરે જરા મિણેઇં ૨૮૦

કુંભે કંપી મીનઇં સુ તિથિ નામ તિસાં પરિણાંમ
હીર કહઇં નિજ રાશિથી ગિણી શુભ કીજઇ કાંમ ૨૮૧

૧ નીય ભુગતિ જર કંપ સુતિથિ

| રાશિ | અવસ્થા | ફળ |
|---|---|---|
| મેષ | પ્રવાસ | નેષ્ટ |
| વૃષભ | નષ્ટા | નેષ્ટ |
| મિથુન | મરણ | નેષ્ટ |
| કર્ક | જય | શ્રેષ્ઠ |
| સિંહ | હાસ્ય | શ્રેષ્ઠ |
| કન્યા | રતિ | શ્રેષ્ઠ |
| તુલા | ક્રીડા | શ્રેષ્ઠ |
| વૃશ્ચિક | નિંદ્રા | નેષ્ટ |
| ધન | ભુક્તિ | શ્રેષ્ઠ |
| મકર | જ્વરા | નેષ્ટ |
| કુંભ | કંપ | નેષ્ટ |
| મીન | સુસ્થા | શ્રેષ્ઠ |

જે રાશીનો ચંદ્રમા તેનાથી અવસ્થા પહેલી ગણવી એક રાશીમાં ૧૩૫ ઘડીમાં બાર અવસ્થા ભોગવે. એક એક અવસ્થામાં ૧૧ ઘડીને ૧૫ પલ (સવાઅગીઆર ઘડી) ભોગવે. જે ટાઈમે ચંદ્ર બદલાય ત્યાંથી તે રાશીની જે અવસ્થા તે પહેલી ગણવી પછી ક્રમવાર ગણવી. શુભ અવસ્થામાં કામ કરવું.

વીતી ગએલી ઘડીઓ મેળવીને ફરી ચારથી ગુણી, ૪૫ નો ભાગ દેવો. જે ભાગ આવે તે ગત અવસ્થા અને શેષ વર્ત્તમાન અવસ્થા જાણવી. અને ૪૫ નો ભાગ દેવાથી ભાગ ૧૨ થી વધારે આવે તો તેને ફરી ૧૨ થી ભાગવો, ભાગતાં જે શેષ વધે તે

ગત અવસ્થા જાણવી. તેનાથી અડધી વર્તમાન અવસ્થા હોય છે. મેષના ચંદ્રથી પ્રવાસાદિ અવસ્થા ગણવી. જેટલામી રાશી તેટલામી અવસ્થા મેળવીને ગણવી. વિશેષ ભેદ માટે **મુહૂર્ત્ત ચિંતામણિ** જુઓ.

વિશેષ અને મત્યંતરે ભેદ–આરંભસિદ્ધિ, **દિનશુદ્ધિ, લગ્નશુદ્ધિ** તથા મુહૂર્ત્ત ચિંતામણિ આદિ ગ્રંથોમાં ૧૨ અવસ્થાઓનાં નામોમાં કેટલોક ફેર છે. અહિં પહેલી પ્રવાસ અવસ્થા છે, તેના બદલે તેમાં પ્રોષિત છે, છઠું નામ હર્ષ છે, સાતમું નામ રતી છે, ૧૧ મું જરા છે, ૧૨ મું સુખિતા છે.

૧૩૫ ઘડી ચંદ્રમા ૧ રાશી ઉપર રહે છે. તે પોતાની રાશીથી નેષ્ટ હોય ને કામની આવશ્યકતા હોય તો જે ટાઇમે કામ કરવું હોય તેમાં ફેરફાર કરવો પડે પણ દિવસ તેનો તે રાખવો. ચંદ્રમા જ્યારથી આવ્યો હોય ત્યારથી સવા અગીઆર ઘડીનો ૧–૧ ભાગ કરવો પછી વીતી ગએલી ઘડીઓનો ભાગ જતાં શુભ અવસ્થા આવે તે ટાઈમે કામનો આરંભ કરવો. જે રાશીનો ચંદ્રમા હોય તેની અવસ્થા પહેલી ગણવીને ૧૨ પૂરી ગણવી. વળી **નારચંદ્ર**માં લખ્યું છે કે–"ચંદ્રમા બલવાન હોય તો પણ અશુભ અવસ્થામાં કામ શરૂ કરવાથી અશુભ ફળ મળે છે. માટે ખાસ અવસ્થા તપાસી કામ શરૂ કરવું."

અથ ચંદ્રમાનો અંગમાં વાસો. પોતાની રાશીથી ફલ.

જન્મનો પાંચમો ત્રીજો શીશ છઠ્ઠો આઠમો ગણીયે પીઠ;
નવમો સાતમો અગીઆરમો ધરીએ રૂદે બીજો દશમો હાથે વદે.
ચોથો બારમો પાયે ઠવીજે ઈમ જાણીને ફલ કહીજે,
શીશ ચંદ્રમા દ્રવ્ય ખંધાવે રૂદે ચંદ્રમા બહુ સુખ પાવે;
પાયે કલેશ પૂઠે વિનાશ હાથે ચંદ્રમા પૂરે આશ.

## ચંદ્રમાનો અંગવાસો ને ફલ.

| પોતાની રાશીથી | અંગ | ફળ | ફળ પ્રાપ્તિ |
|---|---|---|---|
| ૧–૫–૩ | શીશ | શ્રેષ્ઠ | દ્રવ્ય બંધાવે |
| ૬–૮ | પીઠ | નેષ્ટ | વિનાશ |
| ૯–૭–૧૧ | છાતીયે | શ્રેષ્ઠ | બહુ સુખ આપે |
| ૨–૧૦ | હાથ | શ્રેષ્ઠ | આશા પુરે |
| ૪–૧૨ | પગ | નેષ્ટ | ક્લેશ |

ચંદ્રનો અંગમાં વાસ

ચંદ્ર ઘડી પણતીસસો બારઇં અંગ વસંતી
[1]રૂદ્ર ઘડી પલ પંનર વસે વિવરી ઠામ કહંતી ૨૮૨

શશી નીલડી નયન બિહું નાક વેણુ ગલ કંધિ
પાય હાથ ગુઝેં હીયઇં બારશ પૂઠાં સંધિ ૨૮૩

શીશ અનઈં લાહો હીયઇં વિત્ત નિલાડૈ નાસ
લચ્છિ આમસ નૈન બિહું નાસાં ચોર નિરાસ ૨૮૪

વદન ભ્રંશ કારજ કરઇં કંઠઇં લિખમી આઇ
કંધઇં ધન સૌવન દીઇં થોડો લાહો પાય ૨૮૫

હાથઇં[3] બિહું બાહુ ગુંઝ સુખ હીયઇં લહીજૈં રાજ
હીર કહઈં શશી પૂંઠરો સહુ વિણાસઇં કાજ ૨૮૬

---

૧ ચંદ્ર અંગ ઘડી વસઈ વિવરી નામ કહંત. ૨ વંશ. ૩ અશુખ

| અંગવાસ | શીશ | લલાટ | નેત્રે | નાકે | મુખે | ગાલે |
|---|---|---|---|---|---|---|
| ફલ | અન્નલાભ | દ્રવ્યલાભ | લક્ષ્મી લાભ | ચોર નિરાશ | કાર્ય નાશ | લક્ષ્મી લાભ |
| ઘડીયો સુધી | ૧૧। | ૨૨॥ | ૩૩॥ | ૪૫ | ૫૬। | ૬૭॥ |

| બે ખભા | બે પગે | બે હાથે | ગુહ્યે | હૃદયે | કટીમાં |
|---|---|---|---|---|---|
| સુવર્ણ લાભ | અલ્પ લાભ | ભય | સુખ | રાજ માન | કાર્ય નાશ |
| ૭૮॥ | ૯૦ | ૧૦૧। | ૧૧૨॥ | ૧૨૩॥ | ૧૩૫ |

વળી પાઠાંતરે—ચંદ્રમાનો અંગમાં વાસો.

જન્મસ્થ ૧ પંચમં ૫ શ્ચૈવ તૃતીયં ચ વિશેષતઃ ।
મસ્તકે વસતિ ચંદ્રો લાભં કરોતિ નિશ્ચિતં ॥૧॥
સપ્તમે ૭ કાદશો ૧૧ શ્ચૈવ દિક્ ૧૦ ચંદ્રમા યદા ભવેત્ ।
હૃદયે વસતિ ચંદ્રેણ સહર્ષોત્કર સ્તથા ॥૨॥
ષષ્ટમો ૬ ચંદ્રો જ્ઞાતવ્યં નવમ ૯ શ્ચૈ તથૈવ ચ ।
પૃષ્ટતો ચંદ્ર તિષ્ઠંતિ કિંચિત્ હાનિ કરો ભવેત્ ॥૩॥
અષ્ટમો ૮ દ્વાદશો ૧૨ ઈંદુ કરેણુ ચંદ્ર સ્થાપિનિ ।
તસ્યદેતે ભવેત્ ચેતા વ્યાધિ પીડા કરો નરઃ ॥૪॥
ઊભો ૨ ચત્વારિ ૪ ચંદ્રશ્ચ રૂરેની વસતિ સદા ।
આરોગ્યં ધન લક્ષ્મીં ચ સા લભતે વાંછિતં ફલં ॥૫॥

ભાવાર્થ—૧-૫-૩ માથે, શ્રેષ્ટ, લાભ કરે.

૭-૧૦-૧૧ છાતીએ, ,, હર્ષ વધારે.

૬-૯ પીઠે મધ્યમ થોડી હાનિ કરે.

| | |
|---|---|
| ૮–૧૨ | હાથે નેષ્ઠ વ્યાધિ પીડા કરે. |
| ૨–૪ | પગે શ્રેષ્ઠ મનોરથ ફળે. |

અથ શ્રીચંદ્ર પુરુષાકાર ચક્રે. ચંદ્રમાનો શરીરમાં વાસો.
નક્ષત્ર પરત્વે

ચંદ્ર (દનિયા) નક્ષત્રથી જન્મ નક્ષત્ર સુધી ગણતાં જ્યાં આવે તે સ્થાનનું ફલ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) | ૧ થી ૩ | ૩ | આદિ | હૃદયે | શુભ. |
| (૨) | ૪ થી ૬ | ૩ | બાહુ | યુગ્મે | લાભ |
| (૩) | ૭ થી ૯ | ૩ | | મુખે | પીડાકારી |
| (૪) | ૧૦ થી ૧૬ | ૭ | | નાભિ | સ્ત્રી પ્રાપ્તિ=હર્ષ |
| (૫) | ૧૭ થી ૨૦ | ૪ | | ગુહ્ય | મરણ |
| (૬) | ૨૧ થી ૨૫ | ૫ | | પગે | ભ્રમણ |
| (૭) | ૨૬ થી ૨૭ | ૨ | | ચક્ષુ | પીડાકારી |
| | | ૨૭ | | | |

—ઇતિ ચંદ્રમાનો અંગમાં વાસ.

ચંદ્રનો વાસ

વરતમાન તિથિ પંચ ગુણ વાર અંક રિસિ અંક
ભેલી ત્રિહુ ભાગે દીઓ ટાલૈ સઘલો વંક ૨૮૭
વધતો આંક શશી લેખવો એકણ વસે પયાલ
બિહું માનવ ત્રિહુંઈ સરગે હિવઇ શુભ અશુભ નિહાલ ૨૮૮
સરગ પયાલૈ સુખ દીયઇ દુઃખદાઇ નરલોય
હીર કહઇ ઇમ શશી અશુભ ફલ પામૈ જખિ લોઈ ૨૮૯

તિથિ પંચ ગુણી વાર નવ ગુણો નક્ષત્ર ૯ ગુણો જાંણુ;
ભેલી ત્રિહું ભાગ દો વધતો અંક વખાંણુ ॥૧॥
એક વધે પાતાલ સુખ બિહું માનવ દુખ દેઈ;
ત્રિણુ સ્વર્ગે સુખ દીઈ જોતિષ હીર કહઇ ॥૨॥

## રાશિ પરત્વે ચંદ્રનો દિશાઓમાં વાસ

શશી મેષ સિંહઇં ધનઇં વાસો પૂરવ માંહ
દક્ષિણ વૃષ કન્યા મકર બેઠો નિશ્ચય ઠાંહી ૨૯૦
મિથુન તુલ કુંભ પશ્ચિમઇ ઉડુપતિ વાસો લેહ
ઉત્તર અલિ મીનાં કરક રોહિણી કંથ રહેઈ ૨૯૧
હીર કહઇં શશી સામહો દાહિણ સંપદ દાઇ
વામૈં દુઃખ પૂંઠઇં મરણ કહિયો જ્યોતિસ માંહી ૨૯૨

જે રાશીના ચંદ્રનો જ્યાં વાસો હોય ત્યાથી ગણવું. ચાલતાં સામો જમણો લેવો. ચાલવાના અથવા પ્રવેશના સમયે આખી રાશીનો ચંદ્ર સામો જમણો ડાબો જેમ જોઈએ તેમ ન આવતો હોય તો આ ઘડીઓ પ્રમાણે લેવો.

મેષાદિ ૧૨ રાશીના ચંદ્રનો-દિશા પરત્વે વાસો.



### ઘટિકા પરત્વે દિગ્વિદિગ્વાસ

શશી ઘડીયાં પણ ત્રીસસો દિશિ વિદિશિ વસેઇ
પૂરવ સત્તર અગનેં પનર દક્ષિણ ઇગવીસેઇ ૨૯૩
નૈરૃત સોલ પછિમ સત્તર ચવદહ વાય મોઝાર
વીસોત્તર ઇશાન મહિં ઘડી પનર વિચાર ૨૯૪
હીર કહઇં ચાલણ સમઇં વામ પૂંઠી શશી હાંની
જિમણો સાહમો ચંદ્રમા લીધઇં કરઇં કલ્યાણ ૨૯૫

૧ રાશીની ૧૩૫ ઘડીમાં ચંદ્રમાનો ૮ દિશાઓ પ્રમાણે વાસ

| | | |
|---|---|---|
| ઇશાને ૧૫ | પૂર્વે ૧૭ | અગ્નિ ૧૫ |
| ઉત્તરે ૨૦ | થેકડીઓ ચંદ્ર | દક્ષિણે ૨૧ |
| ૧૪ વાયવે | ૧૭ પશ્ચિમે | ૧૬ નૈરૃત્યે |

જે રાશીના ચંદ્રનો જે દિશામાં વાસ હોય ત્યાંથી ગણવો

### શશીરવિ ચક્ર

રવિ સંક્રમે અહ શુકલબીય જો રિસિ સો આદિ દેઇ
ગણીએ જન્મ રિસિ લગે મરજાદિ (નર માંહી) ૨૯૬

તિય છક્ક તિય છક્ક તિય છક્ક ઇમ સત્તાવીસ રિસીય
તિય છક્કહ છહ હીર કહે રવિ શશી ઇમ ફલ દેય ૨૯૭

યસ્મિન્ ૠક્ષે રવિ સંક્રમતિ તસ્મિન્ નક્ષત્રં આદૌ કૃત્વા
પૃચ્છકસ્ય જન્માક્ષં યાવત્ ફલાફલં વિચાર્યં

—ઇતિ ચંદ્રોદય ફલં.

પંથા ભોગાઃ વ્યથા વસ્ત્રમ્ હાનિશ્ચ ઃવિપુલંધનમ્ ॥

૩ ૬ ૩ ૬ ૩ ૬

આ પ્રમાણે ૨૭ દિવસનું કે એક માસનું ફલ સમજવું. ૧ માસમાં ૨૭ પછી ૧—૨—૩ ફરી ગણવાં.

**લાહોરી પંચાંગ**માં લખે છે કે—સંક્રાંતિ બેસે તે નક્ષત્રના પહેલું ભોગવાઇ ગએલું નક્ષત્ર હોય ત્યાંથી ગણવું. દા. ત. જેમકે મઘામાં બેસે તો અશ્લેષાથી ગણવું.

સંક્રાંતિ ચક્ર



ચંદ્રોદય ફળ

આદરા અશલેસા ભરણી સ્વાતિ શતભિષ જિઠ્ઠ
એ છહ રિસિઓ શશી ઉગમે તો તો ધાન અહિઠ્ઠ ૨૯૮

તિન્નઇ ઉત્તરા રોહિણી પુનરવસુ ને વિસાહ
જો શશી ઉગે તે રિસિ તો ધાન્ય સવાયાં થાય ૨૯૯

રેવસ્સતી કૃત્તિકા મઘા પૂર્વા ત્રણ મૃગ પુખ્ખ
મૂલ ચિત્રા કર શ્રવણ હુગ અનુરાધા દે સુખ ૩૦૦

હીર કહે આ પનર રિસિ જો શશીહર ઉગંતિ
તો સમતોલે ધાન સહી જોઇશ મ કરો ભ્રાંતિ ૩૦૧

ચંદ્રનું નગરાદિ વાસફળ

રનિ નગર ગગને અધો શશી હર વાસ વિચાર
મેષ [1]વૃષભ મિથુને ત્રણે[2] રનિ વનિ કરઈ કરાર ૩૦૨

કરક સિંહ કન્યા નયર તુલ ધન અલિ આકાશ
મકર કુંભ મીને અધો એસી કરે પ્રકાશ ૩૦૩

હીર કહઈ રનિ રોગ કર મંગલીક નગર મોઝાર
લાભ ગમન પાતાલ દુઃખ જોઇસ એહ વિચાર ૩૦૪

વાર રાશીના ચંદ્રનાં વર્ણન અને તેનું ફલ.

મેષ વૃષ સિંહ રક્ત ચંદ્ર કન્યા મિથુન ધન પીત્તચંદ્ર ।
વૃશ્ચિક કર્ક તુલ શ્વેત ચંદ્ર મકર કુંભ મીન કૃષ્ણ ચંદ્ર ॥૧॥
રક્તચંદ્રે ભવેત્ યુદ્ધં પીતચંદ્રે સુખં ભવેત્ ।
કૃષ્ણ ચંદ્રે ભવેત્મૃત્યુ શ્વેતચંદ્રે ચ લાભદા ॥૨॥
મેષાદિ રક્તવસ્ત્રં ચ શુચિ વસ્ત્રં તુલા વૃષે ।
કન્યા મિથુન કર્કં ચ કૃષ્ણ મકર કુંભયો ॥૩॥

પાઠાંતરે—

મેષે વૃષે ચ સિંહે ચ ચંદ્રસ્ય રક્ત લક્ષણં ।
કન્યા મિથુને ધને મીને પીતવર્ણશ્ચ જાયતે ।
કર્ક વૃશ્ચિક તુલા શ્વેતો કૃષ્ણો મકર કુંભયોઃ ॥૧॥

---

૧ વસહ ૨ તિહું

રક્ત ચંદ્ર કરો રૌદ્રં પીતવર્ણું સુખપ્રદઃ ।
શ્વેત ચંદ્રઃ કરો સૌખ્યં કૃષ્ણે ચ મૃત્યુ મેવહિ ॥૨॥

વળી મત્યંતરે રાશી ભેદઃ—

મેષે ચ સિંહે અલિ રક્તતા ચ મિથુને ચ કન્યા ધન પિતવર્ણું ।
વૃષે ચ કર્કે તુલ શ્વેત રૂપં કુંભે ચ મીને મિથુને ચ
કૃષ્ણું ॥૧॥

રક્તવર્ણું ભવેદ યુદ્ધં પીતવર્ણું શુભાશુભં ।
શ્વેતવસ્ત્રે ભવેત્ લાભં કૃષ્ણ મૃત્યુ ર્ન સંશયઃ ॥૨॥

અથ ચંદ્રમાનાં વાહન—

મેષાલિ સિંહે ગજવાહનં ચ તુલે ચ કર્કે વૃષભે શશાંક ।
ધને મીને મિથુનસ્ય કન્યા........વાહનં અશ્વઆસનં ॥
.... .... ....મકરે ઘટે મહિષાસનં

અથ ચંદ્રના વાહન વર્ણને ફલ—

મેષ વરખ તથા સિંહે યદિ ચંદ્રો ભવેત્ તદા ।
રક્તવર્ણું ભવેત્ યુદ્ધં વાહનં કુંજરાસનં ॥૧॥
કર્કે તુલે વૃશ્ચિકે ચ યદિ ચંદ્રો ભવેત્તદા ।
શુકલવર્ણું ભવેત્ સૌખ્યં વાહનં વૃષભાસનં ॥૨॥
કન્યા ધન મિથુને ચ જાયતે રજનીપતિ ।
પિતવર્ણું ભવેત્ લાભં વાહનં અશ્વ આસનં ॥૩॥
મકર કુંભ તથા મીને યદિ ચંદ્ર પ્રજાયતે ।
કૃષ્ણવર્ણું ભવેત્ મૃત્યું વાહનં મહિષાસનં ॥૪॥

અથ પાઠાંતરે ચંદ્રના વાહન તથા વર્ણ—

મેષ વૃષ તથા સિંહે યદા ભવતિ ચંદ્રમા ।
રક્તવર્ણું ભવેત્ ચંદ્રં વાહનં કુંજરસ્તથા ॥૧॥
મિથુન કર્ક મકરે યદા ભવતિ ચંદ્રમા ।
શ્વેતવર્ણું ભવેત્ ચંદ્રં વાહને તુરંગમ સ્તથા ॥૨॥

કન્યા તુલ વૃશ્ચિકે ચ યદા ભવતિ ચંદ્રમા ।
પીતવર્ણું ભવેત્ ચંદ્રં વાહનં વૃષભ સ્તથા ॥૩॥

કુંભે ધને ચ મીને ચ યદા ભવતિ ચંદ્રમા ।
કૃષ્ણવર્ણું ભવેત્ ચંદ્રં વાહનં મહિષ સ્તથા ॥૪॥

અથ ચંદ્રમા પાઘ, વાહન, ભોજન, સ્ત્રી આદિ વિચાર.

મેષ વૃશ્ચિક સિંહે શશી સદા રાતો શીર પાઘ ।
ગજ અસવારી તેમને દુસમનથી ખેલ દાવ ॥
મગ ભોજન જારણી સ્ત્રીથી ભોગ. ॥૧॥

ધન કન્યા મિથુને શશી શીરે કેસરી પાઘ ।
નીલ વરણ ઘોડે ચડે ઘર સંપદ સુખ આપ ॥
ભોજન ચણાની દાળ અણુમાનીતી સ્ત્રીથી ભોગ ॥૨॥

સફેદ શીર પાઘ ચંદ્રને વરખ કર્ક તુલ રાશ ।
અસવારી બલદાં તણી નિતનિત પૂરે આશ ॥
ચોખા ભોજન નગર નાયકાથી ભોગ ॥૩॥

મકર કુંભ મીને શશી કહે શાસ શીર પાઘ ।
મહિષવાહન તુચ્છ ફલ પહોર પહોર ભમાય ॥
ભોજન અડદ દાસીથી ભોગ ॥૪॥

અથ બાર રાશીના ચંદ્રમાનાં ભોજન—

મેષ વૃષ મિથુને વડાં કર્ક સિંહ કન્યાએ સુખડાં ।
તુલ વૃશ્ચિક ધને દાલ મકર કુંભ મીને શાલ ॥૧॥

અથ બાર રાશીનાં ચંદ્રમાનાં હથિયાર—

મેષ વૃષ મિથુને ઢાલ કર્ક સિંહ કન્યાએ તલવાર;
તુલ વૃશ્ચિક ધને ફરશી મકર કુંભ મીને બરછી ૧

અથ નારચંદ્રના ટબામાં દર્શાવેલા બાર રાશીના ચંદ્રના આકાર, રંગ અને તેનાં ફલ—

અલિ સિંહે ધનુ વત્ વક્રઃ શૂલા ભ કન્યકા તુલૌ ।
દક્ષિણોન્નતો મીન મેષે કુંભે વૃષે સમોસમ ॥૧॥

મિથુને મકરે ચોત્તર ઉન્નતે ચ હલોપમ ।
ધન કર્કે હલોશ્લાધ્યો નવેંદુ અશુભોન્યથા ॥૨॥

અથ સુદી બીજનો ચંદ્ર કોઈ પણ માસનો કેવો ઉગશે, તેનો નિયમ.

મીન મેષ દક્ષિણાયં ઉત્તર ઓર સંભેદ;
મકરે કુંભે બરાબરી ઇમ ભાખે સહદેવ ૧

પાંઠાંતરે—

વૃશ્ચિક ધન સિંહ ઉત્તર બાજુ ઉંચો,
કન્યા મિથુન શૂલ[1] માફક ઊભો;
મીન મેષ વૃષભ દક્ષિણ બાજુ ઉંચો,
કર્ક તુલ મકર કુંભ બે બાજુ સરખો. ૧

અથ બીજનો ચંદ્ર ઉગે તે રાશીથી ઉંચા નીચા ખૂણાનું ફલ અને પ્રમાણ—

મીન મેષોદિતશ્ચંદ્ર સતતં દક્ષિણોન્નતઃ ।
શેષોન્નતશ્ચોત્તરાયાં સમતા વૃષ કુંભયોઃ ॥૧॥
વિગ્રૈરંતુ સમે ચંદ્રે દુર્ભિક્ષં દક્ષિણોન્નતે ।
સુભિક્ષં ક્ષેમમારોગ્યં ઉત્તરાશ્રિત ચંદ્રમા ॥૨॥

અર્થાત્—મીન તથા મેષ રાશીનો ચંદ્ર અજવાળી બીજનો ઉગે તો તેનો ખૂણો દક્ષિણ દિશા બાજુનો ઉંચો હોય અને તેથી દુર્ભિક્ષનો સંભવ થાય ( અનાજની મોંઘવારી થાય ). મિથુનથી મકર સુધીનો ઉત્તર દિશા બાજુનો ઉંચો જાણવો, તે સુભિક્ષ, ક્ષેમ અને આરોગ્યનો કરનારો છે. અને વૃષ તથા કુંભનો ચંદ્ર ઉગે તો બંને બાજુ સરખો ઉગે અને અનાજ વગેરેના ભાવ સરખા રહે; પરંતુ રાજાઓમાં કલેશ તથા વિગ્રહ થાય.

અથ બીજનો ચંદ્ર ઉગે તેના રાશી ઉપરથી રૂપ, રંગ અને તેનું ફલ.

વિગ્રૈરંહિ સમે ચંદ્રે દુર્ભિક્ષં દક્ષિણોન્નતે ।
વ્યાધિ પીડા ભયં શૂલે સુભિક્ષંચોતરોન્નતે ॥

---

1 હલ.

રક્તે રસ ક્ષયં યાંતિ શુક્લે વૃષ્ટિ સમાગમઃ ।
ધુમ્રેતુ વિદ્વરં વિદ્યાત્ કૃષ્ણે મૃત્યુર્નસંશયઃ ॥૧॥
અદ્દા ભરણિ અશ્લેષ વિજિટ્ઠા અને સાઇભિસિ સાઇજી છઠ્ઠ ॥
એહ રિખ્ખે ઉગે મયંકા તો પુહવીતલ રૂલઈ કરંકા ॥૧॥

વળી પાઠભેદ—

અદ્દા[1] ભદ્દા[2] ને કૃત્તિકા અશ્લેષાને મઘાહ ।
જો શશી ઉગે બીજકો તો કુશળ કીયાં કહું ત્યાંહ ॥૧॥

પાઠાંતર (જો ચંદો ઉગે બીજનો તો નર સુખ શું ય કરાય)

ત્રીજો પાઠભેદ—

આદ્રા ભરણીને અશ્લેષા જ્યેષ્ટા અને વિશાહ ।
શ્રવણ છઠ્ઠા એ છ નક્ષત્રે ઉગે મયંકહ[3] ॥
તો ધકે[4] ધરતિને રૂલે[5] કરંકહ[6] ॥૧॥

ચોથો પાઠ—

મૂલ મઘાને અશ્લેષા શ્રવણ સ્વાતિને ભરણી વિશાખા;
એ નક્ષત્રે ઉગે મયંકા તો પડે છત્ર કે રૂલે કરંકહ ॥૧॥

—ઈતિ

ઉપરના બધા પાઠોનું સામાન્ય ફલ—

કઈ રાયા રાયમ ટળે કે મહાભય હોય;
કેયણુ પીડે તીસ દીન જે નીરતા વ્હૈ કોય. ૧

કોઈ માણુસ કોઈ કામ નિમિત્તે પ્રશ્ન કરે તે વખતના ચંદ્રમાનો વાસો જોઈને ફળ કહેવા માટે આ ગાથાઓ ઉપયોગી છે.

ઇતિ હીરકલશ જૈન જ્યોતિષે
રાશિ પ્રકરણ સમાપ્ત.

---

૧ આદ્રા. ૨ પૂર્વાભાદ્રપદ અને ઉત્તરાભાદ્રપદ. ૩ ચંદ્ર. ૪ ધ્રૂજે. ૫ રખડે. ૬ હાડકાનાં કલેવર.

# મુહૂરત પ્રકરણ છઠ્ઠું

## ગર્ભાધાન મુહૂર્ત

જેષ્ઠા મૂલ મઘા ચિત્રા પુષ્ય રેવસ્સણિ અસલેસ
પ્રથમ સંભોગ નવ કીજીયે હીર કહેં ઉપદેશ ૩૦૫

## સીમંત મુહૂર્ત

માસ પાંચ્ છ અઠ્ઠ નવ રવિ ગુરૂ ભોમાં વાર
મેષ કરક તુલ મકર ચિહું લીજે લગન વિચાર ૩૦૬
પડવા છઠ નવમી તજી શ્રવણ પુનર્વસુ પુષ્ય
હસ્ત મૂલ મૃગ હીર કહેં અધરણી દે સુખ ૩૦૭

मासे षष्ठाष्टमे वापि नवमे वा कुलक्रमात्
સંસ્કાર: પ્રથમે ગર્ભે વિષમે લગ્ને નવાંશકે

પહેલા ગર્ભને વિષમ લગ્ન અને વિષમ નવાંશમાં છઠ્ઠા આઠમા કે નવમા માસમાં કુલના રીવાજ મુજબ સંસ્કાર કરવો.

મુહૂર્ત દીપકમાં મિથુન વગરના વિષમ લગ્ન અને વિષમ નવાંશ લેવા એમ કહ્યું છે.

મુહૂર્ત માર્તંડમાં સીમંતમાં શુકલપક્ષ લેવો એમ કહ્યું છે. વળી રવિ, મંગળ, ગુરૂ એ વાર લેવા અને પુરુષ નક્ષત્રો “ અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, અનુરાધા, અભિજિત્ અને પૂર્વાભાદ્રપદ એટલાં લેવાં એમ સૂચવ્યું છે. પરંતુ મુહૂર્ત દીપકમાં મૃગશીર્ષ, મૂલ અને શ્રવણ પણ લીધેલાં છે.

સીમંત મુહૂર્તમાં લગ્ન શુદ્ધિ જોતાં પાંચમા અને બારમા સ્થાનમાં શુભગ્રહો લેવા નહિં. અને ૪-૯-૧૪-૧૫-૩૦ એ તિથિઓ ન લેવી.

ગર્ભ રહ્યા પછી બીજા કે ત્રીજા મહીનામાં પુંસવન કરવું એટલે કે રાખડી બાંધવી.

વૈશ્ય શુદ્ર માટે શક્તિઋષિના મતમાં સાતમા માસમાં સીમંત કરવું એમ છે. તેમજ કુમાર-હારિત ઋષિના મતમાં રેવતી નક્ષત્ર લેવાનું કહ્યું છે. પણ બીજા મતવાળા કબુલ કરતા નથી

સ્ત્રીને ગર્ભ રહ્યા પછી પાંચથી આઠમા મહીના સુધીમાં જાતિ તથા દેશ રીવાજ પ્રમાણે પાંચમે-સાતમે કે છઠ્ઠે, આઠમે રાખડી બાંધે, અથવા ખોળો ભરીને પીયર મોકલે છે, તેમાં મારવાડ આદિ દેશના લોકો શુક્રના તારાનો દોષ ગણે છે. કહ્યું છે કેઃ—

ગર્ભિણ્યા બાલકેનાપિ નવવધ્વા દ્વિરાગમે
પદમેકં ન ગંતવ્યં શુક્રે સન્મુખદક્ષિણે
ગુર્વિણી શ્રવતે ગર્ભં બાલોઽપિ મરણં વ્રજેત્
નવા વધૂર્ભવેદ્વંધ્યા શુક્રે સન્મુખદક્ષિણે

અર્થાત્-ગર્ભિણી સ્ત્રીએ નવા જન્મેલા બાળકે, અને નવવધૂએ દ્વિરાગમનમાં (આણું વળાવતાં) જો શુક્ર સન્મુખ કે જમણો હોય તો એક ડગલું પણ ન ભરવું જો ગર્ભિણી જાય તો તેનો ગર્ભ સ્રવી જાય. બાળક જાય તો મરણ પામે, અને નવવધૂ જાય તો તે વાંઝણી થાય.

### સૂતિકા સ્નાન મુહૂર્ત.

**રેવસ્સનિ રોહિણી મૃગ પૂર્વા ઉત્તરા જિષ્ઠ**
**હસ્ત અનુરાધા ને શતભિષા અશ્લેષા ને ધનિષ્ઠ ૩૦૮**
**હીર કહે તીયા ચઉથી પંચમી સત્તમી ઇગ્યાર**
**બારસી રવિ શશી બુધ ગુરૂ સ્ત્રીન્હાવણ સુખકાર ૩૦૯**

સૂતિકા સ્નાનમાં શતભિષા વર્જ્ય છે. કહ્યું છે કેઃ—

સ્નાનં કુર્યાત્તુ યા નારી ચંદ્રે શતભિષાં ગતે
સપ્તજન્મભવેદ્વંધ્યા વિધવા દુર્ભગા ભવેત્
યદા શતભિષાં સ્નાનં નારીણાં યદિ જાયતે
પૂજયેત્સ્વામિનં તત્ર હ્યાત્મનઃ સર્વસત્કૃતઃ

અહીં સ્વામિ એટલે શતભિષા નક્ષત્રનો સ્વામિ સમજવાનો છે.

સૂતિકાસ્નાને નિષંસ્યાત આર્દ્રાત્રયં પુનઃ શ્રવમ્
વિશાખા ભરણી મૂલં ચિત્રાખ્યં કૃતિકાં મઘા
રિક્તા બુધઃશનિઃષષ્ઠી દ્વાદશી ચાષ્ટમી તથા
એષુ સ્નાનં યદિ કૂર્યાત્પુનઃ સૂતિ ન જાયતે

વારનો ઉલ્લેખ કરતાં કહ્યું છે કેઃ—

પુત્ર મરણ બુધવારમેં શુક્રે વંધ્યા હોય

શનિ સોમ ક્ષય દુગ્ધ મૃત સ્નાન કરે ના કોય

તિથિનો નિષેધ કરતાં—

દશમ્યાં સુત નાશાય સ્વનાશાય ત્રયોદશી
દ્વિતીયોભય નાશાય મલસ્નાનં કૃતે સતિ

× × ×

અમાવાસ્યા પડવા ચોથ ઔર નવમી માન
ચતુર્દશી આઠમ...................નિશ્ચે જાણુ
કોઈ પ્રસૂતા નારી ઇણુતિથિસેં મત કરો સ્નાન
જાણુ બુઝકે સ્નાન કરે કોઈ નારી
તિન જનમમેં વિધવા હોવે ઔર આગે નહિ હોવે સંતાન

× × ×

પ્રતિપદા ચ નવમી ચ ષષ્ઠી મંગલ શુક્રયોઃ
વૈધવ્યં ત્રીણિજન્મનિ સ્ત્રિયઃ સ્નાનં ન કારયેત્

× × ×

નંદાયાં પુત્ર જનની ભદ્રાયાં પુત્રનાશિની
જયાપૂર્ણા ચ સંપત્તૌ રિક્તાં સંતાપકારિણી

× × ×

અમાવાસ્યા પ્રતિપન્નવમી ષષ્ઠી મંગલશુક્રયોઃ
એતા પ્રાણહરા રિક્તા સ્ત્રિભિઃ સ્નાનં ન કારયેત્

પ્રસૂતિસ્નાનમાં તિથિ અને વારનો નિષેદ્ધ નીચે પ્રમાણે છે.

તિથિ ૧-૯-૬ મંગળ કે શુક્રવારે—૭ જન્મ વંધ્યા થાય.
૨-૧૦-૮-૧૪-૧૩-૬-૧૫-૩૦ આ તિથિઓ પણ
ખરાબ છે.

જો સૂતિકા દશમના દિવસે સ્નાન કરે તો પુત્ર નાશ થાય. તેરસના સ્નાન કરે તો જશ નાશ થાય (અથવા પોતાનો નાશ થાય) બીજના દિવસે સ્નાન કરે તો ગર્ભનો નાશ થાય. અથવા માતા અને બાળક બંનેનો નાશ થાય.

સૂતિકા શનિવારે સ્નાન કરે તો મૃત્યુ પામે, સોમવાર હોય તો દૂધ થોડું આવે, શુક્રવારે કાકવંધ્યા થાય, બુધવારે સંતાન તથા પતિનું મૃત્યુ થાય.

## સૂતિકા સ્નાન માટે લેવાના વાર તથા તિથિ

રવિ, મંગળ અને ગુરુવારે સ્નાન કરે તો શ્રેષ્ઠ છે. તેમજ ત્રણે ઉત્તરા, રોહિણી, હસ્ત, મૃગશીર્ષ, સ્વાતિ, રેવતિ, અનુરાધા અને અશ્વિની નક્ષત્ર શ્રેષ્ઠ છે.
શાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—

હસ્તે મૃગેऽનુરાધાયાં રોહિણ્યાં રેવતી દ્વયે
ઉત્તરા ત્રિતયે સ્વાતૌ જીવાર્ક કુજવાસરે

× × ×

મંગલ રવિ અરૂ વાર ગુરૂ શ્રેષ્ઠ સદા નિરધાર
કીજે સૂતિકા સ્નાનકો હોવે સબ હિતકાર

## ઝરમર ઝારવી

**હીર કહે શ્રવણાદિ પંચ પુષ્ય મૃગ મૂલ કરાઇ**
**નંદા પુન્ના જયા શશી બુધ ગુરૂ જલમાઇ ૩૧૦**

જલમાઈ એટલે સૂતિકાસ્નાન થયા બાદ સૂતક ઉતરતાં એટલે સવા મહીને અથવા તેથી થોડાક દિવસ આજુબાજુ દેશાચાર મુજબ સ્ત્રી જળદેવતાની પૂજા કરવા જાય છે, તે જેને લોક ભાષામાં ઝરમર ઝારવી કહે છે.

શનિ આદિતને મંગળે જુહારે જળ આય
ઋષિ દુર્વાસા ઈમ ભણે પુત્ર વિહુણી થાય

ગંડાંત ફલ

ગંડાં તઈ નરનારી હય જાયા ન જીવઈ કેઇ
જીવઇ તો જોગી હુવઈ કવિ હીર ઈમ કહંતી ૩૧૧

બાળક જન્મે ત્યારે રડયું હશે કે કેમ? તેનો વિચાર કરતાં કહ્યું છે કે—

મેષે વૃષે ચ સિંહે ચ મકરે ચ તથા તુલે
અર્ધશબ્દઃ ઘટે કન્યે શેષે શબ્દ વિવર્જિતઃ

બાળક શાના પાયે જન્મ્યું છે? તે માટે જ્યોતિષ સારમા કહ્યું છે કે

આર્દ્રાદિ દશ રુપાણું વિશાખા ચાર લોહકં
પૂર્વા સપ્ત તામ્રાણું રેવતી ષટ્ હેમકં

પાઠાંતરે—આર્દ્રાદ્વાદશ રૌપ્યં ચ જ્યેષ્ઠા નવ તામ્રકમ્
રેવત્યા અષ્ટિ સુવર્ણં ચ શેષે લૌહં પ્રકીર્તિતમ્

વિષપુત્ર વિચાર—

ચોથ ચતુર્દશી ષષ્ઠી રેવા જાયા પુત્ર બંધન નહિ એવા
એવા પુત્ર મત જણુ જે ખાઈ કુટુંબ સહિત દાયણુને ખાઈ
નામ દીયંતાં જોશી મરે પછી વિધાત્રા ચિંતવે તે કરે
સહદેવ કહે તેનું શી કીજીયે હવન કરીને વૃષભ દીજીયે

વિષકન્યા વિચાર—

ચોથ ચતુર્દશી ષષ્ઠી જાણુ વાર શનિ કે મંગળ ભાણુ
જેષ્ઠા મૂળ કે શ્રવણ સહી તે યોગે વિષકન્યા કહી
આપ મરે કે માને મારે પિતા સહિત કુટુંબ સંહારે
એમ કરતાં જો વિવા થાય તો ચોરી પહેલાં વરને ખાય
દૈવજોગે જો પરણી જાય તો બ્રહ્મા વિષ્ણુ જોવાને જાય
પડવે છઠ અગીઆરસ જાંણુ વાર શનિ કે મંગળ ભાણુ
રેવે કૃતિકા મૃગશીર સહી એ યોગે વિષકન્યા કહી

આપ મરે કે માને મારે પિતા સહિત તે કુટુંબ સંહારે
એવી સુતા મત જણજે સાઈ સગાં સહિત સંહારે દાઈ
તેમ કરતાં તે મોટી થાય તો ચોરી પહેલાં વરને ખાય
તેથી પણ જો ચૂકી જાય તો બ્રહ્મા વિષ્ણુ જોવાને જાય

શાસ્ત્રમાં પણ—

દ્વિતીયા કૃતિકા ભૌમે ભરણી શનિ સપ્તમી
અશ્લેષા દ્વાદશી સૂર્યે વિજ્ઞેયા વિષ કન્યકા

જન્મ કુંડલીમાં વિષકન્યા યોગ—

રિપુ ક્ષેત્રે સ્થિતૌ દ્વૌ તુ લગ્ને યદિ શુભગ્રહૌ
ક્રૂર શ્ચૈક તત્ર જાતા ભવેત સ્ત્રી વિષકન્યકા

અર્થાત્–કુંડલીમાં છઠ્ઠા સ્થાનમાં બે ગ્રહો હોય તેમજ લગ્નમાં પણ બે ગ્રહો તે પૈકી એક ક્રૂરગ્રહ હોય તો તેવા યોગમાં જન્મેલી કન્યા વિષકન્યા હોય છે. આ યોગો પ્રશ્ન કુંડલીમાં પણ જોઈ શકાય છે.

આ સિવાય પણ બીજા કેટલાક અવજોગ છે. જેમ કે:—

શિવ ભરણી અહિ જલ વસુ દહન વિશાખા
ઇંદ્ર સ્વાતિ તિનોપૂર્વા યહ મતિ ગર્ગ મુનીંદ્રા
રિક્તા ષષ્ઠી દ્વાદશી પાપ વાર અરૂ મૂલ
શિશુ જનને યહ યોગમેં તેહી યમહનો ત્રિશૂલ
નંદા કૃતિકા ભોમ યુત ભદ્રા અહી બુધ યોગ
મઘા જયા ગુરુ શુક્ર વસુ રિક્તાયુત સંયોગ
શનિ યમ પૂર્ણા યોગ યે રૂજ જન્મે યહી અંગ
શાંતિ કીયે જીવન રહે વિના શાંતિ તનુ ભંગ

ભરણી, કૃતિકા, આર્દ્રા, અશ્લેષા, વિશાખા, જ્યેષ્ઠા, સ્વાતિ, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ અને ધનિષ્ઠા તથા મૂલ એ નક્ષત્રો, ૪, ૯, ૧૪, ૬, ૧૨ એ તિથિયો તથા શનિ, રવિ કે

મંગળ એ વારનો યોગ હોય અને તેમાં બાળક જન્મે તો યમ ત્રિશૂલ નામનો યોગ થાય છે. તેમાં જન્મેલા બાળકને માટે શાંતિ કરવી, અન્યથા બાળકનો નાશ થાય છે.

| તિથિ | વાર | નક્ષત્ર | યોગ |
|---|---|---|---|
| નંદા ૧–૬–૧૧ | મંગળ | કૃતિકા | યમ ત્રિશૂલ |
| ભદ્રા ૨–૭–૧૨ | બુધ | આશ્લેષા | ,, |
| જયા ૩–૮–૧૩ | ગુરૂ | મઘા | ,, |
| રિક્તા ૪–૯–૧૪ | શુક્ર | ધનિષ્ઠા | ,, |
| પૂર્ણા ૫–૧૦–૧૫ | શનિ | ભરણી | ,, |

**અશુભવેલા જન્મ—**

અશ્વિની મઘમૂલાનાં પૂર્વાર્ધે બાધ્યતે પિતા
પૂષાહિશાક્રપશ્ચાર્ધે જનની બાધ્યતે શિશોઃ ।
દિનક્ષયે વ્યતિપાતે વ્યાઘાતે વિષ્ટિવૈધૃતૌ
શૂલે ગંડે પરિઘે ચ વજ્રે ચ યમઘંટકે
કાલ ગંડે મૃત્યુયોગે દગ્ધયોગે સુદારુણે
કૃષ્ણા ચતુર્દશી દર્શે તાતસોદર જન્મભે

જો ચિત્રાના પહેલા ચરણના પૂર્વાર્ધમાં ( શરૂ થયાથી ૭ા ઘડી પર્યંત ) બાળકનો જન્મ થાય તો છઠ્ઠે મહીને માતાનો નાશ થાય.

પુષ્ય અને મઘાના બીજા અને ત્રીજા ચરણમાં જન્મ થાય તો ત્રણ મહીને પિતાનો નાશ થાય.

પૂર્વાષાઢાના ત્રીજા ચરણમાં જન્મ થાય તો આઠમે મહીને ભાઇનો નાશ થાય.

ઉત્તરાફાલ્ગુનીના પહેલા ચરણમાં જન્મ થાય તો બે મહીનામાં બાળક પોતે જ મરણ પામે.

વ્યતિપાત, વૈધૃતિ તથા સંક્રાન્તિ વખતે જન્મેલો બાળક દરિદ્રી થાય છે જો કન્યા જન્મી હોય તો દુઃખ અને સર્વનાશ થાય છે.

આશ્લેષાનું ફળ નવમે મહીને, મૂળનું આઠ વર્ષે અને જ્યેષ્ઠાનું ૧૫ મહીનામાં ફળ મળે છે.

અભૂક્ત મૂળમાં જન્મેલા બાળકનો ત્યાગ કરવો જોઇએ. પરીઘ યોગમાં જન્મે તો પણ ખરાબ ફળ મળે છે. સંધ્યા ( સવાર તથા સાંજની ) અને પર્વતિથિઓમાં જન્મનાર બાળકને પણ અશુભપણાનો દોષ લાગે છે.

ગંડાંત: પરિઘ: શૂલં વ્યતિપાતોऽથ વૈધૃતિ:
મૂલાશ્લેષા તથા જ્યેષ્ઠા યમઘંટોऽર્કસંક્રમ:
વજ્રગંડો મૃત્યુર્ભદ્રા વ્યાઘાતો દગ્ધવાસર:
અમા ચતુર્દશી કૃષ્ણા તાતસોદર જન્મભે
અવમં ગ્રહણં નિંદ્યં જન્મકાલે શિશોસ્ત્રિકમ્
તદ્દોષ પરિહારાય શાંતિ કુર્યાદ્યથાવિધિ:

—જ્યોતિર્મયૂખે

અર્થાત્–ત્રણ પ્રકારના ગંડાંત (તિથિ, નક્ષત્ર, લગ્ન) પરિઘ, શૂલ, વ્યતિપાત, વૈધૃતિ એ યોગ મૂલ, આશ્લેષા અને જ્યેષ્ઠા એ નક્ષત્રો, યમઘંટ, જ્વાલામુખી આદિ યોગ સૂર્યસંક્રાન્તિનો સમય, વજ્ર, ગંડ, મૃત્યુ, ભદ્રા, વ્યાઘાત, દગ્ધ; અમાસ કૃષ્ણપક્ષની ચતુર્દશી, માબાપ તથા ભાઇનું જન્મનક્ષત્ર, તિથિક્ષય અને ગ્રહણનો ટાઇમ એમાંનો કોઇપણ યોગ બાળકના જન્મ વખતે હોય તો તે ખરાબ માનેલો છે. તેમજ ત્રણ પુત્રોના જન્મ પછી કન્યાનો જન્મ તથા

ત્રણ કન્યાના જન્મ પછી ચોથા પુત્રનો જન્મ થાય તો અશુભ છે. માટે શાંતિ કરવી.

**કૃષ્ણ પક્ષની ચોદશમાં બાળક જન્મે તેનું ફળ**

કૃષ્ણપક્ષે ચતુર્દશ્યાં પ્રસૂતો ષટ્‌વિધફલં
ચતુર્દશી ચ ષટ્‌ભાગં કુર્યાદાદૌ શુભંફલં
દ્વિતીયે ચ પિતૃહંતિ તૃતીયે માતરં તથા
ચતુર્થે માતુલં હંતિ પંચમે વંશનાશનમ્
ષષ્ઠે ચ ધનનાશાય આત્મનો વંશનાશનમ્
તસ્માત્સર્વપ્રયત્નેન શાંતિં કુર્યાત્ વિધાનતઃ

**ગાય ઈત્યાદિ પ્રાણીનો પ્રસવ થાય તેના માટે પણ**

ભાનૌ સિંહગતે ચૈવ યસ્ય ધેનુઃ પ્રસૂયતે
મરણં તસ્યં નિર્દ્દિષ્ટં ષડ્‌ભિર્માસૈ ર્ન સંશયઃ

આમાં વળી મંગળવારનો યોગ હોય તો વિશેષ ભય થાય

દિવા પ્રસૂતા વડવા શ્રાવણે ચ વિશેષતઃ
માઘ માસે બુધે ચૈવ પ્રસવેન્મહિષી યદિ
સિંહે ગવાદિ સૂયંતે સ્વામિનો મૃત્યુદાયકાઃ

સ્ત્રિયઃ પ્રસૂતા યદિ કાર્તિકે સ્યાત્ સિંહેગવા વૃશ્ચિકે કુંજરીણાં
કર્કે રવ્યાશ્વિની રાસભીનાં મેષે ચોષ્ટ્રી સ્યાત્પ્રસૂતા હયા વા
જ્યેષ્ઠે બિલાડી મહિષી ચ માઘે મૃત્યુર્ભવેત્ વા સર્વદાદુઃખભર્તુઃ

નારચંદ્ર સસ્તબકમાં ગંડાંત વિચાર કરતાં લખ્યું છે કેઃ—

ગંડાંત સ્ત્રિવિધસ્તાજ્યો નક્ષત્રતિથિલગ્નગઃ
નવ પંચ ચતુર્થ્યાંતે દ્વેકાર્ધ ઘટિકા મતા
ગંડાંતે યત્કૃતં કાર્યં તત્સર્વં નિષ્ફલં ભવેત્
જન્મકાલે ચ ગંડાંતઃ પરિવાર ક્ષયંકરઃ
વૈધવ્યં ચ વિવાહાદૌ વિદ્યારંભે ચ મૂર્ખતા
કૃષિસ્તુ નિષ્ફલા જ્ઞેયા ગૃહારંભે દરિદ્રતા
ગંડાંતેષુ ચ યે જાતા નરનારી તુરંગમાઃ

સ્વગૃહે નૈવ તિષ્ઠંતિ તિષ્ઠંતિ ચ ભયાવહાઃ
જાતો ન જીવતિ નરો માતુરપત્યોર્ભવેત્ સ્વકુલહંતાઃ
યદિ જીવતિ ગંડાંતે બહુ ગજતુરગો ભવેત્ ભૂપઃ
પિતૃ માતૃક્ષયંકારિ પૌષ્ણુ ગંડોદ્ભવઃ સુતઃ
આશ્લેષા ગંડજો બાલો જ્યેષ્ઠભ્રાતૃવિઘાતકઃ
જાત સ્ત્રિવિધગંડેડપિ બાલકો દ્રવ્યઘાતકઃ
ગંડાંતત્રિતયસ્યાંતે અમાયાં ભૌમવાસરે
યો જાતસ્ત્રિવિનાશાય સભવેત્ વિષપૌરુષઃ
શન્યશ્લેષા દ્વિતીયા મા સપ્તમી ભૌમવારુણી
કૃતિકા દ્વાદશી સૂર્યે અપત્યં વિષસંજ્ઞકમ્

ઇલાત્મજ સૂર્યસૂતો દિનાધિપો ભદ્રા તિથિર્વારુણમાશ્રિશાત્પ્રભં યસ્ય પ્રસૂતિર્ભવતીહ કાલે વિષાંગના સા પરિવર્જનીયા

અર્થાત્—ગંડાંતના ત્રણુ ભેદ છે. (૧) તિથિગંડાંત (૨) નક્ષત્ર ગંડાંત અને (૩) લગ્ન ગંડાંત ૫-૧૦-૧૫ આ તિથિઓનો ઉતરવાનો અને તેમના પછીની તિથિને બેસવાનો સંધિકાળ તે તિથિ ગંડાંત. આશ્લેષા, જ્યેષ્ઠા તથા રેવતી એ નક્ષત્રો તથા તેમની પછીનાં નક્ષત્રોનો સંધિકાળ અને કર્ક, વૃશ્ચિક તથા મીનના તેમની પછીની રાશિયો સાથેના સંધિકાળને ગંડાંત કહે છે. આ ગંડાંત યોગમાં જે બાળક જન્મે તે માતાપિતાનો તેમજ દ્રવ્યનો નાશ કરનાર હોય છે. જો ગંડાંતમાં જન્મેલું બાળક દૈવયોગે જીવી જાય તો મહાભાગ્યશાળી નિવડે છે.

ગંડાંતમાં જન્મેલું બાળક કે ઘોડાનું વછેરૂં પોતાના ઘેર રહે નહિ, રહે તો ભયપ્રદ છે.

જ્યેષ્ઠાના ગંડાંતમાં જન્મેલો પિતાનો ઘાત કરે છે. આશ્લેષાના ગંડાંતમાં જન્મેલો બાપનો ક્ષય કરે છે. રેવતીના ગંડાંતમાં જન્મેલો માતાનો નાશ કરે છે.

નક્ષત્ર ગંડાંત સમય ચાર ઘડીનો હોય છે. તેમજ તિથિ ગંડાંત પણુ ચાર ઘડીનો હોય છે.

તિથિ ગંડાંત, નક્ષત્રગંડાંત તથા લગ્ન ગંડાંત વિવાહ, પ્રયાણ તેમજ જન્મકાળમાં અશુભ છે. માટે જન્મ વખતે હોય તો શાંતિ કરવી. બીજા પ્રસંગોમાં ત્યાગ કરવો.

આશ્લેષા જન્મ વિચાર

સાઠિ ઘડી અશ્લેશરિસિ પંચ ઘડી પય નીચ
પાંચે જાનુ પરિભ્રમણ સુખ સાતાં અઠ ગુઝ ૩૧૨
આઠ નાભિ બહુ વ્યાધિકર હીયે રાજ દુમ હોઇ
હત્યારો કર આઠે રોગી દુગ ભુજ લેઇ ૩૧૩
કાંધે દશકંધો ધરી છએ વચણે પિતુ (પ્રિય) હંતિ
ષટ્ અસ્તક ભોગો સહિત જોતીષ હીર કહંતિ ૩૧૪

આર્દ્રાફળ—

સર્વાંશે પ્રથમં રાજ્યં દ્વિતીયે તુ ધનક્ષયઃ
તૃતીયે જનની નાશશ્ચતુર્થે મરણં પિતુઃ

આશ્લેષા પુરુષાકાર કલ્પના

| સ્થાન | પગ | જાનુ ઘુટણુ | ગુહ્ય | નાભિ | હૃદય | હાથ | ભૂજા | ખભા | મુખ | માથું |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘડી | ૫ | ૫ | ૮ | ૮ | ૨ | ૮ | ૨ | ૧૦ | ૬ | ૬ |
| ફળ | નેષ્ટ | ભ્રમણુ | સુખ | બહુ વ્યાધિ | રાજ્ય વૈભવ | હત્યાગા | રોગી | ભારવાહક | પિતૃનાશ | ભોગ યુક્ત |

આશ્લેષાનો પહેલો, મૂળનો છેલ્લો, તેમજ વિશાખા અને જ્યેષ્ઠાના પહેલા ત્રણ પાયા જન્મ વખતે હોય તો દોષ લાગે નહિ. કહ્યું છે કે—

આશ્લેષા પ્રથમઃ પાદઃ પાદો મૂલાંતિમસ્તથા
વિશાખા જ્યેષ્ઠયોરાદ્યાસ્રયઃ પાદાઃ શુભાવહાઃ

—જ્યોતિર્મયુખ

આશ્લેષામાં જન્મેલું બાળક પોતાના વિવાહ પછી સાસુનો નાશ કરે છે. મૂળમાં જન્મેલું સસરાનો નાશ કરે છે. વિશાખામાં દિયરનો નાશ કરે છે.

**મઘાનું ફળ—**

મઘા ચ: પ્રથમે રાજ્યં શત્રુ પક્ષ ક્ષયંકરી
દ્વિતીયે પશુ પીડા ચ તૃતીયે ભ્રાતૃ નાશનં
ચતુર્થે કુટુંબં નાસ્તિ યત્ર જાતો ભવિષ્યતિ

**જ્યેષ્ઠાનું ફળ—**

આદ્ય પાદેઽગ્રજં હંતિ જ્યેષ્ઠાયાં દ્વિતીયેઽનુજં
તૃતીયે જનની નાશ: સ્વાત્માનં ચ તુરીયકે
જ્યેષ્ઠાદ્યે જ્યેષ્ઠં હંતિ દ્વિતીયે ચ ધનક્ષય:
તૃતીયે જનની હંતિ ચતુર્થ: પિતૃઘાતક:

જ્યેષ્ઠાનું છ છ ઘડી પરત્વે ફળ

| ઘડી | ફળ |
|---|---|
| ૬ | માની માને ખરાબ |
| ૧૨ | માના બાપને ખરાબ |
| ૧૮ | મામાને ,, |
| ૨૪ | માતાને ,, |
| ૩૦ | બાળકને પોતાને ,, |
| ૩૬ | ગોત્રજનો (પિતરાઈઓ)ને ,, |
| ૪૨ | માતા તથા પિતાનાં કુંટુંબીઓને ,, |
| ૪૮ | મોટાભાઈને ,, |
| ૫૪ | સસરાને ,, |
| ૬૦ | સર્વે જનોને (કુટુંબીઓને) ,, |

મૂલ થકી વિપરીત ફળ ચારે પાયે વિચાર
બ્રહ્મ વચન સાંભલી કરી કીજે શુભ આચાર ૩૧૫

ચરણુ પરત્વે ફળ—

જ્યેષ્ઠામાં મૂળથી વિરૂદ્ધ રીતે ચરણુ ફળ મળે છે. મૂળનું ચરણુ ફળ નીચે મુજબ છે.

મૂલાદ્ય ચરણે તાતં દ્વિતીયે જનનીં તથા
તૃતીયે તુ ધનં નશ્યેત્ ચતુર્થો હિ શુભાવહઃ

ગ્રંથકાર પણુ કહે છે—

પહેલે પાયે બાપ ખાય બીજે પાયે માય
ત્રીજે પાયે ધન જાય ચોથે પાયે સુખ થાય

કેટલાકના મતમાં પહેલા પાયામાં જન્મ હોય તો સંતતિને ખરાબ ફળ મળે છે. બીજામાં હોય તો મોસાળમાં ખરાબ ફળ થાય છે.

પ્રથમે પિતરં હંતિ દ્વિતીયે માતરં તથા
તૃતીયે ધનનાશં ચ ચતુર્થે માતુલક્ષયઃ

મૂલસ્ય પ્રથમે પાદે પશુપીડાશ્ચ જાયતે
ચરણે દ્વિતીયે જાતા સર્વ સૌખ્ય શુભપ્રદા

તૃતીયાંશે ચ મૂલસ્ય પિતૃપક્ષ વિનાશનં
ચતુર્થાંશે ચ યે જાતા માતુલસ્ય ક્ષયંકરાઃ

મૂલ જન્મ વિચાર

માઘ આસાઢે આસુચે ભાદ્રવ માસ જ ચ્યાર
મૂલ સ્વરગે વાસો વસૈ ન કરે દોષ લગાર ૩૧૬

ચઉમાસ પાતાલઇ વસૈ મૂલ વસઇ વૈશાહ
જિહાં ફાગુણ માગશીરઈ ટાલે દૂષણ દાહ ૩૧૭

ચૈત્રઈ પોસઈ કાતીયઈ શ્રાવણ માસ જ ચ્યાર
માનવલોકૈ મૂલરિસિ વસતો કરઇ વિકાર ૩૧૮

| માસ | મૂલનો વાસ | ફલ |
|---|---|---|
| માઘ<br>આષાઢ<br>આસો<br>ભાદ્રપદ | સ્વર્ગમાં | શ્રેષ્ઠ |
| વૈશાખ<br>જેઠ<br>ફાગણ<br>માગશર | પાતાલમા | શ્રેષ્ઠ |
| ચૈત્ર<br>પોષ<br>કાર્તિક<br>શ્રાવણ | મૃત્યુલોકમા | નેષ્ટ |

તિથિવારં ચ નક્ષત્રમેકીકૃત્વા નિયોજયેત્
ત્રિભિશ્ચ હરતે ભાગં શેષે મૂલસ્ય લક્ષણમ્
એકે ચ વસતે સ્વર્ગે દ્વાભ્યાં પાતાલકે તથા
શૂન્યે મનુષ્ય લોકેષુ એવં મૂલસ્ય લક્ષણમ્
સ્વર્ગે મૂલે ભવેદ્ રાજા પાતાલે સુખસંપદા
કદાચિત્ મૃત્યુલોકેષુ ધનધાન્ય કુલક્ષયઃ

કોઈકના મતમાં—

| માસ | મૂલનો વાસ | ફળ |
|---|---|---|
| અષાઢ, ફાગણ, માઘ, વૈશાખ | પાતાલમાં | નેષ્ટ |
| શ્રાવણ, કાર્તિક માગશર ભાદરવો | સ્વર્ગ | શ્રેષ્ટ |
| આસો, પોષ જેઠ, ચૈત્ર | મૃત્યુલોક | નેષ્ટ |

તીયા પંચમી સત્તમી બારસી તેરશી મૂલ
ઇયાં પાંચાં તિથિ હીર કહૈં સરગે સુખ અતુલ ૩૧૯

પડિવા દશમી ચઉદશી અમાવસી પુનમ પંચ
તે તિથિએ પાતાલ વસે મૂલ કરઇ નિરવંશ ૩૨૦

બીય ચઉથી છઠ્ઠી અઠ્ઠમી નવમી ને ઇગ્યારી
મૂલ વસે માનવ મહિ દુઃખ દીયે નરનારી ૩૨૧

| તિથિ | મૂલનો વાસ | ફળ |
|---|---|---|
| ૩, ૫, ૭, ૧૩, ૧૨ | સ્વર્ગમાં | શ્રેષ્ઠ |
| ૧, ૧૦, ૧૪, ૩૦, ૧૫, ૫ | પાતાલમાં | નેષ્ઠ |
| ૨, ૪, ૬, ૮, ૯, ૧૧ | મૃત્યુલોકમાં | નેષ્ઠ |

કોઈના મતમાં પાતાલમાં (તિથિ પરત્વે) હોય તો તેનું ફળ શ્રેષ્ઠ છે.

### કુલ સંહાર યોગ

**ક્રૂર વાર બુધ ચઉદશી સુદી આપઈ દુઃખ મૂલ**
**તિમ કિસણ તીયા ને દશમી શનિ રવિ ભોમ બુધ મૂલ ૩૨૨**

રવિ, શનિ, મંગળ, બુધને વારની સાથે સુદ ૧૪ ને મૂળ હોય તો નેષ્ટ છે. તેમજ રવિ, શનિ, મંગળ કે બુધવારની સાથે વદ ૩ કે ૧૦ ને મૂળ હોય તો પણ નેષ્ટ છે.

(કુલ સંહાર યોગ)—

તૃતીયા દશમી કૃષ્ણા શનિ ભૌમાર્ક સંયુતા
જાતઃ શુક્લ ચતુર્દશ્યાં મૂલે સંહરતે કુલમ્

કૃષ્ણે તૃતીયા દશમી વલક્ષે ચતુર્દશી ઝાર્કિ મહિજવારા
એ જજન્મકાલે કિલ યસ્ય મૂલં ઉન્મીલનં તત્કુરુતે કુલસ્ય

દિવા સાયં નિશિ પ્રાતસ્તાતસ્ય માતુલસ્ય ચ
પશૂનાં મિત્રવર્ગસ્ય ક્રમાન્મૂલમનિષ્ટદમ્
દિનજઃ પિતરં હંતિ રાત્રિ જાતસ્તુ માતુલાન્
સંધ્યાકાલે પશૂન્હંતિ પ્રાતર્જાતસ્તુ બાંધવાન્

—માનસાગરી પદ્ધતિ

**મૂલ નક્ષત્રમાં વાર પરત્વે ફલઃ—**

રવૌ પ્રતાપી બલવાંશ્ચ દુષ્ટ શ્ચંદ્રે સુખી ભૂત યુતો જડાંગઃ
કુજેઽતિ હિંસશ્ચપલોઽતિ તીક્ષ્ણો બુધેઽતિ વક્રો વણિજાં પ્રિયઃસ્યાત્
ગુરૌ કૃપાલુ ર્મતિમાન્ સુશીલઃ શુક્રે સુનીતિઃ સ્મરકેલિ કર્તા
મંદે ચ મૂર્ખો હૃદયાતિ દુષ્ટ સ્ત્વેવંવિધં વારફલં દદાતિ

**અભુક્ત મૂલ લક્ષણ**

મૂલસ્યાદૌ દ્વિઘટિકા જ્યેષ્ઠાન્તે ઘટિકાદ્વયમ્
અભૂક્તં તત્ર વિજાનીયાત્તત્ર જાતં શિશું ત્યજેત્

લલ્લાટના મતમાં જ્યેષ્ઠાની છેલ્લી એકજ ઘડી લેવી એમ છે. અભૂક્ત મૂલમાં જન્મેલાને ત્યજી દેવો અથવા માતાપિતાએ આઠ વરસ સુધી તેનું મોં નહિ જોવું, એવો શાસ્ત્રકારોનો મત છે.

મૂલ પુરુષાકાર

મૂલ પુરુષ લિખી હીર કહે સાઠ ઘડી પરમાણ
પંચ ઘડી શીર રાજ હુવે પાંચ વદણે પ્રિયહાંણ ૩૨૩
આઠ કંધે કંધો ધરી આઠ ભુજે દુઃખ દેઇ
બિહુ ઘડી બિહું કર વિત્તક્ષય હીએ આઠ સુખ દેઇ ૩૨૪
નાભિ મરણ બિઘડી દીએ દશ ગુંઝે સ્રીસંગ
દેશ ભમેઇ જંઘા છએ છએ ચરણ મૃત અંગ ૩૨૫

| સ્થાન | માથું | મુખ | ખભા | ડાબ ભુજા | જમણી ભુજા | બે હાથ | હૃદય | નાભિ | ગુહ્ય | જંઘા | પગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘડી | ૫ | ૫ | ૮ | ૪ | ૪ | ૨ | ૮ | ૨ | ૧૦ | ૬ | ૬ |
| ફળ | શ્રેષ્ઠ છત્ર લાભ | પિતા નો નાશ | શ્રેષ્ઠ | બ્રહ્મ હત્યા કરે | મોસાળ પક્ષ નોનાશ | ધન ક્ષય | સુખ | મૃત્યુ | સ્રી સુખ મળે | દેશ ભ્રમણ | મૃત્યુ |

મસ્તકે ઘટિકાપંચ વદને પંચ પ્રકીર્તિતા
દ્વૌસ્કંધૌ ચ ચત્વારિ દ્વૌ બાહૂ ચ ચતુઃ ચતુઃ
દ્વૌ કરા વેકમેકં ચ હૃદયે ચૈવ ચાષ્ટકં
દ્વૌ નાભૌ સ્થાપયેત્તત્ર ગુહ્યે દશ ક્રમાદ્વિશેત્
દ્વૌ જાનૂ ચ ત્રયસ્રાય દ્વૌ ચરણૌ ચ ત્રિકંત્રિકમ્

ફલ—

સ્મતકે ધાર્યતે છત્રં મુખે ચ પિતૃઘાતકઃ
સ્કંધે સ્કંધ ધરો બાલો ભુજાયાં લક્ષસાં પતિઃ

વામ કરે બ્રહ્મહત્યા દક્ષિણે માતુલક્ષયઃ
હૃદયે રાજ્ય લાભાય સ્વયં નાભૌ ન જીવતિ
ગુહ્યે જાતો વિલાસી ચ વૃદ્ધાવસ્થાં સુખે નચેત
ન જીવેદ્વામ જાનૌ ચ દક્ષિણ જાનૌ મહાધ્વની
વામપાદે જીવેત્તુચ્છં દક્ષપાદે ન જીવતિ
ધનધાન્ય સમૃદ્ધઃ સ્યાન્મૂલપુરુષલક્ષણમ્

પાઠાન્તરે—

છત્રલાભં શિરો ભાગે વદને પિતૃઘાતકઃ
સ્કંધે ચ સ્કંધિલો બાલો ભુજયોરસુરો ભવેત્
હસ્તયોર્જનિતો બાલો બ્રહ્મહત્યાં કરિષ્યતિ
હૃદયે જનિતો બાલો ધ્રુવં રાજ્યધરો ભવેત્
યો બાલો જનિતો નાભૌ સોવશ્યં નૈવ જીવતિ
ગુહ્યે બાલસ્તુ યો જાતો વૃદ્ધત્વે ચ સુખાવહઃ
જંઘાયાં ભ્રમતે બાલઃ પાદન્તતો ન જીવતિ

મૂલ ચરણ વિચાર

**પહેલે પાયે આપ ક્ષય બીજૈં પાયૈં માય**
**ત્રીજૈં પાયૈં ધન ભ્રમૈં ચોથૈં પાયે સુખદાય ૩૨૬**

પ્રથમે પિતરં હંતિ દ્વિતીયે માતરં તથા
તૃતીયે ધનનાશં ચ ચતુર્થે માતુલક્ષયઃ

મતાંતરે—

મૂલાદ્ય ચરણે તાતં દ્વિતીયે જનની તથા
તૃતીયે તુ ધનં નશ્યેચ્ચતુર્થો હિ શુભાવહઃ

મૂલ તરૂ આકાર

**જોયો જાતક મૂલ રિસિ ઠરીઈ તરૂ આકાર**
**સાઠી ઘડીનો ભેદ લહી કહીયઇં હીર વિચાર ૩૨૭**
**મૂલૈ ચાર ઘડી પ્રથમ સંશય ઘાલે મૂલ**
**સાત ઘડી થંભૈં પછી લિખમી ન રહે મૂલ ૩૨૮**

આઠ છાલે બંધવ દુખી દશે દુખ મામા શાખી
નવ પાંને પરિજન ગમે પાંચ ફુસુમે સુખદાઇ ૩૨૯

ફલ છ ઘડી રાજપદ પામે પુન્ય પ્રમાણ
શીખાએ અગ્યાર ઘડીય જે તસ તુછ આયુ જાણ ૩૩૦

મૂલ વૃક્ષ વિચાર—

| સ્થાન | મૂલ | સ્તંભ થડ | છાલ | ડાળીયો | પાંદડાં | ફલ | ફૂલ | ટોચ શીખા |
|---|---|---|---|---|---|---|---|---|
| ઘટિકા | ૪ | ૭ | ૮ | ૧૦ | ૫ | ૫ | ૬ | ૧૧ |
| ફળ | જીવિત સંશય | લક્ષ્મી નાશ | ભાઇને દુઃખ | મામાને દુઃખ | સંતાન હીન | સુખ | રાજ્ય પદલાભ | અલ્પાયુઃ |

મતાંતરમાં—

| સ્થાન | મૂલ | થડ | છાલ | ડાળીયો | પાંદડાં | ફૂલ | ફળ | ટોચ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઘટિકા | ૪ | ૭ | ૮ | ૧૦ | ૯ | ૫ | ૬ | ૧૧ |
| ફલ | પિતાનો નાશ | ધનનો નાશ | ભાઈનો નાશ | મામાનો નાશ | પરિવારનો નાશ | મંત્રી થાય | રાજા થાય | અલ્પાયુઃ |

વેદા સપ્ત ગજાઃકાષ્ઠા ખેટાઃ બાણાશ્ચ ષટ્ શિવા
મૂલે સીંભત્ત્વચા શાખા પત્ર પુષ્પ ફલે પરે

પરે એટલે ટોચમાં

મૂલ વૃક્ષ વિભાગેષુ મંગલં હિ ફલે દલે
અમંગલં ફલં વિદ્યાચ્છેષ ભાગેષુ નિશ્ચિતમ્

મૂલ સ્ત્રી ચક્ર

હીર કહે સ્ત્રીરૂપ લિખિ ચાર ઘડી શિર ઠામ
ચઉપાયાં તો મૂલ ગમૈં મુખે છએ ધનલાભ ૩૩૧
પંચ કંઠ સોહાગણી પંચ હીયઈ કુટિલાઇ
ચાર ભુજા લિખમી લહૈં ચિહું કર ધરમ મિલાઇ ૩૩૨
પિતા ભાર આઠે ઉદરૈં પુંઠી રખી ત્રિહું પુઠ
[1]બિહું જંઘે મામા દુખી અથવા ભાઇ જિઠ ૩૩૩
[2]બિહું ગુજ્જે સહમસ્ત પદ [3]બિહું નાભી ચિહું ભાઇ
નવ પાએ વિહવા પણો પાસૈં કરમ પસાઇ ૩૩૪

મૂલ સ્ત્રીચક્ર વિચાર—

શીર્ષે ઘટિકા ચત્વારિ પશુ નાશ કરી સ્મૃતા
મુખે ચ ષટ્કં જ્ઞેયં ધન હાનિ કરી ભવેત્
કંઠે બાણા ધનંધાન્યં સુખ સૌભાગ્યદાયિની
હૃદયે કુટિલા જ્ઞેયા ઘટી પંચ પ્રકીર્તિતા
બાહુભ્યાં ષટકં જ્ઞેયં ધનધાન્ય સમન્વિતા
કરે વેદાસ્તથા પ્રોક્તા દાન ધર્મવતી ભવેત્
ગુહ્યે જાતા તથા વેદા માનિની કામિની ભવેત્
જંઘાયાં યુગલં જ્ઞેયં જ્યેષ્ઠ માતુલઘાતિની
જાનુભ્યાં સ્થાપ્યતે વેદા જ્યેષ્ઠબંધુ વિનાશિની
ચરણે દશકં જ્ઞેયં વિધવા સા પ્રજાયતે

| વિભાગ | માથું | મુખ | કંઠ | હૃદય | બાહુ | હાથ | ગુહ્ય | જંઘા | જાનુ | પગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘટિકા | ૪ | ૬ | ૫ | ૫ | ૬ | ૪ | ૪ | ૨ ૮ | ૪ ૮ | ૧૦ |
| ફલ | પશુ નાશ | ધન હાની | ધન ધાન્ય લાભ | કુટિલા | ધન ધાન્ય લાભ | દાન ધર્મ | કામિની | મોટા મામાનો નાશ | મોટા ભાઇનો નાશ | વિધવા |

૧-૨-૩ ચિહ્ન

અહીં જંઘામાં બે એમ પાઠ છે. પણ આઠ જોઇએ, તેમજ જાનુમાં પણ આઠ જોઇએ. તો જ ઘડીનો મેળ રહે. તેમજ ઉદર, નાભી અને પુંઠ એ ત્રણ વિભાગ નથી. તેનો ખ્યાલ રાખવો જોઇએ.

ગ્રંથકારના મતમાં—

| વિભાગ | માથું | મુખ | કંઠ | હૃદય | ભુજા | હાથ | ઉદર | પીઠ | જંઘા | ગુહ્ય | નાભિ | પગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘટિકા | ૪ | ૬ | ૫ | ૫ | ૪ | ૪ | ૮ | ૩ | ૪ | ૪ | ૪ | ૯ |
| ફલ | પશુ નાશ | ધન હાની | સૌભા-ગ્ય | કુટિ-લ | લક્ષ્મી-વાન | ધર્મિષ્ટ | પિતા નાશ | ભાઈ ભાડું યુક્ત | મોટા મામાને દુઃખ | મદો-ન્મત્ત | ભાઈ-નો લાભ | વિધવા |

મૂલ ચરણ વિચાર સ્ત્રી માટે વિશેષ

**પ્રથમ પાયે ચઉપદ અમઈ દુગ પાયે સુખ મહાલ**
**ત્રીજ પિયર દુઃખ દીખઈ ચઉથે પાય ખુશાલ ૩૩૫**

સ્ત્રીને માટે મૂલચરણ વિચાર

| ચરણ | ફલ |
|---|---|
| ૧ | પશુ નાશ |
| ૨ | સુખ |
| ૩ | પિયરીયાંને દુઃખ |
| ૪ | મોસાળમાં દુઃખ |

ચાર જન્મ યોગ

**પૂભદ્ર પુનર્વસુ કૃત્તિકા ઉ. ફા. ઉષા. વિશાહ**
**ભદ્રા તિથિ રવિ ભોમ શનિ જનમ હુવઈ અવરાહ ૩૩૬**

તિથિ વાર રિસી લગન ચિહું જોઈહ જનમે અંત
તે નર પર પુરૂષાં થકી જાયો કહે મહંત ૩૩૭

જારજ યોગ—

વેદા વસુ રત્ન તિથિશ્ચ યોગે પૂર્વાત્રયં સૌમ રવિગુરુશ્ચ
એતસ્ય યોગે યે ગર્ભજાતા જારસ્ય પુત્રા મુનયો વદન્તિ
ચોથ નુમને ચૌદશ જાણુ વાર શનિ કે મંગળ ભાણુ
ઉત્તરાત્રણુનો બાળક જાયો સહદેવ કહે એ બીજ પરાયો
પડવે છઠ અગીઆરસ જાણુ વાર શનિ કે મંગળ ભાણુ
ઉત્તરાત્રયનો ત્રીજો પાય નિશ્ચે ગર્ભ પરાયો થાય

જાર સાથે સયોગ કયાં થયો છે?

મંગલ જંગલ, સેહેજે શનિ, સૂરજ વાડા માંય
સમજી બોલો જોતશી નહિતર ખાડા માંય

અથવા—

મંગલ જંગલ સહેજે શનિ સૂરજ વાડી માંય
જોશી સમજ્યા વગર બોલીશ તો ખોટું કહેતાં કેદમાં જઈશ

જાર પુરુષની જાતિ—

ઉપરના યોગમાં જો મંગળવાર હોય તો ક્ષત્રિ, શનિવાર હોય તો હલકી જાતિ અને જો રવિવાર હોય તો ઉંચ કોમનો જાર જાણવો.

જારની ઉંમર—

જન્મ લગ્નના જેટલા અંશો ગયા હોય કે ઉત્તરાના ત્રીજા ચરણની જેટલી ઘડીઓ હોય તે ઉપરથી જાર પુરુષની ઉંમર જાણવી.

જો અંશ થોડા હોય તો ઉગતી ઉંમરનો, મધ્ય ભાગે હોય તો પ્રૌઢ યુવાન અને છેલ્લા અંશો હોય તો વૃદ્ધાવસ્થાનો જાર પુરુષ જાણવો.

જન્મ વખતે ગૃહદ્વાર જ્ઞાન—

| | | | | | |
|---|---|---|---|---|---|
| જન્મ લગ્નમાં | મેષ | રાશિ | હોય તો | પૂર્વ દિશામાં ઘરનું | દ્વાર હોય |
| ,, | વૃષભ | ,, | ,, | પશ્ચિમ | ,, |
| ,, | મિથુન | ,, | ,, | ઉત્તર | ,, |
| ,, | કર્ક | ,, | ,, | પૂર્વ | ,, |
| ,, | સિંહ | ,, | ,, | દક્ષિણ | ,, |
| ,, | કન્યા | ,, | ,, | ઉત્તર | ,, |
| ,, | તુલા | ,, | ,, | પૂર્વ | ,, |
| ,, | વૃશ્ચિક | ,, | ,, | ઉત્તર કે પૂર્વ | ,, |
| ,, | ધન | ,, | ,, | ઉત્તર | ,, |
| ,, | મકર | ,, | ,, | દક્ષિણ | ,, |
| ,, | કુંભ | ,, | ,, | પૂર્વ | ,, |
| ,, | મીન | ,, | ,, | ઉત્તર | ,, |

અથવા લગ્નનો દ્વાદશાંશ જે હોય તેની રાશિની દિશા પ્રમાણે ઘરનું દ્વાર હોય છે.

| | |
|---|---|
| મેષ, તુલા, વૃશ્ચિકમાં | પૂર્વ દ્વાર |
| ધન, મીન, મિથુન, કન્યા | ઉત્તર દ્વાર |
| કર્ક, વૃષભ, કુંભ | પશ્ચિમ દ્વાર |
| સિંહ, મકર | દક્ષિણ દ્વાર |

સૂતિકાગૃહ જ્ઞાનઃ—

જીર્ણાજીર્ણં નવં દગ્ધં વિચિત્રં દૃઢમુત્તમમ્
બલિષ્ઠેશનિ તો ગેહં પ્રતિવેશ્મોપગે તથા

સૂતિકાગૃહની આજુબાજુના વૃક્ષાદિનું જ્ઞાન—

લગ્નને પૂર્વ દિશા માની તેની આજુબાજુનાં સ્થાનોને બીજી દિશાઓ સમજવી, અને ગ્રહો અનુસાર ફળ કહેવું.

જેમકે જ્યાં ચંદ્ર શુક્ર હોય ત્યાં વાવ, કુવા ઇત્યાદિ જલાશય અથવા દૂધાળ વૃક્ષ હોય, મંગળ હોય ત્યાં બળેલી જગ્યા,

ઈંટોનો ઢગલો અથવા ખીજડો કે બાવળ ઈત્યાદિ કાંટાળાં વૃક્ષ હોય. બુધ હોય ત્યાં ઉકરડા અથવા ફળવાળાં વૃક્ષો હોય, ગુરુ હોય ત્યાં દેવમંદિર, પુણ્યશાળા અથવા ફળદ્રૂપ વૃક્ષો હોય, શનિ હોય ત્યાં કે રાહુ હોય ત્યાં ખાડા હોય છે.

દીવાનું જ્ઞાન—

સૂર્ય મેષ કે વૃષભનો હોય તો પૂર્વદિશામાં દીપ હોય છે. મિથુનનો સૂર્ય હોય તો અગ્નિ ખુણામાં, કર્ક અને સિંહનો સૂર્ય હોય તો દક્ષિણ દિશામાં, કન્યાના સૂર્યમાં નૈઋત્ય ખુણામાં, તુલા અને વૃશ્ચિકના સૂર્યમાં પશ્ચિમ દિશામાં, ધનના સૂર્યમાં વાયવ્ય ખુણામાં, મકર અને કુંભના સૂર્યમાં ઉત્તર દિશામાં અને મીનના સૂર્યમાં ઈશાન ખુણામાં દીપક હોય છે.

સૂતિકાગૃહમાં કેટલી સ્ત્રિયો હતી તે ?

જન્મ લગ્નથી લઈ છઠ્ઠા સ્થાન સુધીમાં જેટલા ગ્રહો હોય તેટલી સ્ત્રિયો (પ્રસૂતિ કરાવનાર) હોય સાતમા સ્થાનથી લઈ લગ્ન પર્યંત જેટલા ગ્રહો હોય તેટલી સ્ત્રિયો પ્રસૂતિગૃહની બહાર (બારણા બહાર) હોય છે.

જન્મપત્રિકા બનાવતાં તેનું કયું નામ આવે તથા શું ફળ થાય ?

તિથિવારં ચ નક્ષત્રં નામાક્ષર સમન્વિતં
વેદેન હરતે ભાગં પત્રી નામ વિશેષકમ્
વ્યોમા દ્યોમા તથા મૂર્ધ્ના પદ્મા ચૈવ ચતુર્થકં
જન્મપત્રી યદિ નામ યો જાનાતિ સ પંડિતઃ
વ્યોમાયાં પિતુહાનિઃ સ્યાતૃદ્યોમા માતૃક્ષયંકરી
મૂર્ધ્ના આયુઃ કરી બાલે પદ્મા શ્રેયઃ પ્રદાયિની

આયુર્દા જાણવાની રીત—

પરમાયુઃ પ્રમાણેન ગણયેત ગતનાડિકા
નક્ષત્રસ્ય હરેદ્દભાગં નવત્યાસં વિનિર્દિશેત્

બીજી રીત—

જે વખતે (જે દિવસે) જન્મોત્રી કરાવવા આવે તે દિવસનું નક્ષત્ર જન્મ નક્ષત્રથી જેટલામું થતું હોય તેમાં જન્મ નક્ષત્રથી સૂર્ય નક્ષત્ર સુધીની સંખ્યાનો આંક ઉમેરી સરવાળાને ત્રણનો ભાગ આપવો. એક કે બે વધે તો આયુષ્ય લાંબું છે માટે જન્મપત્રિકા કરવી. અને શૂન્ય વધે તો બાળક અલ્પાયુઃ છે, તેમ જાણવું અને જન્મપત્રિકા ન કરવી.

કેન્દ્રાર્કસંખ્યા ત્રિગુણં વિધાય રાહ્‌વાર સૂર્યાર્કિં વિહાય ચાંકં
એકીકૃતં તદ્ વીજનેન નૂનં આયુઃ પ્રમાણં કથિતં મુનીંદ્રૈઃ

પુરુષાકાર ચક્ર

રવિ રિખથી જનમ રિસી શીશે ત્રણ નૃપમાન
ત્રિ વદને મીઠો જીમે કંઠે પંચ પરધાન ૩૩૮
દુગ કંધે કંધો ધરે બે ભુજ હુવઇ ચોર
બે રિસી બે કર દાન દીએ પંચ રદયે ચકોર ૩૩૯
ઇગ નાભિ સંતોષ કરઇ ગુજ્જે એક પરિ જોઇ
જંઘા દુગ પર ખંડે ભમઇ ખટ પાયે આયુહીન ૩૪૦

સૂર્ય પુરુષાકાર ચક્ર

રવિનક્ષત્રથી જન્મનક્ષત્ર સુધી ગણવાં

| સ્થાન | માથું | મુખ | ખભા | બાહુ | હાથ | હૃદય | નાભિ | ગુહ્ય | જંઘા | પગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર સંખ્ય | ૩ | ૩ | ૨ | ૨ | ૨ | ૫ | ૧ | ૧ | ૨ | ૬ |
| ફળ | રાજ સન્માન | મિષ્ટાન્ન ભોજી | સુખ | ચોર | દાતાર | ચતુર | સંતોષી | ક્ષય | પરદેશ ભ્રમણ | અલ્પાયુ |

રવિચક્રં પ્રવક્ષ્યામિ બાલાનાં તુ હિતાય વૈ
યસ્મિન્નૃક્ષે ભવેત્સૂર્યાસ્તદાદૌ ત્રીણિ મસ્તકે

શીર્ષે ત્રીણિ મુખે ત્રીણિ એકૈકં સ્કંધયોર્દ્વયો:
એકૈકં બાહુ યુગ્મે ચ એકૈકં કરયોર્દ્વયો:
હૃદયે પંચ ઋક્ષાણિ એકં નાભૌ પ્રદાપયેત
એકં ગુહ્ય પ્રદેશે ચ એકૈકં જાનુનિ દ્વયો:
પાદે ચ ષટ્ ઋક્ષાણિ પાદયોશ્ચ નિયોજયેત્
પાદે ચાલ્પાયુષી ચૈવ જંઘે ચ ભ્રમણં ભવેત્

પરદારા રતિર્ગુહ્યે અસંતુષ્ટસ્તુ નાભિજે
હૃદયે ઇશ્વિરં વિદ્યાત્ પાણિભ્યાં તસ્કરો ભવેત
સ્થાન ભ્રષ્ટો ભવેત્ બાહ્વોઃ કંધે દશકંધરો ભવેત
મુખે મિષ્ટાન્ન ભોજી ચ પટબંધં તુ મસ્તકે
શતવર્ષાણિ જીવેદ્દેવ શિરે જાતુ ન સંશય:

સ્ત્રિયાકાર ચક્ર

રવિ રિસિથી જન્મરિસિ ત્રય શિરે દુઃખકાર
મુખે સપ્ત મીઠાં વચન કુખ આઠે પતિ ધાર ૩૪૧

હૃદયે નાભિ ત્રય ત્રય રિસિ સુખણી સુખ સંતાન
ત્રણ ગુજ્જે ગણિકા હુવૈ જનમ સમય એ જ્ઞાન ૩૪૨

સ્ત્રિયાકાર ચક્ર

| સ્થાન | માથું | મુખ | સ્તન | હૃદય | નાભિ | ગુહ્ય |
|---|---|---|---|---|---|---|
| સંખ્યા | ૩ | ૭ | ૮ | ૩ | ૩ | ૩ |
| ફળ | દુઃખદાઈ | મીઠીવાણી | પતિવલ્લભ | સુખી | સંતતિલાભ | વેશ્યા |

શનિ ચક્ર

શનિ વાસો નર અંગમાં ગિણીયે રિસી સત્તાવીસ
થાવર (નામ) રિસી દગ મુહ ઠવિ પીછે ગણો સુ જગીસ ૩૪૩

ગુજ્જે દુઇ નયણાં દુઇ તિય સિર પંચ હીયેણ
વામે હાથે ચઉ રિસી તિન્નઇ વામ પયેણ ૩૪૪
તિણ દિયો દાહિણ પગઇ દાહિણ કર ચઉ ઠાય
શનિ (નામ) રિસી આવઇ જીહાં તેહનો ફલ સમઝાય ૩૪૫
મુખે વિરોધ ગુજ્જે અસુહ નયણ મિલાવે મિત્ત
સિર ભૂપતિ હીયડે સુખી વામ કરે ચલચિત્ત ૩૪૬
બિહું પાયે પરિભ્રમણ કરૈ કરદાહિણ બહુ વિત્ત
થાવર વાસો હીર કહે ઇમ લીયો જોઇ વિચિત્ત ૩૪૭

શનિ ચક્ર

| સ્થાન | મુખ | ગુહ્ય | નેત્ર | માથું | હૃદય | વામ હસ્ત | વામ પગ | જમણો પગ | જમણો હાથ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| સંખ્યા | ૧ | ૨ | ૨ | ૩ | ૫ | ૪ | ૩ | ૩ | ૪ |
| ફળ | વિરોધ | અશુભ | મિત્ર લાભ | ભૂપતિ | સુખ | ચલ ચિત્ત | ભ્રમણ | ભ્રમણ | બહુધન લાભ |

રવિ પુરુષાકાર ચક્ર ઉપરથી આયુર્દા જાણવાની રીત

શિરે મુખે વરસાં સઉ ચુરાશી ખંધેણ
બાંહી બાણું જીવશે છ ઉણાં હત્થેણ
હીયે પચાસાં જીવશે નાભી જીવે ત્રીસ
જણુણી શું દુઃખ હોયશે પગે પુરાં વીસ

અથવા બીજી રીત—

જન્મની તિથિને ૧૩ થી ગુણવી. વારને ૨૦ થી ગુણવા. નક્ષત્રને ૯ થી ગુણવા, યોગને ૧૧ થી ગુણવા અને કરણને ૭ થી ગુણી બધા ગુણાકારોનો સરવાળો કરવો અને તેને ૧૦૦ થી ભાગ આપવો. જેટલા શેષ વધે તેટલા વર્ષનું આયુઃ જાણવું.

ત્રીજી રીત—

તિથિને ૧૩ થી ગુણવા, વારને ૨૩ થી ગુણવા, નક્ષત્રને ૯ થી ગુણવા, યોગને ૧૧ થી ગુણવા અને તેમાં જન્મ નક્ષત્રની ઘડીયો યુક્ત કરવી. બધાનો સરવાળો કરી તેને સોથી ભાગ આપવો. બાકી રહે તેટલાં વર્ષનું આયુર્દા સમજવું.

જન્મકુંડલીનાં ફળ

હીર કહે શશી બુધ ગુરૂ ભૃગુ તનુ ભુવન સુહાઇ
રવિ મંગળ શનિ રાહ તે નર કીર્તિ દુઃખદાઇ ૩૪૮

ધન ભુવને સવિ ક્રૂર ગ્રહ લક્ષ્મી હાનિ કરેઇ
સૌમ્ય ગ્રહ સવિ હીર કહે રિદ્ધિ સિદ્ધિ ફલ દેઇ ૩૪૯

સહજ ભુવને ક્રૂર સવિ ભાઈની આપે હાણ
હીર કહે ત્યાં સૌમ્યાં સવિ આવ્યા કરે કલ્યાંણ ૩૫૦

હીર કહે ચઉથે ભુવન ક્રૂર કષ્ટ સાબાપ
જો ગ્રહ આવે સૌમ્ય સવિ સુખ દાતા સુવિશાલ ૩૫૧

પંચમે ભુવનૈ હીર કહે શુભકારી સવિ સાૈમ્ય
ક્રૂરાં સંતતિ હાનિકર હોય કુપુત્ર જો ભૌમ ૩૫૨

ક્રૂરાં છઠ્ઠઇ સ્થાનકે વઈરીયાં કરઈ વિણાસ
સૌમ્યાં વ્યાધિ વધારહી હીર ચંદ્ર મૃત પાસ ૩૫૩

સપ્તમ ભુવને ક્રૂર સવિ સૌમ્યાં સવિ સુખકાર
સુર ગુરૂ શુક્રાં હીર કહે શશીવક્રની ધરનાર ૩૫૪

અષ્ટમ સ્થાનકે અષ્ટ ગ્રહો આવ્યા કરે અંદોહ
હીર કહે વલી શશી બુધને મૃત વધારે મોહ ૩૫૫

હીર કહઇ ધરમ ભુવને પાપી પાપ કરંત
ધરમ કરમ તિહાં સૌમ્યાં સવિ શશી ગુરૂ ભૃગુ બુધ દંતી ૩૫૬

કર્મ ભુવન તો હીર કહે ક્રૂર કરે દુર ભણી
સૌમ્ય સૌભાગી સુખ દીએ પામી ધરમ પસાઇ ૩૫૭
આય ભુવન ઇગ્યારમેં નવગ્રહ વસ્યા જે હીર
રિદ્ધિ વૃદ્ધિ આવ્યા કરે સુખ સંપજે શરીર ૩૫૮
હીર કહે સવિ વ્યય ભુવને નવગ્રહ સાંહે કોઇ
આવઇ તો ઘર હાની દીએ કાણું કુલક્ષણા હોઇ ૩૫૯

સ્તનપાન

પુષ્ય પુનર્વસુ મૂલ મઘા ઉત્તરાત્રય વિશાહ
રવિ ગુરૂ શશી બુધ શુક્રસું સ્તનપાન ગજગ્રાહ ૩૬૦

સ્તનપાન ઉપરનાં નક્ષત્રોમાં કરાવ્યા બાદ જન્મ પછી બારમા દિવસે બાળકને સૂર્યનું દર્શન કરાવવું જોઇએ. કેટલાકના મતમાં સૂર્ય દર્શન ચોથા મહીનામાં કરાવવાનું છે. સૂર્ય દર્શનને નિષ્ક્રમણ કહે છે અને તે ચોથામાં કરવાનો ઘણાનો મત છે.

સ્યાદ્વાદશેઽહિ શુભદે રવિદર્શનં ચ સૌમ્યગ્રહાર્કે દિવસે ન
ચ બાલકાનામ્
સૂર્યસ્ય દર્શનમિદં પ્રથમં શિશૂનાં માસે ચતુર્થપ્રમિતે
ગમનોક્તધિષ્ણ્યૈઃ

બાલકારોહણ-ઘોડીયું બાંધવાનું

રેવતી ઉત્તરા મૂલ કર મૃગશિર પુષ્ય રિસીય
શુભ વારે સુત પારણે પોઢે સદા સુખીય ૩૬૧

નામ પાડવાનું મુહૂર્ત

શ્રવણ ત્રય રેવસ્સણિ ઉત્તર તિય કત્તિય (કરતિય)
રોહિણી હુમ પુનર્વસુ હુગાં અનુરાહાં રિસી લીય ૩૬૨
હીર કહઈ સુરગુરૂ ભૃગુ શશી બલ સુધો લેઇ
નંદા પૂરણા જયા તિથિ બાલક નામ ઠવેઇ ૩૬૩

અન્નપ્રાશન

ઉત્તર તિય સજણાંઈ તિય હાથાંતિય અનુરાહ
રેવય દુમ પુણવસુ દુગાં રોહિણી દોઇ રિખાંહ ૩૬૪
શશી બુધ ગુરૂ ભૃગુ હીર કહે પાંચમે છઠ્ઠઇ માસ
પ્રથમ અંન તો તે દિને દઈને પુરો આશ ૩૬૫

કર્ણ વેધ

ઉત્તરાત્રય મૃગ શ્રવણુ દોય રેવસ્સણી અનુરાહ
હસ્ત દ્વય પુનરવસુ દુગાં એ રિસી હીર કહાઈ ૩૬૬
વાર શનિશ્ચર પરિહરો અવર વાર સવિ લેઇ
બાલક કાન વિંધાવીંઇ હાથ મીઠાઇ દેઇ ૩૬૭

જન્મ પછી બારમા દિવસે મુહૂર્ત જોયા વગર પણ બાળકને પારણામાં સુવારાય છે. તેમજ તે દિવસે નામ પાડવામાં આવે છે. રીવાજ એવો છે કે બાળકનું નામ પાડી પછી તેને નવા ઘોડીયામાં સુવારે છે. અને આ નામને જન્મનું નામ અથવા ઘોડીયાનું નામ કહે છે.

છોકરીનો જન્મ હોય તો ૧૩ મે દિવસે પારણું બાંધવું. જો આમ ન બન્યું હોય તો ૧૬, ૧૮, ૨૨ કે ૩૨ મા દિવસે પારણું બાંધવું. અને તેમાં મુહુર્તમાં બતાવેલા નક્ષત્રો લેવાં. અમાસ, ગ્રહણ અને શ્રાદ્ધાદિની તિથિઓનો ત્યાગ કરવો.

પૌષ્ણાશ્વિ ધાતૃ કરવાસવ વારુણેષુ
ચિત્રાનિલાદિતિ બૃહસ્પતિદૈવતેષુ
વારેષુ સૌમ્ય શશિસૂર્યસુરેજ્યશુક્રે
ત્વાંદોલનં નિગદિતં ખલુ બાલકાનામ્

અર્થાત્–રેવતી, અશ્વિની, રોહિણી, હસ્ત, મૂલ, શતભિષા, ચિત્રા, સ્વાતિ, પુનર્વસુ અને મૃગશીર્ષ એ નક્ષત્રોમાં તેમજ બુધ, સોમ, રવિ, ગુરુ અને શુક્ર એ વારમાં બાળકને પારણામાં સુવાડવું.

કેટલાકના મતમાં એમ છે કે-ભદ્રા તિથિ ૨-૭-૧૨, જયા તિથિ ૩-૮-૧૩, સોમ બુધ, શુક્ર તથા ગુરુવારે, શ્રવણ, ધનિષ્ઠા, પુનર્વસુ, પુષ્ય, રેવતી, અશ્વિની, સ્વાતિ, હસ્ત, અને ચિત્રા એ નક્ષત્રોમાં જન્મથી બારસે દિવસે પારણામાં બાળકને સુવાડવું.

ઘોડીયા ચક્ર—

સૂર્યનક્ષત્રથી દિનનક્ષત્ર સુધો ગણવું. ૧ થી ૫ પૂર્વમાં, ૬ થી ૧૦ દક્ષિણે, ૧૧ થી ૧૫ પશ્ચિમમાં, ૧૬ થી ૨૦ ઉત્તરમાં અને ૨૧ થી ૨૭ ને વચ્ચે મૂકવાં જેમકે—

પૂર્વનું ફળ શ્રેષ્ઠ અને બાળક નિરોગી રહે તેવું છે. દક્ષિણે બાળક રોગી રહે માટે નેષ્ટ, પશ્ચિમે બાળક દીર્ઘાયુઃ થાય માટે શ્રેષ્ઠ અને ઉત્તરમાં બાળક સુકાતું જાય માટે નેષ્ટ છે. વચ્ચેનાં ૭ નક્ષત્ર સર્વશ્રેષ્ઠ છે.

### પ્રથમ દાંત ઉગે તેનું ફળ

માતા પિતા મંગળ કરઇ બાલક જન્મઈ બાર
પણ તે સ્યું દંત વિચાર છે તે સૂણજો નરનાર ૩૬૮
જો જાયઈ શિશુ દંત સમ તવ કુલ છેદ કરંતિ
બીજૈ માસૈ કષ્ટ ત્રીજ ત્રીજે પિતા મરંતિ ૩૬૯
ચોથે બડ બંધવ કષ્ટ પંચમૈ ઘર સુખવાસ
છઠ્ઠે દ્રવ્ય નસાવહી સત્તમે સહુ વિણાસ ૩૭૦
અષ્ટમે સુખદાતા સવૈ જાણો ગુરૂ મુખ ભેદ
હીર કહે ઇમ દાંતરો ઇમ બોલીયો વેદ ૩૭૧

જે બાળક દાંત સહિત જન્મે તે તરતજ મરી જાય. અને કદાપિ જીવે તો રાજા થાય.

દાંત ઉગવાનું માસ પરત્વે ફળ—

પ્રથમે માસે સંજાતો દંતો હંતિ કુલં તવઃ

દ્વિતીયે જાતદંતસ્તુ સ્વયં તાતં ચ હંતિ વા
તૃતીયે ચ પુનર્માસે પિતરં વા પિતામહં
તુર્યે માસે ચ દંતોઽયં જાતો ભ્રાતૃવિનાશકઃ
હસ્ત્યશ્વકરભાન્વૃષાન્પંચમે પુનરાનયેત્
માસે કરોતિ ષષ્ઠે તુ સંતાપં કલહં કુલે
નાશયેત્ સપ્તમે માસે ધનધાન્યગવાદિકમ્

દાંત ઉપર નીચે ઉગે તેનું ફળ—

પ્રથમં દંતનિર્મુક્તિરૂર્ધ્વં બાલસ્ય ચેદ્ભવેત્
ક્લેશાય માતુલસ્યેહ તથા પ્રોક્તા મહર્ષિભિઃ
તૈર્વા સહ યસ્ય સ્યાત્ જનનં બાલકસ્ય ચ
માતરં પિતરં ખાદેદાત્માનં વાપિ માતુલાન્
તત્ર શાંતિં પ્રકુર્વીત નાન્યથા સુખ માપ્નુયાત્
—રુદ્રયામલે

માસ પરત્વે સ્પષ્ટિકરણ—

પહેલા માસમાં દાંત ઉગે તો બાલક પોતે મૃત્યુ પામે. બીજામાં ઉગે તો ભાઈનું મૃત્યુ થાય. ત્રીજામાં બ્હેન, ચોથામાં માતા અને પાંચમામાં ઉગે તો મોટાભાઈનું મૃત્યુ થાય. છઠ્ઠામાં ઉગે તો મંત્રજીવી થાય. સાતમાંથી લઈ બારમા માસ સુધીમાં દાંત ઉગે તો બાળક તેમજ તેનાં માતાપિતા વગેરે સુખી થાય.

## મૂંડન

**મુંડણ કર રેવતી અસ્સની મૃગ કર શ્રવણ ધનિઠ્ઠ**
**પુષ્ય પુનર્વસુ શતભિષાં ચિત્તા સાતી જીઠ્ઠ ૩૯૨**
**પડિવા બીય તીય પંચમી સત્તમી દશમી ઇગ્યાર**
**બારસ તેરશ પૂરણીમા હીર કહે શુભવાર ૩૭૩**

મુહૂર્ત ગણપતિમાં ઉત્તરાષાઢા નક્ષત્ર લીધું છે. બાળકને પ્રથગ વાળ ઉતારતાં ઉત્તરાયનનો સૂર્ય, શુકલ પક્ષ અને સોમ, બુધ, ગુરુ તથા શુક્ર એ પૈકીનો એક વાર લેવો. મેષ, કર્ક,

સિંહ, તુલા, વૃશ્ચિક તથા મીન એ ૭ લગ્ન લેવાં, છઠ, આઠમ, રિક્તા ને અમાસ એ તિથિઓ વર્જિત કરવી ને બીજા અવજોગ તજવા.

પુનર્વસુદ્વયે જ્યેષ્ઠા મૃગે ચ શ્રવણેદ્વયે
હસ્ત ત્રયે ચ રેવત્યાં શુદ્ધપક્ષોત્તરાયણે
લગ્ને ગોસ્ત્રીધનુકુંભમકરે મન્મથે તથા
સૌમ્યવારે શુભેયોગે ચૂડાકર્મ સ્મૃતં બુધૈ:
ચૂડાકર્મણિ હેયાસ્તુ જન્મમાસશ્ચ જન્મભં
રિક્તા ષષ્ઠી ચ પર્વાણિ પ્રતિપચ્ચ તિથિસ્વપિ
ગુરુભાર્ગવયોરસ્તે બાલવાર્ધકયોરપિ
કેતૂદ્યેઽપિ નૈવ સ્યાન્માર્ગે જ્યેષ્ઠે તથા ક્ષુરમ્
મુહૂર્ત્ત ગણપતિ–પૃ. ૭૨ શ્લોક–૪૬–૪૭

મુંડને=ક્ષૌરે નિષેધ નક્ષત્રો.

ભાવાર્થ–૧ વર્ષમાં. મઘા નક્ષત્રમાં. ૫ વખત કરાવે તો મૃત્યુ થાય.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ,, | કૃતિકા | ,, | ૬ | ,, | | ,, |
| ૧ | ,, | અનુરાધા | ,, | ૩ | ,, | | ,, |
| ૧ | ,, | રોહિણી | ,, | ૮ | ,, | | ,, |
| ૧ | ,, | ઉ. ફા. | ,, | ૪ | ,, | | ,, |
| ૧ | ,, | મૂલ | ,, | ૧ | ,, | | ,, |
| ૧ | ,, | ૩ ઉત્તરા | ,, | ૮ | ,, | | ,, |

૨–૪–૬–૮–બ્રહ્મા સમાન હોય તો પણ ન જીવે.

અપવાદ–શ્લોક–૪૮ બ્રાહ્મણ કે રાજાની આજ્ઞાથી કરાવે તો દોષ નહિં
અગ્નિહોત્રી–કેદમાંથી છુટીને–મૃતક સૂતક માટે–દીક્ષામાં ,,
કાર્યે નિષેધ ભોજન કર્યા પછી–તૈલાદિ લગાવ્યા પછી–

(ઉવટનલગાનેબાદ)

વ્રતના દિવસે યાત્રા=પ્રયાણ દિને યુદ્ધ સમયે સંધ્યાદિ કર્મ કર્યા પછી–રાત્રિના સમયે બે વખતની સંધિમાં–

પુનઃ તિથિયો નિષેધ ૧-૪-૬-૯-૮-૧૪-ને અમાસે અને પર્વણી તિથિયોમાં ક્ષૌરનિષેધ-તથા પાછલ કરાવેલી હજામતથી નવમે દિવસે-શ્લો. ૫૧-૫૨

અને થોડી અવસ્થાનું બાલક-સ્નાતક-રાજા યોગીંદ્ર-ગર્ભિણીનોપતિ. અથવા જેના માતા પિતા જીવતા હોય એમણે સંપૂર્ણ શિર મુંડન કરાવવું નહિ.

હજામત વખતે બોલવાનાં કલ્યાણકારી વાકયો શ્લો. ૫૩-પૃ. ૭૩-

केशव मानर्तपुरं पाटलिपुत्रं पुरीमहिच्छत्राम् ॥
दिति मदिर्ति च स्मरतां क्षौर विधौ भवति कल्याणम् ॥

પુનઃ પૃષ્ઠ-૫૨ મુંડન મુહૂર્તની સમજણ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વારે નિષેધ- | રવિવારે હજામત કરાવવાથી | ૧ | માસનું સુખ | ઘટે છે. | |
| | શનિવારે | ,, | ૭ | ,, | |
| | મંગલ | ,, | ૮ | ,, | |
| શ્રેષ્ઠ વાર- | બુધવારે | ,, | ૫ | ,, | વધે છે. |
| | સોમવારે | ,, | ૭ | ,, | ,, |
| | શુક્રવારે | ,, | ૧૧ | ,, | ,, |
| | ગુરૂવારે | ,, | ૧૦ | ,, | ,, |

વિદ્યારંભ

વિદ્યા મૂખ પૂ.ભાસ્સણિ કર મૂલાં પૂર્વાહ
ચિત્રા વિશાખા સરવણાં આર્દ્રા અસલેશાંહ ૩૭૪
પુષ્ય પુનર્વસુ સાઇયાં શતભિષાં પડિવા બીજ
દશામી ઇગ્યારસ તેરસી સાતમી પાંચમી તીજ ૩૭૫
બુધ ગુરૂ ઉત્તમ હીર કહે મધ્યમ ભગુ શશી સૂર
થાવર મંગલ વાર બે વરજી વજાવો તૂર ૩૭૬

અથ તિથિ વાર નક્ષત્રે પ્રથમ વિદ્યા ભણવાનું મુહૂર્ત.—

નક્ષત્રો-મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, અશ્લેષા, પૂર્વાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, મૂલ, પૂર્વાષાઢા, શ્રવણ, શતભિષા અને પૂર્વાભાદ્રપદ.

યાત્રા વખતે જીવિત મૃત પક્ષે રાહુ વિચાર—

શલાકા સપ્તકં ચક્રમીશાદૌ કૃત્તિકાદિકમ્
અષ્ટાવિંશતિનક્ષત્રં સાભિજીત સવ્યમાલિખેત્ ॥
યત્ર રૂક્ષે સ્થિતો રાહુ ર્વદનં તત્ વિનિર્દિશેત્ ॥
મુખાત્ પંચદશો ૧૫ રૂક્ષેત્ તસ્ય પુચ્છં વ્યવસ્થિતમ્ ॥૧॥
રાહુ ભુક્તાનિ રૂક્ષાણિ જીવપક્ષે ૧૩ ત્રયોદશ ॥
ત્રયોદશૈવ ભોગ્યાનિ મૃતપક્ષઃ પ્રકીર્ત્તિતાઃ ॥૨॥
જીવપક્ષે ક્ષમાનાથ મૃતપક્ષે રવૌસ્થિતમ્ ॥
તસ્મિન્ કાલે શુભાયાત્રા વિપરીતાતુ હાનિદા ॥૩॥
ચંદ્રાદિત્યૌ યદાયુક્તૌ જીવપક્ષે વ્યવસ્થિતૌ
તત્ર ક્ષેમં જયં લાભં યાત્રા કાલેન સંશયઃ ॥૪॥
મૃતપક્ષે યદાકાલે સંસ્થિતૌ ચંદ્ર ભાસ્કરૌ
તદાહાનિ ર્ભયં ભંગો મૃત્યુ યાત્રા ફલં મતમ્ ॥૫॥
જીવપક્ષે સ્થિતે ચંદ્રે કાર્યં સ્યાદમૃતોપમમ્ ॥
મૃતપક્ષે મૃતંજ્ઞેયં યતશ્ચંદ્ર બલાબલમ્ ॥૬॥
નતિથિ ર્ન ચ નક્ષત્રં નવારો ન ચ ચંદ્રમા
લગ્નમેકં પ્રશંસંતિ ત્રિષડેકાદશે રવૌ ॥૭॥

૩–૬–૧૧ —નરપતિ જયચર્યા

ઇતિ રાહુ વિચાર

આનું બીજું નામ દ્વિધાંગરાહુ ચક્ર છે. એટલે બે પ્રકારે છે.

૧ ઈશાને કૃત્તિકાથી.

૨ જે નક્ષત્રે રાહુ ત્યાંથી.

૧ મુખમાં ને બીજાં ૧૩ કુલ ૧૪ વળી ૧૩ બીજાં ને ૧ પુછમાં કુલ ૧૪ એમ સમજાય છે.

યુધ્ધે જતાં વિશેષ

**તિથિ ત્રિગુણી દિન મિલી માંહી ઠવિત્રિહું ભાગે દેઈ**
**વધતે અંક શશી ઇગ જલહિ દુગ થલ તીય ગગનેહ ૬૮૪**

જીવપક્ષ

મુખ કૃ રો મૃ આ પુન પુ આશ્લે

મઘા પૂફા ઉફા હ ચિ સ્વા વિ

મૃતપક્ષ

જલ પાળો થલ ઘોડો અગન ચડીયો શરીર
ધાઓ વહે ઝઝુંતડે એમ બોલૈ ગુરૂ હીર ૬૮૫

કુલાકુલ નક્ષત્ર

કુલ રિસી હિન મૃગ ઉત્તરા પૂ.ફા પુષ્ય વિશાહ
ચિત્ત ધનિષ્ઠા અસ્સણિ કૃતિક મૂલ મઘાહ ૬૮૬
હિવૈ અકુલ શતભિષ ભરણી શ્રવણ સ્વાતિ હત્થ
જ્યેષ્ઠા પુનરવસુ રોહિણી પૂર્વાષાઢા સત્થ ૬૮૭
આદ્રા પૂભદ્દ રેવતી અનુરાધા અશલેષ
એહ કુલાકુલ હીર રિસી હિવઇ સુણો વિશેષ ૬૮૮
કુલ રિસી જીતે પુરધણી થોડા સૈન્ય સંગાથ
અકુલે જીતે આવીયો કુલાકુલે હોઈ વાત ૬૮૯

અથ રાશી પરત્વે ચંદ્રનો જલ સ્થલાદિમાં વાસો—

મેષાદિ કર્ક જલે ચંદ્ર સિંહાદિ વૃશ્ચિક થલે ચંદ્ર ।
ધનાદિ મીન ગગને ચંદ્ર જલે જલ ચંદ્રો મારયતિ
થલે થલ ચંદ્રો મારયતિ ગગને ગગન ચંદ્રો મારયતિ ॥૧॥

પાઠાંતરે—

મેષાદ્યાગત રાશૌ તિથ્યાદૌ ચ મિશ્રિતા
હરેત્ રામ ગુણૌ ભાગૈઃ શેષં ચંદ્રં વિનિર્દિશેત્ ॥ ૧ ॥
એકેન જલગતો જ્ઞેયો દ્વાભ્યાં સ્થલગતઃ શશી ।
શૂન્યે સ્વર્ગં વિજાનીયાત્ ત્રિવિધં ચંદ્ર લક્ષણમ્ ॥ ૨ ॥

સૂર્ય કાલાનલ

રવિ કાલાનલ ચક્ર લખી ત્રયણે ત્રિશૂલ કરેહ
તિરછી રેખા ત્રય લિખી કુણે દુઅ દુઅ રેહ ૬૯૦
ઉરધ કુણે દુઅ સિંગ વિચ મધ્યે ત્રિશૂલ તલેહ
રવિરિસીથી થાપી અભિચઝું સ્રષ્ટયાકાર લિખેહ ૬૯૧
નામ નક્ષત્ર હુવૈ જિહાં તિય તલે શૂલવંધેય
ઉવરિ મરણુ બિહું સિંગે વલી અવરે નવ જો એહ ૬૯૨
સૂરજ કાલાનલ સમો ચક્ર ન દિસે આદિ
હીર કહે તે જોઇ લયો વિગ્રહ વ્યાધિ વિવાદિ ૬૯૩

પાઠાન્તર

સૂરજ કાલાનલ તણી તિરછી લખી ત્રણ રેહ
ત્રય રેખા ઊભી પિછે ખૂણે ઇમ ઇગ દેહ ૬૯૪
તિરછી રેખ બિહું દિસાં દો દો અંક ઠવેહ
ત્રિણ અંક તિહું ઉપરે ઇગ ઇગ દે અવરેઈ ૬૯૫
રવિ રિસી વચલી લીહ તલી થાપી સૃષ્ટિ જિણેહ
આવઇ રોગી જનમ રિસી માંહે અભિચ લિખેહ ૬૯૬

ત્રિહું ન જીવઈ કષ્ટ તલિ બિહું અંકે દીયે ધીર
ચિહું ખુણે નિરોગ ફલ ઇમ બોલઇ ગુરૂ હીર ૬૯૭

ભંગો ભવેત્ શૃંગ યુગે ત્રિશૂલે મૃત્યુસ્તથાધઃ સ્ત્રીયઃ ક્રમેણ ।
ચિંતા વધશ્ચ પ્રતિબંધનાની જયોર્થલાભઃ સ્ત્યપરેષુ ભેષુ
વાદ પ્રયાણા મય સંગરેષુ કાલાનલં સૌરમિદં વિલોકયં ॥

ચંદ્ર કાલાનલ

શશી કાલાનલ ચક્ર લિખી માંહી ઠવિજૈ કુંડ
કુંડ વિચાલે બિંદુમત ચાર ત્રિશૂલાં મંડ ૬૯૮
દિનરિસી ત્રિશૂલ ઉપર ધરી પાછે સ્રષ્ટિ ગિણેઇ
હીર કહે નર રિસી જિહાં તેહનો અરથ જાણેઇ ૬૯૮
ચંદ્ર ત્રિશલે મરણ હુવેઈ બારહ રિસી ઇમ જાણી
આઠ બાહિરી કષ્ટ કરઈ ચંદ્ર ગર્ભ સુખ આણી ૭૦૦

રણ પ્રયાણાદિષુ જન્મભંચેત્ ત્રિશુલગં મૃત્યુકરં પ્રદિષ્ટં ।
સ્વર પ્રવિણૈર્ગદિતં સુનિંદ્રૈરંતર બહિસ્થાં બહુલાભકારી
રૂક્ષં ત્રિશૂલ મધ્યસ્થં ચંદ્ર રૂક્ષાદિ યોજયેત્ ॥

યમદંષ્ટ્રા ચક્ર

નવ નવ બિંદુ ત્રય દિશિ ફરતો હોય અહિરૂપ
થાપિ ત્રય દિશિ બિંદુ નવ ત્રિહું વયણે વિસ કૂખ ૭૦૧
ચિહું કણે બિહું બિંહુને બેહુ કહી યમદાઢ
દિન રિસી આદે જન્મરિસી ગણિએ મોટે આઢ ૭૦૨
વાદ વેધ વિગ્રહ નસટ તાવ ચઢીયે અહિદષ્ટ
હીર કહે જમદાઢ બહીં તો વરજીજે મન સુદ્ધ ૭૦૩

વળી પાઠાંતરે યમદાઢ ચક્ર—

નવોર્ધ્વગાનિ ધિષ્ણ્યાનિ નવતિર્યગ્મુખાનિ ચ ।
અધોગતાનિ ધિષ્ણાનિ નવ ચૈવ વિનિર્દિશેત્ ॥૧॥

ચતુર્નાડી ગતો વેધો મધ્યે ઋક્ષ ત્રયોજિજતઃ ।
સર્પાકારસ્ય ચક્રસ્ય કાલચક્રં પ્રજાયતે ॥૨॥
ત્રીણિ મધ્યગતર્ક્ષાણિ તાનિ કાલમુખાનિ ચ ।
કોણ સ્થિતે ચ દ્વે ધિષ્ણ્યે યમદંષ્ટ્રા દ્વયં મતં ॥૩॥
દિનર્ક્ષમાદિતઃ કૃત્વા નામર્ક્ષ યત્ર સંસ્થિતં ।
મુખદંષ્ટ્રા ગતે મૃત્યુઃ શુભમન્યત્ર સંસ્થિતે ॥૪॥
જવરિતે નષ્ટ દષ્ટ્રે ચ વિવાદે વિગ્રહે રણે ।
કાલદંષ્ટ્રાસ્યગં નામ યસ્ય તસ્ય મહદ્ ભયં ॥૫॥

નોંધ—વચલા ગાળામાં ત્રણે મીડાં ૩–૩–૩=૯ તે કાલમુખ નક્ષત્રો છે. ઉપર બે બાજુનાં બહારનાં મીંઢાં તે બે દાઢો છે. કુલ ૨૭ નક્ષત્રો છે વિશેષે તાવ આવે તે વેળાનું નક્ષત્ર લઈને જન્મ નક્ષત્ર સુધી ગણતાં–પ્રયાણ કરતી વખતે, ઝઘડો કરતાં અને લડાઇ કરતાં–આ ચક્ર જોવાનું છે.

### નરચ્યે બાર વાહન

**બારહ વાહન પરખિ હયો અજ વૃષ મહિષ મરાલ**
**કુકર વાયસ સિંહ છાગ રાસભ દશમો શિયાલ ૭૦૪**
**મુષો ને બારમો ગરુડ આદિ દિન રિસી લેઇ**
**આવી જૈ નરરિસી લગે બારહ ભાગે દેઈ ૭૦૫**
**વધત અંક વાહનમિણો નામ સરિસાં પરિણામ**
**હીર કહે ભુંડે ભુંડાં ભલે ભલાં હુઈ કામ ૭૦૬**

### નવ વાહન

**હંસ કાગ મૃગ હય સુણહ ગય હરિ જંબૂક મોર**
**એ નવ વાહન દિન પ્રતઇ ભિણિયઇ ચતુર ચકોર ૭૦૭**
**જન્મરિસીથી દિનરિસી આંણી દે નવ ભાગ**
**(એક) વધતો હંસ સુખીકરઈ માઠો ફલ થઈ કાગ ૭૦૮**
**મૃગ સમ તુરીયાં લાભ બહુ કુકર કલહ કરંતિ**
**લિખમી આપઈ હાથીયઉં કેસરી પિસુણ મરંતિ ૭૦૯**

કાજ હાંણી જંબૂક કરઈ મોર દીયઈ બહુ ભોગ
હીર કહઈ જોઈશ અહીં એહ ફલઈ બહુ જોગ ૭૧૦

પાઠાંતરે

નર વાહન નવ હીર કહઈ રાસભહય અય મહિષ
જંબૂક કાગ અનઈ સુણહ મોર હંસ પભણેશ ૭૧૧
રવિરિસીથી નામરિસી જોડી ભાગ નવ દેઇ
વધતો નરવાહન જિણો પાછઈ ફલ બુઝેઇ ૭૧૨
લચ્છી હાની રાસભ કરઈ ધન આપઈ રેવંતિ
હાથી સુખ સંપત્તિ દીએ મહિષે મરણ કહંત ૭૧૩
જંબૂક દુખદાઈક સદા કેસરી પિસુણ હણેઇ
કાગઈ રોગ મોરઈ અરથ જયપદ હંસ ભણેઇ ૭૧૪

અથ યુદ્ધચક્ર

લડવા જનારો જીતશે કે તે સ્થાનનો માલીક જીતશે તે માટે જોવું.

દ્વાદશારં લિખેચ્ચક્રં મેષાદિ દ્વાદશાન્વિતં
ક્ષેત્રયુગ્મં પુનસ્તત્ર જ્ઞેયંભાસ્કર ચંદ્રયો: ॥૧॥
સિંહાદિ મકરાંતં ચ ભાનુક્ષેત્રં ન શંસય:
કુંભાદિ કર્ક્ક પર્યંતં ચંદ્રક્ષેત્ર મુદાહૃતં ॥૨॥
ચંદ્રક્ષેત્રંગતે સૂર્યે ચંદ્રે તત્રૈવ સંસ્થિતે
યાયિનો વિજયંયુધ્ધે સ્થાયિનો ભંગમાદિશેત્ ॥૩॥
સૂર્યક્ષેત્રં ગતેચંદ્રે સૂર્યે તત્રૈવ સંસ્થિતે
યાતુ મૃંત્યુજયંસ્થાતુ ઇત્યુક્તમાદ્યિયામલે ॥૪॥
સૂર્યાંગે સંસ્થિતે સૂર્યે ચંદ્રેચદ્રાંગ સંસ્થિતે ॥
તદાકાલે ભવેત્ સંધિ: (સીદ્ધિ) યુદ્ધમેતદ્વિપર્યયે ॥૫॥
કર્ત્તવ્યાં યદિ ચંદ્રાર્કૌ સંહાર: સેનયોદ્રયો:
યાત્રા વા યુધ્ધકાલે ચ ચક્રમેતદ્વિલોકયેત્ ॥૬॥

ઈતિ યુદ્ધચક્રમ્ ॥

| કું | મી | મે | વૃ | મિ | કર્ક | ચંદ્રધર |
|---|---|---|---|---|---|---|
| સિં | ક | તુ | વૃ | ધ | મ | સૂર્યધર |

ચંદ્રને ઘેર ચંદ્ર હોય અને સૂર્ય ચંદ્રમાને ઘેર હોય તો જે લડવા જાય તે જીતે સ્થાનકનો ધણી હારે. સૂર્યને ઘેર સૂર્ય હોય અને સૂર્યને ઘેર ચંદ્રમા હોય તો લડવા જનારનો ક્ષય થાય ને સ્થાનકનો ધણી જીતે. ચંદ્રને ઘરે ચંદ્રમા હોય સૂર્યને ઘરે સૂર્ય હોય તો એ બેઉને સિદ્ધિ (સંધિ) મેળ થાય. યુદ્ધનો નાશ થાય.

યુદ્ધાદિમાં ઉપયોગી ઘાત નરચક્ર

નરચક્રં નરાકારમષ્ટાવયવ સંયુતમ્
યેન વિજ્ઞાનમાત્રેણ ક્રિયતે ઘાતનિર્ણય: ॥
મુખૈકં મસ્તકે ત્રીણિ હસ્તે પાદે ચતુશ્ચતુ:
હૃદિ પંચ ત્રિકં કંઠે સાભિજિદ્ધાનિ વિન્યસેત્ ॥
કૃત્વા યોધભમાદૌ તુ મુખે મસ્તક વામકે
હસ્તપાદોદર ગ્રીવાદક્ષહસ્તાંઘ્રિ ગણ્યતે ॥
યત્રાંગે ભાનુભૌમાર્કિરાહવો ધિષ્ણ્યસંસ્થિતા
તત્રઘાતં વિજાનીયાચ્ચંદ્રયોગે વિશેષત: ॥
ગ્રહભુક્તિ પ્રમાણેન નવાંશક ક્રમેણ ચ
પ્રહારો જાયતે તત્ર વૈ દ્વિગુણસંખ્યયા ॥
નિજભે ત્વર્ધઘાતં ચ પાદોનં મિત્રભે ગ્રહે
ઉદાસીને ભવેત્સર્વં દ્વિગુણં શત્રુગે ગ્રહે ॥
દ્વિર્દ્વાદશે ભાનુચંદ્રૌ ત્રિરુદ્ર શનિમંગલૌ
શુક્રેન્દુજે વેદદશૌ પંચાંકે રાહુ વાક્પતી ॥
ષષ્ટાષ્ટકે કેતુ શુક્રૌ સમાર્ધ કંટતીક્ષ્ણગૂ
નૃરાશૌ ર્દશ્નતશ્ચતે ગ્રહા ઘ્નંતિ રિપું મહત્ ॥

નાભિશ્રોત્રમુખે ચંદ્ર: પૃષ્ટકોષ્ઠે બુધસ્તનૌ
ભૌમાર્કૌ દંડહૃદ્દ્રગ્મંધે ગુરુરુદરે ગુદે ભૃગુઃ ॥
બાહુકર્ણે તથાસ્યે ચ સ્વર્ભાનુ: સ્કંધકર્ણયોઃ
કાલ: કરતલે યસ્ય બાહુકક્ષાં ધરાભવઃ ॥
કેતુર્દંડે ત્રિધા હંતિ મુખે શીર્ષોદરે રવિ:
ક્ષિતિ વર્ણૈર્યુતા વેધા ગ્રહાઘાતસ્ય લક્ષણમ્ ॥
શત્રુભે મિત્રઘાતેપિ રિપુણા તસ્ય હોરયા
મ્રિયતેરિ: સ્વર્કે લગ્ને શત્રુઘાતેપિ હન્યતે ॥
એકોપ્યનેકઘાતાંશ્ચ કરોતિ ભૂખલોન્જિઝત:
ભૂબલસ્થે ભટે ખેટા સ્થિતા ઘાતં ન કુર્વતે ॥
યત્ર તત્ર સ્થિતો ઘાતો યત્ર તત્ર સ્થિતો નહિ
તત્ફલં કથયિષ્યામિ ગ્રહ ભૂમિબલાત્પુન: ॥
ક્રૂરાઘાતં ન કુર્વન્તિ દક્ષપૃષ્ઠગતા રણે
સંમુખા વામગા એતે યોધાંગે ક્ષતકારકા: ॥
દક્ષિણાંગ ગતા ક્રૂરા: સૌમ્યા વામાંગસંસ્થિતા:
શિરશ્છેદે સમુત્પન્ને ભટેધાવતિ સન્મુખમ્ ॥
યસ્ય વામાંગગા ક્રૂરા સૌમ્યા યસ્ય ચ દક્ષિણે
તસ્ય ભંગો રણે નૂનં યદિ શૂરો મહાભટ: ॥

---

# વાસ્તુ

### ગામ સાથે લેણદેણ

ગામ નામ વરગ અંક બે લખીએ એકે ઠાઈ
આઠે ભાગે દીજતાં વધતો ફલ કહાઈ ૭૧૫
જો આગે સો આગહી પાછે ઠવિ વિપરીત
આઠે ભાગે જો શૂન્ય હુવૈ તો હીર કહે તે પ્રીતિ ૭૧૬

### ગામ વાસા ફળ

હીર કહે ગામ રિસિથી ગણીએ નામ રિસીય
પાંચ શીશ બહુ લાભ કર ત્રિણ વદને દુખ દીય ૭૧૭
હીયે પંચ ધન સંપજે ખટ રિસી ભણીયે પાય
દુઃખ દેખાડે ગુજ્જ ઇગ નાભિ ચાર સુખ થાય ૭૧૮
વામ ભુજે દારિદ્ર ઇમ દખ્ખણ સંપદ ઇગ
પૂંઠે ઇગ કલહ કરઇ ઇમ મનૈ ધરો વિવેક ૭૧૯
ગામાક્ષરાં ને નામાક્ષરાં મેલી બિંદુ ઉકાર
બિમણા ઠવિ બાકી અવર કરી ચઉગુણા વિચાર ૭૨૦
સાતે ભાગે જે વધૈં સંપદ હિયે ઇગ ચ્યાર
હીર કહઇ તીય પંચ દુખ ખટ સગ દોઇ ઉદાર ૭૨૧
નિજરાશિયાં પુરરાશિયાં અધમા ચઉ વસુ બાર
મુધ્યમ ઇમ તિય સત્ત ષડ્ અવર હીર સુખકાર ૭૨૨
ગામ રિસીથી નામ રિસી સાત સીસે સગ પેટ
સાત પુઠિ રિસી સાત પગે ઇમ અઠવીસ સમેટ ૭૨૩
શિશ ઉદરે લિખ્ખમી હુઈ નિષ્ફલ પુંઠિ પાય
ગાંમ સાંમી તિમ સેવકાં હીર દીયો સમઝાય ૭૨૪

### શૂન્ય વાસ

ગામ નક્ષત્ર આદિ દઇ રવિ રિખ લાગી આઈ
ગિણતાં આવઈ અનુક્રમૈં પંચમ બારમે ઠાઈ ૭૨૫
ઉગણસમ છાવીસમો તો તિહાં સુનું કહાઈ
હીર કહે તે વાસ તજી અવરે સવિ સુખ થાઈ ૭૨૬

કોઈપણ ગામનું મુખ અને પૂંછડું સમજવા બાબત.

ગરૂડ શ્વાન પૂરવે શિષ સિંહ બિલાવ ઉત્તર શિષ
મૂસો મેંઢો પશ્ચિમ શિષ સર્પ મૃગ દક્ષિણ શિષ

ગામનું જે નામ હોય તેના પહેલા અક્ષરનો વર્ગ કરવો અને તે ઉપરથી દિશા પ્રમાણે મુખ કે પૂંછડું સમજવું.

બીજા મતમાં—

ગરૂડ બિલાવ પૂરવ વખાણુ મૃગ મીંઢો દક્ષિણ જાણુ
સર્પ મૂષક પછમ જાણુ સિંહ શ્વાન ઉત્તર જાણુ
ગામના કયા ભાગમાં રહેવાથી સુખ થાય ?

મધ્યમાં ઘર કરી રહે તો ભોજન મળે. મસ્તકમાં ઘર કરી રહે તો વિનાશ થાય. હાથમાં ઘર કરી રહે તો આશા પૂર્ણ થાય. અને પગ પૂંછડામાં ઘર કરી રહે તો દરિદ્રી થાય.

ગામ વસાવવાનું મુહૂર્ત—

તપસિ સહસિ માર્ગે માધવાખ્યે નભે વા
ગુરુ ભૃગુ બુધવારે નંદપૂર્ણાજયાસુ
મૃદુ ધ્રુવ શશિ પુષ્યે વાસવં સ્વાતિઋક્ષં
નવ નગર નિવેશો વાસ્તુ શાસ્ત્રોપદિષ્ટ :

દેવમંદિર કે રાજદ્વારે તોરણ ધજા બાંધવાનું મુહૂર્ત.—

માર્ગે વૈશાખ પોષે તપસિ ચ શુભે રુદ્રગોવિંદપુષ્યે
બ્રહ્મર્ક્ષે ઉત્તરાણિ શતભિષક્ વસુભે નંદપૂર્ણાજયાચ
શુક્રે સૌમ્યેંદુ વારે વૃષ ઘટ હરિભે તોરણ સા ધ્વજં વા ।
શસ્તં આસાઢ કૃત્ય ઉડુપતિ બલે વિષ્ટિપાતં વિહાય ॥

## નવા ગામનું તોરણુ ઝાંપે બાંધે તેનું ચક્ર.

તોરણુ- ૩ શ્રેષ્ટ. (૪)




અથ તોરણુ બાંધવામાં-નવું ગામ વસાવવામાં મુહૂર્ત્ત—

ઉ. ૩, શ્રવણુ, ધનિષ્ટા, શતભિષા, આર્દ્રા, રોહિણી અને પુષ્ય આ ૯ નક્ષત્રો ઉત્તમ છે.

સ્થિર (ધ્રુવ) નક્ષત્રો=રોહિણી અને ઉત્તરા ત્રણુ, કુલ ચાર નક્ષત્રો. મિશ્ર (સાધારણુ) નક્ષત્રો-કૃત્તિકા અને વિશાખા, કુલ બે મળીને આ છ નક્ષત્રો સાધારણુ છે. તથા

તિર્યગ્મુખી નક્ષત્રો-રેવતિ, અશ્વિની, મૃગશીર, પુનર્વસુ, અનુરાધા, જયેષ્ટા, હસ્ત, ચિત્રા અને સ્વાતિ આ ૯ નક્ષત્રો. ક્ષિપ્ર (લઘુ) નક્ષત્રો-અશ્લેષા, પુષ્ય, હસ્ત અને અભિજીત આ ચાર નક્ષત્રો, મલીને કુલ આ ૧૩ નક્ષત્રો સાધારણુ છે.

લગ્ન સ્થિર લેવું. કેંદ્રમાં બુધ, ગુરૂ, શુક્ર અને ચંદ્ર આવે તો ઉત્તમ.

પાઠાંતર—રવિયાથી દનિયા નક્ષત્ર સુધી ગણવું. તેમાં પ્રથમ ૪-૪ ગામ ઝાંપે, થાંભલાનાં મૂળમાં મૂકવાં તે નેષ્ટ. પછી ૪-૪ બે થાંભલાની વચ્ચે શાખોમાં મૂકવાં તે શ્રેષ્ટ. પછી. ૪-૪ થાંભલા ઉપર મથાળે તે પણુ શ્રેષ્ટ ને છેલ્લાં ૩ તે તોરણુમાં તે પણુ શ્રેષ્ટ છે. તે નક્ષત્રોનાં ફલ=થાંભલાના મૂળમાં-રાજભય, મધ્યમાં-સુખ, રાજમાન. ઉપર મથાળે ગામ ધણીનું વસ્તીને સુખ. તોરણુમાં-

બધાને લક્ષ્મી મળે. ગામ ઝાંપો-ગામના નામનાં પહેલા અક્ષરે ઉપરથી મુખને પૂછડું સમજીને રાખવો.

ગામનું અંગ જોવા માટે—

ગરૂડ સર્પ પૂરવ દેહા, સિંહ બિલાવ દક્ષિણ સનેહા;
મૃગ મીંઢા પશ્ચિમ આંણુ, શ્વાન મુખો ઉત્તર જાણુ.

ગામના કયા ભાગમાં રહેવાથી કોણે સુખ થાય તે કહે છેઃ—

મધ્યમાં રાજા રહે તો વાણીયા, સોની, બ્રાહ્મણ સુખી થાય. કોળી, ભીલ, ભંગી આદિ મુખમાં રહે તો ઉત્તમ જાતિનો વિનાશ થાય અને હલકી કોમ સુખી થાય. હાથમાં ખેતીવાળા રહે તો ખેતીવાળાની આશા પૂર્ણ થાય. સુથાર, લુહાર, દરજી આદિ અહિ પગ-પૂંછડે રહે તો ઉત્તમ જાતિ દરિદ્ર થાય અને હલકી કોમ સુખી થાય.

અથ ગામ વસાવવા મુહૂર્ત્ત ગઢચક્ર ગામચક્ર નીચે મુજબ.



જે નક્ષત્રમાં ગામ વસાવે તે નક્ષત્ર પ્રથમ ઈશાન ખૂણામાં મૂકવું. પછી અનુક્રમે ૧-૨-૩ અંક સ્થાને બીજા નક્ષત્રો ૨૮ મૂકીએ. પછી જે ગ્રહ ઉપર જે નક્ષત્ર ભોગવતો હોય તે નક્ષત્રે તે ગ્રહ માંડીએ, આ પ્રમાણે ૯ ગ્રહો માંડીએ-તેનાં ફલ આ પ્રમાણે છેઃ—

દેશ, શીમ, ઝાંપો, નગર કે ગામ આ નક્ષત્રોનાં આંકથી સમજવાં. ક્રૂર ગ્રહ ગામ મધ્યે આવે તો ગામ ઉજ્જડ થાય. સૌમ્ય ગ્રહ પડે તો વસ્તીને આનંદ મંગલ વરતે. જે દિશામાં ક્રૂર ગ્રહ પડે તે દિશા સાચવવી કારણકે તે દિશાથી દેશ, શીમ, ઝાંપો, નગર ભેલાય. ગ્રહોનું ફલ બતાવે છેઃ—

ગ્રામ મધ્યે સ્થિતે સૂર્યે, ભય શોક પ્રદાયકઃ ।
ચંદ્રે ભંગો કુજે દાહો બુધે રિદ્ધિ પ્રયોજનમ્ ॥૧॥
શનિ રાહુ ચધૈકસ્થા ગ્રામ મધ્યે ભવંતિ ચ ।
તદાભંગો વિજાનીયાત્ કૈલાશ સદૃશો અપિ ॥૨॥
ક્રૂર ચત્વારી બાહ્યેષુ સૌમ્યા મધ્યે યદા ભવેત્ ।
તત્ર ન ભંજ્યતે ગ્રામં બ્રહ્મ વિષ્ણુ મહેશ્વરૈઃ ॥૩॥
સૌમ્ય ત્રયં યદા ગ્રામે મધ્યે જીવેન યોજયેત્ ।
તદા સુખં વિજાનીયાત્ સ્વામિનો સિંહ ગર્જિતમ્ ॥૪॥

॥ ઇતિ ગઢ ગામચક્રમ્ ॥



પાઠાંતરે ગામ વસાવવા માટે ગ્રામ ચક્ર—

અથાત: સંપ્રવક્ષામિ લોકાનાં હિત કામ્યયા ।
ગ્રામચક્રં શુભં તેભ્ય: નક્ષત્રેભ્ય: ફલં સ્ફુટમ્ ॥૧॥
ગ્રામ નામ્નસ્ય નક્ષત્રં દેયા દીશા ન ગોચરે ।
ચતુરસ્રં લિખેચ્ચક્રં નક્ષત્રાણિ ત્રિધા પુન: ॥૨॥
દેયાનિ બાહ્ય તસ્ચૈવ ગ્રામ પાશ્વેસ્તથૈવ ચ ।
ગ્રામ મધ્યે ચ દેયાનિ નક્ષત્રાણિ તથા પુન: ॥૩॥
બાહ્યે દ્વાદશ રૂક્ષાણિ ગ્રામ મધ્યે તથાષ્ટકમ્ ।
પુર મધ્યેડષ્ટકં દેયં તત્ર સ્થાપ્ય નિધિ ૯ ગ્રહા: ॥૪॥
ક્રૂર મધ્યે શુભા બાહ્ય ગ્રામ ભંગં તદા ભવેત્ ।
ક્રૂરા બાહ્ય શુભા મધ્યે ગ્રામો જયં તદા ભવેત ॥૫॥
રવિ રાહુ કુજ શ્ચૈવ પુર મધ્યે પતંતિ ચ ।
તત્ર સ્થાને ગતે ચંદ્રે કૈલાશો ભંગમાદિશેત ॥૬॥
ચત્વારો દુર્ગ બાહ્યેષુ ક્રૂરા ચંદ્રેષુ સંયુતા ।
તદા ન ભંજ્યતે દુર્ગો બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરો ॥૭॥
ચંદ્રે ભંગં કુજે દાહં બુધે બુદ્ધિ બલા નરા ।
ચલ ચિત્તા નરા શુક્રે હાનિ મૃત્યુ શનિશ્ચરે ॥૮॥

વાસ્તુપ્રકરણ

વાસ્તુશાસ્ત્રે ગૃહકરમ બોલૈ જોઇશ હીર
ચૈત્રે શોક વૈશાખ ધન જેઠે મરણ શરીર ૭૨૭
આષાઢે પશુ પીડીયે શ્રાવણ લક્ષ્મી સવાઈ
ભાદ્રવે માંડયો શૂન્ય હોય આસો કલેશ કહાઈ ૭૨૮
વિત્ત છેદ હોય કાત્તિયે માગશર પોષ સુખદંત
માહે દહન ફાગણ ધની વસતાં થાય નિયંત ૭૨૯

ગૃહારંભ

ફાગુણ શ્રાવણ માગશિરે પોષ અને વૈશાહ
શુક્લ પક્ષ શશી પૂગતાં ગેહારંભ ઉછાહ ૭૩૦

બીય તીય ચઉથી સત્તમી અઠ્ઠમી નવમી લેય
બારસી તેરસી હીર કહઇ ગેહારંભે લેઈ ૭૩૧
ઉત્તર રેવય રોહિણી ચિત્રા મૃગ કર પુષ્ય
સ્વાતિ ધનિષ્ઠા શતભિષાં અનુરાહા ગેહે સુખ ૭૩૨

દ્વાર નિર્ણય

મેષ સિંહ ધન સૂર જબ તબ પૂરવ મુખે ગેહ
બાર તજહૂં તિમ દખ્ખણે વૃષ કન્યા મકરેહ ૭૩૩

પાઠાન્તરે

મેષ સિંહ ધને પૂરવ તજી વૃષ કન્યા મકર દક્ષણ વરજીજે
બીજી રાશે કામ કરીજે તો ઘરમાં સુખ સંપત વર દીજે ૭૩૪
પછિમ મિથુન કુંભ તુલે ગેહ ન કીજ બાર
ઉત્તર કરકાં મીન અલિ વરજયા જયજયકાર ૭૩૫

પૃથ્વી સુતી કે બેઠી જોવાની રીત

સંક્રાન્તિ વીતી દિન પાંચમે સપ્તમે નવમે જોય
દશ ઇગ્ગીસ ચોવિસમે ષટ્ દિન પૃથ્વી સોય ૭૩૬
ગુહ ગુમ્મટ અરૂ કૂપ જલ તાલ મૂહ હલવાહ
એતાં નિષ્ફલ જાત હૈ સાચ કહે મુનિરાય ૭૩૭

ગૃહારંભે રાહુચક્ર

પોષ માહ ને ફાગુણાં પૂરવ અગની રાહ
ચૈત્ર વૈશાખ ને જેઠહાં દખ્યણ નૈઋત માંહ ૭૩૮
આષાઢ શ્રાવણ ભાદ્રવે પછિમ વાયવ જાણી
આસુ કાર્ત્તિક મૃગશીરે ઉત્તર ને ઈશાંની ૭૩૯

અથ ગૃહારંભે માસ નિષેધઃ—

ચૈત્ર માસે તથા ભાદ્રે જ્યેષ્ટાષાઢાશ્વિનેષુ ચ ।
કાર્ત્તિકે ચ ન કર્ત્તવ્યં ગૃહારંભં યથેપ્સિતં ॥

અથ ખાત મુહૂર્ત્તે તથા ગૃહ પ્રવેશે માસ ફલં—

ચૈત્રે શોક કરં વિંદ્યાત્ વૈશાખે ચ ધનાગમં ।
જયેષ્ઠ માસે ભવેત્ મૃત્યુઃ આષાઢે પશુનાશનં ॥ ૧ ॥
શ્રાવણે અર્થ સંપત્તિઃ શૂન્યં ભાદ્રપદે ગૃહમ્
આશ્વિને કલહો જ્ઞેયઃ ભૃત્ય નાશશ્ચ કાર્ત્તિકે ॥ ૨ ॥
માર્ગશીર્ષે ધનાદિ સ્યાત્ પોષે ચ ધનસંપદઃ ।
માઘેઅગ્નિ ભયંવિંદ્યાત્ ફાલ્ગુને સર્વ સંપદઃ ॥ ૩ ॥

માગશર, પોષ, ફાગણ, વૈશાખ અને શ્રાવણ એ પાંચ માસોમાં ગૃહારંભ કરવો એમ વાસ્તુશાસ્ત્રમાં કહેલું છે.

અથ જયોતિર્મયૂખ ગ્રંથના પ્રકરણ ૪, શ્લોક ૧૦૪–૧૦૫ માં બતાવેલા સાડાત્રણ મુહૂર્તો—

ચૈત્ર સુદી એકમ, વૈશાખ સુદી ૩ અને દશેરા (આસો સુદી ૧૦) આ ત્રણ પૂર્ણ મુહૂર્તો છે. અને કારતક સુદી એકમ તે અડધું મુહૂર્ત્ત છે, આ પ્રમાણે કુલ સાડા ત્રણ મુહૂર્ત્ત થયાં. આ સાડા ત્રણ મુહૂર્ત્ત સ્વયસિદ્ધ હોવાથી આ દિવસે કોઈ પણ કાર્ય કરવા માટે પંચાંગ શુદ્ધિ જોવાની જરૂર નથી, વળી બાળકોને વિદ્યારંભ માટે પણ આ દિવસો ઉત્તમ છે

અથ જયોતિર્મયૂખે ૪ મિશ્ર પ્રકરણે શ્લોક ૪૧–૫૨ વાસ્તુ મુહૂર્ત્ત વિચાર આ પ્રમાણે છેઃ—

અધો મુખૈર્ભૈ વિંદધીત ખાતં શિલાસ્તથાચોર્ધ્વમુખૈશ્ચ પટ્ટં ।
તિર્યગ્મુખેર્દ્વાર કપાટયાનં ગૃહ પ્રવેશો મૃદુભિ ધ્રુવર્ક્ષૈઃ ॥૪૧॥

નોધ—પ્રથમ ખોદતાં પહેલાં પૃથ્વી ઉંઘતી, જાગતી કે રજસ્વલા છે, તે જોઈને કામની શરૂઆત કરવી.

અર્થાત્—ભરણી, કૃત્તિકા, અશ્લેષા, મઘા, ૩ પૂર્વા, વિશાખા અને મૂલ નક્ષત્ર (અધો મુખ નક્ષત્રો)માં મકાનનો પાયો ખોદવો. બીજા દુષ્ટ યોગો પણ છોડી દેવા. ઊર્ધ્વમુખ નક્ષત્રો=આર્દ્રા, પુષ્ય શ્રવણ, ૩ ઉત્તરા, શતભિષા, રોહિણી અને ધનિષ્ઠામાં પહેલી શીલા રોપવી અથવા ચણતર કામ શરૂ કરવું. જે ખાત-મુહૂર્ત્ત કહેવાય છે તે તિર્યગ્મુખ નક્ષત્રો=જયેષ્ઠા, પુનર્વસુ, હસ્ત, અશ્વિની, મૃગશિર, અનુરાધા, રેવતિ, સ્વાતિ અને ચિત્રા આ

નક્ષત્રોમાં ઘરની ખડકી અર્થાત્ બારણું મૂકવું. ઘર પ્રવેશે મૃદુ નક્ષત્રો=મૃગશિર, ચિત્રા, અનુરાધા, રેવતિ તથા ૩ ઉત્તરા અને રોહિણી એ ચાર ધ્રુવ નક્ષત્રો આ આઠે નક્ષત્રમાંથી કલશચક્રમાં જે શ્રેષ્ટ હોય તે લેવું. આ આઠ નક્ષત્રો પૈકીનાં કોઈપણ નક્ષત્રમાં પ્રવેશ કરવો તે ઉત્તમ લાભદાયી છે.

અથ જ્યોતિર્મયૂખે ૪ મિશ્ર પ્રકરણે શ્લોક ૩૭ થી ૩૯ માં માસ, તિથિ, નક્ષત્ર વારે ગૃહારંભ મુહૂર્ત્ત આ પ્રમાણે જણાવેલું છે:—

વૈશાખે ફાલ્ગુને પોષે શ્રાવણે માર્ગશીર્ષકે ।
ગૃહારંભ પ્રવેશૌસ્તઃ સ્તંભોચ્છ્રાયશ્ચ શસ્ય તે ॥
જ્યેષ્ઠ કાર્ત્તિક માઘાશ્ચ શુભદાન્પ્રાહ નારદઃ ॥ ૩૭ ॥
ત્યક્ત્વા ચતુર્દશીં ષષ્ઠીં ચતુર્થીંમષ્ટમી મીમામ્ ।
નવમીં ચ રવીં ભૌમં ગૃહારંભો વિધીયતે ॥ ૩૮ ॥
પુષ્યે મૃગેઽનુરાધાયાં ધનિષ્ઠા યુગલોત્તરે ।
હસ્ત ત્રયે ચ રોહિણ્યાં રૈવત્યાં ગૃહમારભેત્ ॥ ૩૯ ॥

અર્થાત્—વૈશાખ, શ્રાવણ, માગશર, પોષ અને ફાગણ આ પાંચ મહિનાઓ ગૃહારંભ એટલે ઘર પ્રવેશ કરવો તથા ઘરનો થાંભલો ઊભો કરવા માટે ઉત્તમ છે. વળી જેઠ, કારતક, ને માહ મહિનો પણ આ કાર્યોમાં લેવો, એવો નારદનો મત છે. ચોથ, છઠ, આઠમ, નોમ, ચૌદશ અને અમાસ આ પાંચ તિથિઓ છોડી દેવી. રવિવાર અને મંગલવાર છોડીને બાકીના પાંચવારોમાં ગૃહારંભ કરવો. વળી પુષ્ય, મૃગશિર, અનુરાધા, ધનિષ્ઠા, શતભિષા, ૩ ઉત્તરા, હસ્ત, સ્વાતિ, રોહિણી અને રેવતી આ નક્ષત્રો ગૃહારંભ માટે શુભ છે. અશુભ યોગો છોડી દઈને ચદ્રબલ જોઈને ગૃહારંભ કરવો.

અથ ગૃહારંભ કરવાનાં નક્ષત્રો—

અશ્વિની રોહિણી મૂલ ઉત્તરાત્રય મેવ ચ ।
પુષ્ય હસ્તૌ અનુરાધા ચ ગૃહારંભે હિતાય વૈ ॥
આ નક્ષત્રોમાં ઘરનો પાયો ખોદવાનો આરંભ કરવો.

વળી—

રેવતિ રોહિણી હસ્ત પુષ્ય સ્વાતિ ધનિષ્ઠયોઃ ।
શ્રવણુ મૃગશીર અશ્વિનિ ચ ગૃહારંભં પ્રકારયેત્ ॥

આ નક્ષત્રોમાં ઘર, કિલ્લો, અશ્વશાલા, હસ્તિશાલા અને દેવસ્થાનક વગેરે સ્થાનોનો આરંભ કરવો.

પાઠાંતરે—ઉત્તરા ૩, રોહિણી, હસ્ત, પુનર્વસુ, પુષ્ય, શ્રવણુ, ધનિષ્ઠા, રેવતિ, સ્વાતિ, અનુરાધા આ બાર નક્ષત્રોમાં શુભવારે ગૃહારંભ સુખેથી કરવો.

વળી—ત્રીજ, ચોથ, પાંચમ, સાતમ, બારશ અને તેરશ આ છ તિથિઓએ ગૃહારંભ સુખેથી કરવો.

અથ આરંભાદિ વખતે કયા કયા ચક્રો જોવાં તેનો વિચાર. મુહૂર્ત્તમાર્ત્તંડે પ્રકરણુ ૮ મું ગૃહપ્રવેશ પ્રકરણે શ્લોક ૪૮ માં આ પ્રમાણે છે—

આરંભે વૃષભં ચક્રં સ્તંભે ગેયંતુ કૂર્મકં ।
પ્રવેશે કલશ ચક્રં વાસ્તુચક્રં બુધૈઃ સ્મૃતં ॥ ૪૮ ॥

અથ જમીન ઉઘતી છે કે જાગતી છે તે જાણુવા સંબંધી વિચાર—

અર્કાત્ પંચ સપ્ત નવમે દિકપાલાં તિથિ જોય;
એકવીસમે ચોવીસમે ષટ્દિન પૃથ્વી સોય.
કૂપ તલાવાં વાવડી મંદિર દૂર્ગસ્થાન;
ખાત કરે તો નહિ વસે હોમ કરે તો હાંણુ.

અથ પૃથ્વીરજસ્વલા—આ તિથિવાર હોય તો કહેવાય છે.

પંચમી સોમવારેણુ શનિવારેણુ ચાષ્ટમી ।
દ્વિતીયા ભૃગુવારેણુ જ્ઞેયા પૃથ્વી રજસ્વલા ॥

મારવાડના ગામડાઓમાં મરી ગએલા પાછલ નાત (મૃત્યુભોજન) કરવામાં આવે છે તે વખતે આ યોગ જોવામાં આવે છે. અને આ યોગ ખાત મુહૂર્ત્તમાં અને હોમ કરતાં પહેલાં પણ

જોવામાં આવે છે. વળી ખેતીની શરૂઆત માટે પણ પૃથ્વી રજ-સ્વલા જોવાય છે.

અથ વૃષભચક્ર—

યસ્મિન્ ૠક્ષે ભવેત્સૂર્યઃ તદાદૌ ત્રીણિ મસ્તકે ।
દ્વૌ દ્વૌ પાદયોશ્ચૈવ દાપયેત્ ત્રીણિ પૃષ્ટતઃ ॥ ૧ ॥
વામ કુક્ષે ચ ચત્વારી યામે ચત્વારીમાદિશેત ।
પુચ્છે ચ દાપયેત્ ત્રીણિ નાસિકા દ્વૌ પ્રતિષ્ઠિતે ॥૨॥

ફળ—

નાસિકા સ્વામિનો હંતિ ઉદ્વેગં અગ્ર પાદયોઃ ।
વ્યાધિ પીડા ભયં પુચ્છે સ્થિરં પશ્ચિમ પાદયોઃ ॥૩॥
વામ કુક્ષે ધનં ચૈવ દક્ષિણે ચ દરિદ્રતા ।
શિરઃ પ્રષ્ઠે ભવેત્ વંધ્યા વાસ્તુશાસ્ત્રે પ્રકીર્ત્તિતાઃ ॥૪॥

નોંધ—અહિં વૃષભચક્ર ખાતમાં જોવા માટે લખ્યું છે, મુહૂર્ત્તોનો વચ્છ ( વત્સ ) આગળ આપેલ છે.

અર્થાત્—રવિયાથી દનિયા સુધી ગણતાં ૧ થી ૩ મસ્તકે, ૪ થી ૭ બે, બે એમ ચાર, આગળના પગમાં, પાછળના પગમાં ૮ થી ૧૧, પછી ૧૨ થી ૧૪ એમ ત્રણ, પીઠ ઉપર, પછી ૧૫ થી ૧૮ ડાબી કુખે. તે પછી ૧૯ થી ૨૨ જમણી કુખે, પછી ૨૩ થી ૨૫ પૂંછડે, અને ૨૬ થી ૨૭ નાકે. આ પ્રમાણે ગણવાં.

ફલ—

માથે-ખરાબ, વંધ્યા. આગલા પગમાં-ખરાબ, ઉદ્વેગ. પાછલા પગમાં-ઉત્તમ, સ્થિર. પીઠે-ખરાબ, વંધ્યા. ડાબી કુખે-ઉત્તમ, ધન લાભ જમણી કુખે-ખરાબ, દરિદ્રતા. પૂંછડે-ખરાબ, વ્યાધિ, પીડા અને ભય. નાકે-ખરાબ, સ્વામીનો નાશ થાય.

વૃષભચક્ર ભેદ-શીલ્પરત્નાકરે-શ્લો. ૧૯૧-૧૯૨

અહિં—૨૮ નક્ષત્રો લીધાં છે.

ગૃહારંભેઽર્ક ભાદ્વા મૈઃ શીર્ષસ્થૈર્દાહ ઈરિતઃ ॥
અગ્રપાદ સ્થિતૈર્વેદૈઃ શૂન્યં સ્યાદ્વૃષચક્રકે ॥ ૧૯૧ ॥

સ્થિરતા પૃષ્ટપાદસ્થૈર્વેદૈઃ પૃષ્ઠેશ્રિયસ્ત્રિભિઃ ॥
લાભો વેદૈઃ દક્ષ કુક્ષૌ રામૈઃ પુચ્છે પતિક્ષતિઃ ॥
કુક્ષૌ વામેડબ્ધિભિર્નૈસ્વં મુખે પીડા ત્રિભિશ્ચભૈઃ ॥૧૯૬॥

ગૃહારંભમાં સૂર્યના નક્ષત્રથી દનિયા નક્ષત્ર સુધી ગણુતાં. (૩) એટલે- ૧ થી ૩ નક્ષત્ર વૃષભના માથે મુકવાં તેનું ફલ–દાહ. પછી (૪) એટલે ૪ થી ૭ સુધીના આગલા બે પગોમાં બે બે મુક્વાં. તેનું ફલ શૂન્ય. તે પછી ( ૪ ) તે વૃષભના પાછલા બે પગમાં બે બે મુકવાં. એટલે ૮ થી ૧૧ સુધી તેનું ફલ સ્થિરતા. તે પછી (૩) એટલે ૧૨ થી ૧૪ સુધી પીઠ ઉપર મુકવાં તેનું ફલ લક્ષ્મી પ્રાપ્તિ. તે પછીનાં (૪) એટલે ૧૫–૧૮ જમણી કુખે મુકવાં તેનું ફલ લાભ. તે પછી (૩) એટલે ૧૯ થી ૨૧ પુંછડે ફલ સ્વામી નાશ. વલી (૪) ( ૨૨–૨૫ ) ડાબી કુખે ફલ નિર્ધનતા. પછી (૩) ૨૬–૨૮ મુખમાં તેનું ફલ પીડા. કોઈ ગ્રંથકાર (મુખને બદલે–નાશિકા ઉપર લખે છે ) એ પાઠ ખરો છે તેની સમજણુ નીચે આપી છે.

મુખ અને નાશકાનો [1]ભેદ—આ વૃિષભ શીલ્પરત્નાકરમાં ઊભો બતાવ્યો છે. પણુ શિલ્પકલા કૌશલ્ય યતીજી શ્રી હિંમતવિજયજી રાજવલ્લભના છપાવનારની સાથે આ સંબધી વાત ચીત થતાં તેમણે મને એક જુનું પાનું બતાવ્યું તેમાં આ વૃષભ બેઠેલો છે અને તેનું મોં પાછું વાળીને પોતાના સ્કંધ ઉપર નાંખેલું છે એટલે શીંગડાંની અણીઓ જમીનને અડેલી છે અને નાક મોં ઉંચાં આકાશ તરફ છે. વળી તેનું પૂંછડું પણુ આગળના ભાગ તરફ વળેલું છે, આ પ્રમાણે આકૃતિવાળો જોઇયે અને તેનું ગણિત ગણુતાં કોઈ પણુ ભાગ વચમાં મુકવો ન જોઈએ. તે માટે

---

૧ ભાઇ ગોરધનદાસે બળદની આકૃતિ સંબંધી ઉહાપોહ કર્યો છે. પરંતુ સૂર્ય નક્ષત્રથી દિન નક્ષત્ર સુધીની સંખ્યામાં અમુક સારાં અમુક ખોટાં એટલેજ ફલિતાર્થ કોઇ આકૃતિ ન મૂકતાં કોષ્ટક મૂક્યું છે.

—હિમ્મતરામ

બેઠેલો જ બળદ ખરો છે. એમ ન કરે તો શીલ્પરત્નાકરમાં ઊભા બળદનું પુંછડું છુટું જમીન સામું લટકતું રહે, અને-પ્રથમ માથે મુકીને મુખમાં બાકી રાખવું પડે, પછી આગલા પગે અને પાછલા પગે મુકીને પુંછડું બાકી રાખી પીઠ ઉપર જવું પડે તે પછી કુખમાં મુકીને પાછું ફરી પૂંછડે મુકવાં અને ત્યાંથી કુદીને ડાબી કુખે થઈને મુખે મુકવાં એ સરળી રીતે નથી. માટે લખેલી આકૃતિમાં બતાવ્યા પ્રમાણે બેઠેલો બળદ બનાવવો જોઈએ. તો જોનારને જલદી સમજણ પડે.

વૃષભ ચક્ર

| વૃષભનાં અંગ | સાથું | આગલા પગ | પાછલા પગ | પીઠ | જમણુ પડખુ | પૂંછડું | ડાબું પડખુ | મુખ અમર નાક |
|---|---|---|---|---|---|---|---|---|
| સૂર્ય નક્ષત્રથી દિન નક્ષત્ર | ૩ | ૪ | ૪ | ૩ | ૪ | ૩ | ૪ | ૩ |
| ફળ | નેષ્ટ | નેષ્ટ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | નેષ્ટ | નેષ્ટ | નેષ્ટ |

રવિભાત્સપ્ત નેષ્ટાનિ શુભાન્યેકાદશ ક્રમાત્
દશ શેષાણ્યનિષ્ટાનિ સાભિજિદ્ વૃષવાસ્તુનિ

અર્થાત્—સૂર્યભાદગણના પ્રથમનાં ૭ અશુભ, મધ્યનાં ૧૧ શુભ અને પાછલનાં ૧૦ અશુભ, અભિજીત સહિત ગણવું, ગૃહારંભમાં ગણાવેલાં નક્ષત્રો લઈ પૃષ્ટ-વાસ્તુ મેળવી શુભવેળા જોઈ કામ શરૂ કરવું.

વળી—એક છુટક પાઠમાં લખ્યું છે કે-વૃષભચક્રમાં પહેલા ૭ ખરાબ, ૧૧ વચલાં ઉત્તમ અને છેલ્લાં ૯ ખરાબ છે.

અથ ખાત મુહૂર્ત—

પ્રાચ્યં નાગ મુખં બુધૈર્નિગદિતં ભાદ્રાશ્વિને કાર્ત્તિકે ।
માર્ગાત્ ફાલ્ગુણ્ શક્રતો ક્રમતયા યામ્યે જલેચોત્તરે ॥

ક્ષેત્રે ચાષ્ઠ વિભાજીતે દિનકરાત્ વારા લિખેત્કોષ્ટકા ।
શન્યંગારકયોશ્ચ તત્ર ફણિને શારીરકં નો ખનેત્ ॥ ૨૮૩ ॥

અથ શીલ્પરત્નાકરે શ્લોક ૯૩ માં નાગવાસ્તુ વિચાર આ પ્રમાણે છેઃ—

નાગવાસ્તુ સમાલોક્ય પૂર્વાદિષુ ગતિઃ ક્રમાત્ ।
કન્યાદિ ત્રિતયે સૂર્યે ભાદ્રાદૌ ચ ત્રિમાસકે ॥ ૯૩ ॥

અર્થાત્—કન્યા, તુલા અને વૃશ્ચિક આદિ ત્રણ ત્રણ સંક્રાંતિઓમાં તથા ભાદરવો, આસો અને કારતક એમ ત્રણ મહિનાઓમાં નાગવાસ્તુ ( સર્પનું મુખ ) અનુક્રમે પૂર્વાદિ એટલે પૂર્વ, દક્ષિણ ઈત્યાદિ ચારે દિશાઓમાં ફરે છે એમ જાણવું. માટે જે દિશામાં સર્પનું મુખ હોય તે દિશામાં ખાત ( ખોદવાનું કામ ) મુહૂર્ત કરવું નહિ.

અથ રાજવલ્લભ ગ્રંથના મતે—

ભાદરવો, આસો અને કારતક માસમાં, સર્પનું મુખ પૂર્વમાં.
માગશર, પોસ અને માહ માસમાં, „ મુખ દક્ષિણમાં.
ફાગણ, ચૈત્ર અને વૈશાખ માસમાં „ મુખ પશ્ચિમમાં.
જેઠ, આષાઢ અને શ્રાવણ માસમાં „ મુખ ઉત્તરમાં.

ચોરો અને શિવાલય આ બેમાં અવળી દિશાઓ સમજવી, બાકીના બધા ખોદાણ કામમાં ઉપર મુજબ સમજવું વૃષથી ૩–૩ ગણવી. પૂર્વ-ઉત્તર, પશ્ચિમ ને દક્ષિણ ગણવી ને પોલાણમાં ખાત કરવું.

નોંધ—ગમે તેનું ખાત જોવું હોય, ને ગમે તે સંક્રાંતિ હોય પરંતુ શ્લોકમાં બતાવેલી સંક્રાતિઓ કાર્ય પરત્વે હોય તે ઈશાનમાં જ મૂકવી, પછી આગળ ચાલવું. પ્રથમ ગણિત ઈશાનથી ગણવું.

અથ શીલ્પરત્નાકરે શ્લોક ૯૪ માં **નાગચક્ર** કરવાની રીત આ પ્રમાણે બતાવી છેઃ—

ચતુષ્ષષ્ટિ ક્ષેત્રે લિખેદર્કાદિ વાસરાન્ ।
શન્યંગારકયોર્યત્ર શરીરં તત્ર નો ખનેત્ ॥૯૪॥

અર્થાત્–ચોસઠ ખાનાનો એક સમચોરસ કોઠો કરવો અને તેમાં અનુક્રમે રવી, સોમ વગેરે સાત વારો લખવા. કોઠામાં જે જગ્યાએ શનિ અને મંગલ આવે ત્યાં સર્પ (નાગ વાસ્તુ) નું શરીર સમજવું અને ત્યાં ગર્ત–પ્રથમ જમીન ખોદવાનો પ્રારંભ ન કરવો. ૯૪

શીર્ષે ચ પિતરૌ હન્તિ પૃષ્ઠે હાનિ ભયં ભવેત્ ।
કુક્ષૌ ખાતે સુખં પુચ્છે રોગ પીડા ન સંશયઃ ॥૯૫॥
–શીલ્પરત્નાકરે.

અર્થાત્–સર્પના માથા ઉપર ખાત કરવામાં આવે તો માતા પિતાનો નાશ થાય, પૃષ્ઠ ભાગે (પીઠ ઉપર) હાનિ અને ભય, કુક્ષિ ભાગે (કમરના પડખે) સુખ અને પૂંછડાના ભાગમાં ખાત કરે તો રોગ પીડા થાય, એમાં શંકા નહિ ૯૫

પૂર્વાસ્યેચાનિલે ખાતં દક્ષિણેશાનમાશ્રિતમ્ ।
જલાસ્યાંચાગ્નિ કોણે તુ સૌમ્યે ચ નૈઋતે ખનેત્ ॥૯૬॥
–શીલ્પરત્નાકરે.

અર્થાત-સર્પનું મુખ પૂર્વ દિશાયાં હોય તો વાયવ્ય કોણમાં, દક્ષિણ દિશામાં હોય તો ઈશાન કોણમાં, પશ્ચિમ દિશા તરફ હોય તો અગ્નિકોણમાં અને ઉત્તર દિશામાં હોય તો નૈઋત્ય કોણમાં ખાતવિધિ કરવો શુભ છે.

"વાસ્તુકૌતુક" નામના ગ્રંથમાં નીચે પ્રમાણે નાગવાસ્તુ માટે વિશેષ વિવેચન છેઃ-

ઉભયોઃ કુક્ષયોઃ ખાતં મૂલસૂત્રેऽપરાજીતે ॥
દક્ષિણાયાં કુક્ષૌ **મંડનેન** વિશેષિતમ્ ॥૧॥
તથા જ્યોતિર્નિબન્ધાખ્યે ગ્રંથે શિલ્પાત્પ્રકાશિતમ્ ॥
વિશેષં વામગે કોણે આયુઃ કામાર્થમારભેત્ ॥૨॥

મંડનોક્તા ગૃહે કુક્ષિર્યોજનીયા સદા બુધૈઃ ॥
તથા જ્યોતિર્નિબંધોક્તા યોજ્યા દેવજલાદિકે ॥

અર્થાત્-મૂલસૂત્ર અપરાજિતમાં સર્પની બંને કુક્ષિના ભાગે ખાતવિધિ કરવાનું વિધાન છે. પરંતુ સૂત્રધાર **મંડને** ગૃહાદિ કાર્યમાં સર્પની દક્ષિણ કુક્ષિના ભાગમાં ખાતવિધિ કરવો, એમ વિશેષ કહેલું છે. વળી **જ્યોતિર્નિબંધ** નામના ગ્રંથમાં આયુષ્યની કામના માટે વામકુક્ષિના ભાગમાં ખાતનો આરંભ કરવો, એમ વિશેષ કથન કરેલું છે

વિદ્વાન શિલ્પીઓએ ગૃહારંભના કાર્યમાં **સૂત્રધાર મંડને** કહેલા દક્ષિણ કુક્ષિના ભાગમાં સદા ખાતવિધિ કરવો અને દેવ તથા જલ સંબંધી સ્થાનોના આરંભના કાર્યમાં **જ્યોતિર્નિબંધ** ગ્રંથમાં કહેલા વામકુક્ષિના ભાગમાં ખાતવિધિ કરવો.

મંડન સૂત્રધારે અપરાજિતનો મત લઇ સર્પની બંને કુક્ષિમાં ખાતવિધિ કરવો શુભ કહ્યો છે અને તેમાં આટલો ઉમેરો કર્યો છે કે દેવમંદિર તથા કૂપાદિ કાર્યમાં, નાગવાસ્તુ 'જો પૂર્વાભિમુખ હોય તો, વામકુક્ષિ એટલે વાયવ્ય કોણમાં ખાતવિધિ કરવો અને ગૃહાદિ કાર્યમાં જમણી કુક્ષિ એટલે અગ્નિકોણમાં ખાતવિધિ કરવો. આ પ્રમાણે જ્યારે દક્ષિણાભિમુખ નાગવાસ્તુ હોય ત્યારે ઈશાન કોણ અને નૈરૃત્ય કોણમાં અનુક્રમે ખાતવિધિની વ્યવસ્થા કરવી હિતાવહ છે.

—શીલ્પરત્નાકર—પૃષ્ઠ. ૫૮ ની ફુટનોટ.

અથ કાર્યે સંક્રાંતિ સ્થાપન—

વૃષે વેદ્યાં ગૃહે સિંહાન્મીને દેવ સુરાલયે ।
મઠ મંડપ માત્રે સ્યાત્ સિંહાદો ગણિતં બુધૈઃ ॥૧॥

અથ ખાતનો નિયમ—

મીન સરોવર સિંહ ઘર વૃષ જ વેદીમાંય,
ત્રિહુ ત્રિહુ માસે ગમન કરે શેષ કરે સંહાર;

દૂહો—

મસ્તકે ગૃહિણી મરે પૂંઠે મરે જ સાંમ;
પુંછે તો કુલ સંહરે કુશલ ચોથે ઠાંમ. ૧

ઘરનું ખાત—

હરિ[1] યુવતિ[2] તુલાર્યાં ખન્યતેચાગ્નિ કોણે ।
અલિ ધન મકરાદિ ઇશ કોણે વહંતિ ॥૨॥
ઘટ[3] ધર ઝષ[4] મેષે વાવ્યકોણે ચ ખાતં ।
વૃષ મિથુન કૂલીરે[5] નૈરૂતે ચાર્ક સંસ્થે ॥૩॥
મૃગારિ કન્યે તુલ વાયુ કોણે મૃગાલિ[6] ચાપે[7] ચ દિશીશ ભાગે ।
મીનાજ[8] કુંભેષ્વનલે ચ ખાતં ગો યુગ્મ કર્કેષ્વપિ નૈરૂતે ચ ॥

નાગનું મુખ જ્યારે પૂર્વ દિશામાં હોય ત્યારે વાયુકોણમાં ખાત કરવું. દક્ષિણ દિશામાં હોય ત્યારે ઇશાન કોણમાં ખાત કરવું અને ઉત્તર દિશામાં હોય ત્યારે નૈરૂત્ય કોણમાં ખાત કરવું.

અથ ઘરનું ખાત સંક્રાંતિ પ્રમાણે—

સર્પનું મુખ પૂર્વ દિશામાં હોય ત્યારે સિંહ, કન્યા અને તુલમાં ઘરનું ખાત વાયવ્ય કોણમાં કરવું દક્ષિણ દિશામા હોય ત્યારે વૃશ્ચિક, ધન અને મકરમાં ઘરનું ખાત ઈશાન કોણમાં કરવું. પશ્ચિમ દિશામાં હોય ત્યારે કુંભ, મીન અને મેષમાં અગ્નિ કોણમાં કરવું અને ઉત્તર દિશામાં હોય ત્યારે વૃષભ મિથુન તથા કર્કમાં ઘરનુ ખાત નૈરૂત્ય કોણમાં કરવું.

નોંધ—આ ક્રમ ગણાવ્યો પરંતુ મિથુન, કન્યા, ધન અને મીન સંક્રાંતિમાં ખાત મુહૂર્ત્ત ન કરવાનું ખાસ યાદ રાખવું.

પ્રાચીન રાજવલ્લભ પૃષ્ઠ ૨૨ શ્લોક ૨૪ માં આ પ્રમાણે પાઠ ફેર છેઃ—

નાગના મસ્તકે ખાત કરે તો ઘરના માલિકના માતા

---

૧ સિંહ. ૨ કન્યા. ૪ કુંભ. ૪ મીન. ૫ કર્ક ૬ મકર. ૭ ધન. ૮ મેષ.

પિતાનો નાશ થાય. પૂંછડા ઉપર ખાત કરે તો રોગ થાય. નાગની પીઠ ઉપર ઉપર ખાત કરે તો હાનિ થાય અને ભય પેદા થાય અને કુક્ષિમાં ખાત કરે તો પુત્ર અને ધન ધાન્યની પ્રાપ્તિ થાય અર્થાત્ બધી રીતે સુખી થાય.

પરચુરણ જુના છુટાં પાનાંઓનો ઉતારો—

શેષના માથે ખુંટી મારે તો સ્ત્રી મરે, પેટે મારે તો ઘરનો માલિક મરે, પૂંછડે મારે તો કુલનો સંહાર કરે, માટે મુખ, પેટ, પીઠ અથવા પૂંછડું એ ૩ છોડીને ચોથા ખુણામાં ખુંટી મારવાથી સુખી થાય.

વેદિષુ ત્યાજ્યા વિવાહે મુખ મધ્ય પુચ્છં ।
ત્રિષુ ત્રિષુ વૈ વૃષ સંક્રાંતિમાદૌ ॥
યત્ર સ્થાને ભવેત્ સૂર્યં તત્ર શેષ મુખં સ્મૃતં ।
દિશાયાં ગણુયેત ચૈવ વિદિશાયાં ગણયેત્ બુધૈઃ ॥
શીર્ષે સ્ત્રી વિનાશાય મધ્યે સ્વામિ વિનાશનં ।
પુચ્છે ચ નિર્ધનં પ્રોક્તં ચતુર્થે કુશલં ધ્રુવં ॥
વાપી કૂપ તડાગાદિ વેદિકા કોણકા ગૃહાઃ ।
પ્રાસાદં દુર્ગં વિચરંતિ શેષં દોષં વિવર્જયેત ॥
પૂજયેત્તત્ ભૂમિવાસ્તુ ગૃહાણું ન ચ પદાંદિશી ।
અર્ચિતં ધૂપદીપે નૈવેદ્યાર્થં ચ દક્ષિણા ॥

—ઈતિશેષ પૂજાવિધિ—ઈતિ ખૂંટી વિચાર.

અથ દેવાલય ખાત—

મીનાદિ ત્રિ રવૌ વાવ્યે મિથુના ત્રિ ઈશાનકે ।
કન્યાદિ અગ્નિકોણેષુ ધનાદિ ત્રીણિ નૈરૃતે ॥
ખાતં દેવાલયે જ્ઞેયં રૂદ્રાલયે તુ સન્મુખે ।
એવં ખાતં વિજાનીયાત્ દેવગૃહે સદાચરેત્ ॥

ખાસ જાણવા જેવો—

સર્પમાર્ગે કૃતં ખાતં સ્થિર કાર્યેષુ સંમતં ।

કૃતેર્થં સિદ્ધિમાપ્નોતિ વેદિ રૂદ્રાલયં વિના ॥૨૮૭॥
વૃષાદ્દેયાં ગૃહે સિંહાત્ ત્રિકં મીનાત્સુરાલયે ।
જલાશયે ચ કર્કેત્રિ મકરાદિ તડાગકે ॥૨૮૮॥

અથ ચોરીનું ખાત—

વૃષમિથુન કુલીરે ખાત વેધ્યગ્નિકોણે ।
હરિ યુવતિ તુલાયાં ખાત ઇશાન મેવ ॥
અલિ ધન મકરાખ્યં વાયવે વેદિકાયાં ।
ઘટ ઝષ અજ સૂર્યે ખાત નૈરૂત્ય માહુઃ ॥૨૮૯॥

અર્થાત્–વેદી તથા ચોરીના ખાત માટે વૃષ રાશીથી ૩ રાશી ઇશાન ખૂણે, સિંહથી ૩ રાશી વાયવ્યમાં વૃશ્ચિકથી ૩ રાશી નૈરૂત્ય ખૂણે અને કુંભથી ૩ રાશી અગ્નિ ખૂણે માંડવી. જે સંક્રાંતિ ચાલતી હોય તેનાથી દશમી સંક્રાંતિના સ્થાનમાં ખાત કરવું.

પાઠાંતરે—

આદ્ય વરખ ઇશાન ઘર શેષ ફરે સંહાર;
ત્રિહું ત્રિહું માસાં ઘર કરે જોશી ખરૂં નિહાળ. ૧
મુખ કુટુંબો [1]ઉઘડે પૂંઠે મરે જ [2]શામ:
પુંછડીએ ઘરણી[3] મરે કુશલ ચોથે ઠામ. ૨

કાર્યે નિષેધ—

કૂપ તલાવાં વાવડી મંદિર દુર્ગસ્થાન,
ખાત કરે તો નાં વસે હોમ કરે તો હાંણ. ૩

અથ જ્યોતિર્મયૂખે લગ્નશુદ્ધિ—

લગ્ને શુક્રે ગુરો ષષ્ઠે ભોમ સૂર્યૌ સુખે ભૃગૌ ।
ત્રિગે મંદે રવૌ દ્યુને ૭ બુધે વા પંચમે ગુરો ॥ ૪૮ ॥
કેંદ્રે ગુરો બુધે ચંદ્રે વ્યોમ ૧૦ લાભો ૧ રવો તથા ।
મંદે કુજે કૃતં તિષ્ઠેન્મંદિરં શરદાં શતમ્ ॥ ૪૯ ॥
શુક્રે સ્વોચ્ચે તનૌ વાપિ ગુરો પાતાલગેઽથવા ।
શનૌ સ્વોચ્ચે લાભગે વા લક્ષ્મ્યા યુક્તં ગૃહં ચિરમ્ ॥૫૦॥

---

૧ નાશ થાય. ૨ ઘર ધણી. ૩ સ્ત્રી.

અર્થાત્—ચરલગ્નમાં ખાત કરવું નહિ. સ્થિર અને દ્વિ સ્વભાવ લગ્નોમાં ગૃહારંભ કરવો શ્રેષ્ઠ છે. ગૃહારંભ સમયની કુંડળીમાં લગ્ને ગુરૂ અથવા શુક્ર, છઠ્ઠે સ્થાને મંગલ અથવા રવિ. ચોથે શુક્ર, ત્રીજે શનિ અથવા સૂર્ય, સાતમે બુધ અથવા પાંચમા સ્થાનમાં ગુરૂ આ ગ્રહો આવે અથવા કેંદ્રમાં ગુરૂ, દશમે બુધ કે સોમ, ૧૧ મે રવિ, શનિ કે મંગલ આ યોગોમાં ઘરનો આરંભ કરવાથી દીર્ઘકાલ સુધી ઘર ટકે છે. લગ્ને ઉંચનો શુક્ર, ચોથે ઉંચનો ગુરૂ અથવા ૧૧ મે ઉચનો શનિ આવા યોગો હોય તો ઘર લાંબા વખત ટકે છે અને લક્ષ્મીની પણ પ્રાપ્તિ થાય છે. ચંદ્ર, ૧, ૬, ૮ અને ૧૨ મા સ્થાને હોય તો નાશ કરે અને ૩–૬–૧૧ મા સ્થાને પાપગ્રહ હોય તો શુભ ગણાય છે.

નોંધ—ઘરના પાયાના મુહૂર્ત્તને મારવાડમાં રાંગ દેવણુ મુહૂર્ત્ત કહે છે.

રાંગ—પાયો અથવા ભીંત. દેવણુ–દેવી, નાખવી અથવા ચણવી.

અથ દેવમંદિર માટે કોણે શિલા સ્થાપન—

'જ્યોતિર્મયૂખે' મિશ્ર પ્રકરણ ૪ થું શ્લોક. ૪૩–૪૪

દક્ષિણ પૂર્વે કોણે કૃત્વા પૂજાં શિલાં ન્યસેત્ પ્રથમામ્ ।
શેષાઃ પ્રદક્ષિણેન સ્તંભા શ્ચૈવં પ્રતિષ્ઠાપ્યાઃ ॥૪૩॥
ધ્રુવં દૃષ્ટ્વાઽથવા સ્મૃત્વા કર્ત્તવ્યં વાસ્તુરોપણં ।
સાયાહ્ને વર્જ્યં દિવસે રાત્રૌ ત્યક્ત્વા મહાનિશામ્ ॥૪૪॥

અર્થાત્—પહેલા અગ્નિ ખૂણામાં પ્રથમ શિલાનું પૂજન કરવું. તેને પુરાવી દીધા પછી પૂર્વ–ઇશાન, ઉત્તર–વાયવ્ય, પશ્ચિમ–નૈરૃત્ય અને દક્ષિણ આ અનુક્રમે શિલા સ્થાપન કરવી. તે વખતે ધ્રુવનું દર્શન કરવું.

નોંધ—શિલા સ્થાપન પ્રાતઃકાલે કરવી, સાયંકાળે યા રાત્રે ન કરવી.

અથ વત્સ વિચાર—

કન્યાદિ ત્રિ ત્રિગે રવૌ વત્સ આગ્યાદિષુ દેતિ ।
પ્રવાસ વાસ્તુ દ્વારાર્ચાપ્રવેશાઃ સંમુખેત્ર ન ॥

ફલ—

સન્મુખોયં હરેદાયુઃ પૃષ્ઠે સ્યાદ્ધન નાશનં ।
વામ દક્ષિણયોઃ કિંતુ વત્સો વાંછિતદાયકઃ ॥
કન્યા તુલ વૃશ્ચિક જણ તણ પૂરવ વચ્છ હોય,
ધન મકર કુંભે તિહાં દક્ષિણ વાસો જોય;
વચ્છ મીન મેષે વૃષે વાસો પશ્ચિમ માંય,
મિથુન કરક સિંહે સદા વાસો ઉત્તર માંય. ૧

ફલ—

સામે વચ્છ ન ચાલીયે નહિ કીજે ઘરબાર;
દેવલ દેવ ન બેસારીયે જોશી જોશ વિચાર ૨

અથ વત્સનો વાસો—

કન્યા, તુલ, વૃશ્ચિક પૂર્વે. ધન, મકર, કુંભ દક્ષિણે.
મીન, મેષ, વૃષે પશ્ચિમે અને મિથુન, કર્ક, ઉત્તરે.

અથ વત્સ ચક્ર—

કન્યાદૌ ત્રીણિ પૂર્વાણિ ધનાદિ ત્રીણિ દક્ષિણે ।
મીનાદિ પશ્ચિમે ત્રીણિ મિથુનાદિ ત્રીણિ ઉત્તરે ॥૧॥
અગ્રતો હરતે આયુઃ પૃષ્ઠતો હરતે ધનં ।
વામ દક્ષિણતો વત્સ શુભદા ચૈવ સર્વદા ॥ ૨ ॥

પાઠાંતરે—

આસુ કાતી માગશર સહી પૂરવદિશ વચ્છની કહી;
પોસ માહ ફાગુણ સુદ્ધાં દક્ષિણ દિશ જો વચ્છે રૂંદ્ધા. ૧
ચૈત્ર વૈશાખ જેઠહ જાંણુ પછિમ દિશામાં વચ્છ પ્રયાણુ;
આષાઢ શ્રાવણ ભાદરવા અંતર ઉત્તર વચ્છ રહે નિરંતર. ૨

| ૩૦ દિવસ કન્યા સંક્રાંતિ પાસામાં ઇશાનથી | તુલા સંક્રાંતિ | વૃશ્ચિક સંક્રાંતિ અગ્નિ સુધી |
|---|---|---|

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | ૫ |
| ૧૦ | | | | પૂર્વ | | | | ૧૦ |
| ૧૫ | | | | પુરૂષાકાર | | | | ૧૫ |
| ૩૦ | ઉત્તર | | | વત્સચક્ર સ્થાનેદિન પ્રમાણ | | | દક્ષિણ | ૩૦ |
| ૧૫ | | | | | | | | ૧૫ |
| ૧૦ | | | | પશ્ચિમ | | | | ૧૦ |
| ૫ | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૧૫ | ૧૦ | ૫ | ૫ |

ઉત્તર: સિંહ ઉતરથી ઈશાન સુધી ૩૦ દિન | કર્ક મધ્યે ૩૦ દિન | મિથુન વાયવ્યથી ઉત્તર સુધી ૩૦ દિન

દક્ષિણ: ૩૦ ભાગે ધન સંક્રાંતિ અગ્નિથી | ૩૦ દિન મકર મધ્યે | ૩૦ ભાગે કુંભ નૈઋત્ય સુધી

| વૃષભ વાયવ્ય સુધી ૩૦ દિન | મેષ ૩૦ દિન મધ્યે | મીન નૈરુત્યથી પશ્ચિમ સુધી ૩૦ ભાગે |
|---|---|---|

વળી—

ઉદયતિ જિણુ ગો વચ્છ ચલાણો નૈવ કારયેત્ ।
ગૃહે ચૈત્યં ચ કોટાનાં સન્મુખં દ્વાર ન કારયેત્ ॥૧॥

ફલ—

સન્મુખો હરતે આયુ પૃષ્ઠે ચ દુ:ખદાયક:
વામે દક્ષિણ કે વત્સ: સવત્સ સુખદાયક:

શ્રી નારચંદ્રે વત્સ પુરૂષાકૃતિ—

પંચશીર્ષ ત્રી પુચ્છશ્ચ નવ નાભિ: ષોડશાંઘ્રય: ।
ત્રિંશતાનિ ચ પષ્ઠીચ્ચ શૃંગાણિચ દશા:શતમ્ ॥

સનમુખ ઘર પુર કોટ ગઢ રાહ ન કીજે બાર
હીર કહે અવરાં દિસાં કરતાં જયજયકાર ૭૪૦

રાહુ ચક્ર

| | |
|---|---|
| માગશર, પોષ, મહા | પૂર્વમાં |
| ફાગણ, ચૈત્ર, વૈશાખ | દક્ષિણમાં |
| જેઠ, અશાડ, શ્રાવણ, | પશ્ચિમમા |
| ભાદ્રપદ, આસો. કાર્તિક | ઉત્તરમાં |

માગશર પોસ અને વળી માહ પૂરવ દીશે આવ્યો રાહ;
ફાગણ ચૈત્ર ને વૈશાખ દક્ષિણ દિશ રાહુની શાખ, ૧
જેઠ અષાઢ ને શ્રાવણ સહી પશ્ચિમ દિશતો રાહે ગ્રહી;
ભાદરવો આસો કાતિ માસ ઉત્તર દિશ રાહુનો વાસ.
સામે રાહ ન કીજે બાર ગઢ મઠ મંદિર પોલ પ્રાકાર×
મરે નારી કે નિર્ધન હોય એવાં ફલ રાહુનાં જોય. ૩
સામા રાહે મંદિર જો કરે કે ઉચાલો તે નર ભરે;
તિણ દિશે દેશાંતર જાય સો નર કષ્ટ લહે તિણ ઠાય. ૪

દ્વાર

દક્ષિણ ઉત્તર મેષ તુલ અલિ ચિહું સંક્રંતિ
બાર ચઢાવો ભારવઠ રિદ્ધિ સિદ્ધિ જિમ હુંતિ ૭૪૧
પૂરવ પશ્ચિમ ભારવઠ ચાડીજે ચિહું સૂર
કરક સિંહ કુંભે મકર વશી વજાવો તૂર ૭૪૨
મીન મિથુન કન્યાધનેઇયાં ચિહું જબ હોવે ભાણ
તવ ગેહ દુવારે ભારવઠ ચઢેતો રાખે જાણ ૭૪૩

× દેરાસર.

અથ ચાર દિશાઓમાં બારણું મૂકવાની સંક્રાંતિઓ—

મીને મેષે અલિ ચ સદનં દ્વારમિંદ્રે તદાહુઃ ।
ધર્મદ્વારં મકર મિથુનયો અંગનાયાં ચ તદ્વત્ ॥
એવં તુલે ઘટ ઘર વૃષે પશ્ચિમે દ્વારશુદ્ધિ (સિદ્ધિઃ ?)
કર્ક સિંહ ધનુષ ઉત્તરે દ્વારમેવં વદંતિ ॥ ૧ ॥

અથ બારસાખ મુહૂર્ત—

ફાગણ, શ્રાવણ, માગશર, પોસ અને વૈશાખ આ માસ. ૨-૩-૪-૭-૮-૯-૧૨-૧૩ આ તિથિઓ (નંદા, પૂર્ણા, જયા પાઠાંતરે છે). અશ્વિની, જ્યેષ્ઠા, રેવતિ, પુનર્વસુ, ચિત્રા, મૃગશિર, હસ્ત, પુષ્ય, સ્વાતિ, ધન, શતભિષા અને અનુરાધા આ નક્ષત્રો. સોમ, ગુરૂ, શુક્ર, રવિ અને બુધવાર આ વારો.

અથ બારસાખ ન કરવા માટે—

મેષ, સિંહ, ધન પૂર્વે, વૃષ કન્યા અને મકર દક્ષિણે, મિથુન તુલા અને કુંભ પશ્ચિમે, કર્ક, મીન અને વૃશ્ચિક ઉત્તરે એ સંક્રાંતિમાં આ દિશામાં બારસાખ ના કરવું.

અથ બારણા મુહૂર્ત—સંક્રાંતિમાં—

કર્કે કુંભે ચ સિંહે ચ મકરે ચ દિવાકરે ।
પૂર્વે વા પશ્ચિમે વાપિ દ્વારં કુર્યા ચ વેશ્મનિ ॥ ૧ ॥
મેષે વૃષે વૃશ્ચિકેતુ તુલાયાં ચ યદા રવિઃ ।
ગૃહદ્વારં તદા કુર્યાત્ ઉત્તરે દક્ષિણે તથા ॥ ૨ ॥

અથ ગૃહારંભ ન કરવા વિષે—

ધન મિથુન કન્યાસુ મીને ચ યદિ ભાનુ માન્ ।
ન કર્ત્તવ્યં તદા ગેહં કૃતે દુઃખમવાપ્યતે ॥ ૩ ॥

અથ બારણા મુહૂર્ત્ત સંક્રાંતિમાં—

રાશીનાં અલિ મીન સિંહ ભવનં પૂર્વામુખં શોભનં ।
કન્યા કર્ક નક્ર[1] રાશી સદનં યામ્યા મુખં શોભનં ॥

---

[1] મકર.

રાશૌ ધન્વિ તુલાતુ યુગ્મ સદનં સસ્તં પ્રતીચ્યામુખં
પુંસાં કુંભ વૃષાજ રાશિ સદનં સન્મુત્તરાભિ ગૃહં ॥

વળી પાઠાંતરે–

મેષ સિંહ ધને પૂરવ તજી વૃષ કન્યા મકર દક્ષણ વરજીજે;
બીજી રાશે કામ કરી જેતો ઘરમાં સુખ સંપત વર દીજે. ॥૪૭॥

વળી પાઠાંતરે—

મેષ સિંહ ધન સુરજ જબ તવ પૂરવ મુખે ગેહ,
બાર તજીઇં તિમ દખ્ખણે વૃષ કન્યા મકરેહ;
પશ્ચિમ મિથુને કુંભ તુલ ગેહ ન કીજે બાર,
ઉત્તર કરકાં મીન અલિ વરજ્યાં જયજયકાર.

અથ સંક્રાંતિમાં ઘર બારણા મુહૂર્ત્ત—

મેષ મકર વૃષ એણી પેરે જાંણુ પછિમ બારણે નવ હોવે હાંણુ;
કર્ક તુલ ધન પૂરવ લીયા તિણુ ઘર આણુંદ હોવે સુખ દીયા. ૧
સિંહ કન્યા વૃશ્ચિક દક્ષિણુ દ્વાર ખાઓ પીઓ ખરચો વહેવાર;
કુંભ મીન મિથુન ઉત્તર દ્વાર ચૂડા કંકણુ સોલે શણુગાર. ૨
બારે રાશે જુએ જોશ રાજ કરો મન ચિંતા છોડ.

ઉપરના પાઠનો પાઠાંતર—

મેષ મકર વૃષ એણી પેરે જાંણુ પછિમ દ્વારે નહિ હોવે હાંણુ;
કુંભ મીન મિથુન ઉત્તર દ્વાર ખાય પીયે વરતે વહેવાર. ૧
કર્ક ધન તુલ પૂર્વ સનેહાં જિણુ ઘર રિધ સિધ સહુ દેહાં;
સિંહ કન્યા વૃશ્ચિક દક્ષિણુ દ્વાર જિમ ચૂડલે હોવે શણુગાર. ૨
બારે રાશે ચારે દીસે ભડલીક વિચારિ જોય;
એણી પર મંદર જો કરે તસ ઘર હાંણુ કદિ ન હોય. ૩

અથ બારસાખ મુહૂર્ત્તનાં નક્ષત્રો વાર તથા તિથિઓ–મુહૂર્ત્ત મુક્તાવલી મતે.

પુષ્ય ૧, અનુરાધા ૨, રેવતિ ૩, જ્યેષ્ઠા ૪, હસ્ત ૫, અશ્વિની ૬, ચિત્રા ૭, સ્વાતિ ૮, પુનર્વસુ ૯ અને મૃગશીર ૧૦ આ દશ નક્ષત્રો.

ગુરૂ ૧, સોમ ૨, શુક્ર ૩, રવિ ૪ અને બુધ ૫ આ પાંચ વારો. અને નંદા, પૂર્ણા તથા જયા તિથિઓમાં બારસાખ મૂકવું. આ સિવાય બારસાખ ચક્રમાં શ્રેષ્ઠ ફલ હોય તે જોઈને મુહૂર્ત્ત આપવું.

વળી–મારવાડી જુના શ્રીધરી પંચાંગમાં તો બારસાખના બે ભેદો ગણાવ્યા છે. ૧ લાકડાનું બારસાખ માણુસને રહેવાના ઘર માટે શ્રેષ્ઠ કહેવાય તેના માટે નક્ષત્ર તિથિ વાર આ પ્રમાણે.

અશ્વિની, હસ્ત, પુષ્ય, શ્રવણુ, મૃગ અને સ્વાતિ નક્ષત્ર. ૩–૭–૮ અને ૯ તિથિ તથા બુધ, ગુરૂ અને શુક્ર વાર લેવા. એકમના દિવસે કરે તો દુઃખની પ્રાપ્તિ અને બીજ તથા દશમના દિવસે કરે તો ધનનો નાશ થાય છે. વળી મંગલવાર, શનિવાર અને સોમવાર તજી દેવા.

બીજું–દેવમંદિરને પથરાનું બારસાખ શ્રેષ્ઠ કહેવાય છે. પથરાના બારસાખ માટે નક્ષત્ર, તિથિ, વાર આ પ્રમાણે—

ધનિષ્ઠા, શતભિષા, પૂર્વાભાદ્રપદ અને ઉત્તરાભાદ્રપદ તથા રેવતિ નક્ષત્ર. ૩–૭–૮ અને ૯ તિથિ અને બુધ, ગુરૂ અને શુક્ર વાર શુભ. ચોથના દિવસે અને ચૌદશના દિવસે અશુભ, પાંચમ અને પૂર્ણિમાના દિવસે ધનનાશ અને છઠના દિવસે અશુભ

નોંધ–આ મુહૂર્ત્તમાં પંચકનાં નક્ષત્રો, રવિવાર, ત્રિપુષ્કર, કૃત્તિકા, આ બધા યોગો તજવાનાં છે.

અથ બારસાખના મુહૂર્ત્તમાં લેવા તથા તજવાની તિથિઓ

પ્રતિપત્ સુ ન કર્ત્તવ્યં કૃતે દુઃખમવાપ્નુયાત્ ।
દ્વિતીયા દ્રવ્ય હાનિ ચ પશુ પુત્ર વિનાશનં ॥૧॥
તૃતીયારોગ્યદં ચૈવ ચતુર્થી ભંગ મેવ ચ ।
વિરોધં ચ અમા પૂર્ણા ન કુર્યાદ્ બારશાખયા ॥૨॥
એકાદશી સર્વ શ્રેષ્ઠ ત્રયોદશી ચ સિદ્ધિદા ।
નવમી ધનદા ચૈવ રિખ[1] નાગે[2] શુભ પ્રદં ॥૩॥

[1] આઠમ. ૨ સાતમ.

પાઠાંતરે—

પંચમી ધનદા ચૈવ દ્વાદશી ધનદાયિની ॥

અથ બારસાખ મુહૂર્ત્તનાં નક્ષત્રો વાર અને તિથિઓ—

મૃગે પૌષ્ણુ ભે મૈત્ર પુષ્યે ચ શક્રે ।
કરે દસ્ર ચિત્રાઽનિલેચાદી તો ચ ॥
ગુરૂ શુક્ર ચંદ્રાર્ક સૌમ્યેષુ વારે ।
તિથૌ નંદા પૂર્ણા જયા દ્વાર શાખા+

બારસાખમાં સૌમ્ય ક્રૂર ગ્રહો—

| | | |
|---|---|---|
| સોમ | કેતુ | બુધ |
| શનિ | મધ્યે સૂર્ય | મંગલ |
| શુક્ર | રાહુ ઉબરામાં | ગુરૂ |

અથ બાર સાખમાં નક્ષત્રો મૂકવાની રીત—

અર્કાદ્યાતુર્ય૪ નક્ષત્રા દ્દૂર્ધ્વે દ્વારેષુ દીયતે ।
દ્વૌ દ્વૌ ચ કોણયો દદ્યાત્ શાખાયાં ચ ચતુઃ ચતુઃ ॥૧॥
અધઃ સ્થાને ચ ચત્વારિ ત્રિકં મધ્યે પ્રતિષ્ઠિતં ।

+ પાલીતાણામા એક મારવાડી જૈન સાધુ ચંદ્રવિજયજી નામના મલ્યા હતા તેમણે મને સમજાવતા એમ કહ્યું હતું કે—બારસાખના ટોડલામાં સૌમ્ય ગ્રહ કોઈ પણ ન જોઈએ. ઉપર કેતુ ને ઊંબરામાં રાહુ, બે સાખોમાં અને મધ્યમાં ક્રૂર ગ્રહો જોઈએ. વળી એમ પણ કહ્યું હતું કે—જે ઘરમા ઊંબરો ન હોય તે ઘરમાં શાંતિ ન હોય, પરંતુ હાલના જમાનામાં તો ઊંબરો રાખવામાં આવતો જ નથી તેનું શું ? આ સાધુ મને સંવત ૧૯૯૯ ના ચૈત્ર સુદી ૧૫ ના રોજ પાલીતાણામાં મલ્યા હતા.

—ગોરધનદાસ.

ફલ—

શાખાયાં ચ ભવેત્ લક્ષ્મી રાજ્યં મધ્યે પ્રતિષ્ઠિતં ॥૨॥
ઉર્ધ્વ દ્વારે સ્થિતં રાજ્યં ઉધ્વંસ કોણયો સ્તથા ।
મરણં ચ અધઃસ્થાને દ્વાર ચક્રં વિલોકયેત્ ॥૩॥

અથ સૂર્ય નક્ષત્રાત્ દ્વાર ચક્રં—

| | | | | |
|---|---|---|---|---|
| (૫) ને | ૨ | ૪ શ્રે (૧) પહેલાં | ૨ | ને (૨) |
| (૬) | શ્રે ૪ | ૩ શ્રેષ્ઠ (૯) છેલ્લાં | શ્રે ૪ | (૭) |
| (૪) ને | ૨ | ૪ ને (૮) | ૨ | ને (૩) |

અથ બારસાખમાં લેવાના વાર—

ગુરૂવારે સદા કાર્યઃ સદા શુક્ર મનોરથા
ચુરતા રવીપુત્રેણુ શેષ વાર વિવર્જિતા ॥

અથ ગમે તે વારો લેવા તેનો ટાઈમ—

પ્રભાત સિંહુ જ ગુરૂ મધ્યાન્હે રવિ ભોમિજ;
અપરાન્હે ભાર્ગવેંદુ સંધો મંદ ભુજંગમ.

અથ સ્તંભચક્ર મુહૂર્ત્ત—

સૂર્ય નક્ષત્રથી દનિયા સુધી ગણતાં. પ્રથમ સ્થંભ ઉપરથી મૂકવાં, પછી વચમાં, પછી નીચે, શિલ્પશાસ્ત્ર સંગ્રહે સ્તંભચક્ર—

શિલ્પશાસ્ત્ર સંગ્રહે

| | |
|---|---|
| ૩ | અગ્રે નેષ્ટ=માલિક મરણ |
| ૨૦ | મધ્યે શ્રેષ્ઠ |
| ૫ | મૂલે નેષ્ટ=ધન નાશ |

શ્રીધરી પંચાંગે સ્તંભચક્ર—

| | |
|---|---|
| ૨ | ધનનાશ |
| ૨૦ | સુખ |
| ૬ | મૃત્યુ |

પ્રથમ સ્તંભ રોપણ મૂહૂર્તે કૂર્મચક્ર—મુહૂર્ત્તમાર્તંડે.

તિથિસ્તુ પંચગુણિતા કૃત્તિકાદ્યુક્ષ સંયુતા ।
તથા દ્વાદશ મિશ્રા ચ નવ ભાગેન ભાજિતા ॥૪૫॥
જલે વેદા મુનિશ્ચંદ્ર સ્થલે પંચ દ્વયં વસુઃ ।
ત્રિષટ્‌ક નવ ચાકાશે ત્રિવિધં કૂર્મ લક્ષણમ્ ॥૪૬॥
જલે લાભ સ્તથા પ્રોક્તઃ સ્થલે હાનિ સ્તથૈવ ચ ।
આકાશે મરણું પ્રોક્તમિદં કૂર્મસ્ય ચક્રમ્ ॥૪૭॥

ભાવાર્થ—જે તિથિએ સ્થંભ સ્થાપના કરવી હોય તે તિથિને પાંચે ગુણવી, કૃત્તિકા નક્ષત્રથી દિન નક્ષત્ર સુધીની સંખ્યા મેળવવી, તેમાં બીજા ૧૨ મેળવીને નવે ભાગતાં શેષ ૪–૭–૧ રહે તો કૂર્મ (પાતાલે) જલમાં છે પણ જો ૨–૫–૮ વધે તો (પૃથ્વી ઉપર) સ્થલમાં છે અને ૩–૬–૯ વધે તો કૂર્મનો વાસો આકાશમાં છે એમ જાણવું જલમાં શુભ, પૃથ્વી અગર આકાશમાં હોય તો અશુભ જાણવો પ્રથમ સ્થંભ (થાંભલા) ની પૂજા કરવી સ્થિર અથવા મૃદુ નક્ષત્રમાં થાંભલો ઊભો કરવો તે ઉપર અડસર=ભારવઠ ચઢાવવો તે સૂર્ય નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણતાં પહેલાં ૩ અશુભ, વચલાં ૧૩ શુભ, ૫ થી ૮ અશુભ અને છેવટમાં ૩ શુભ એમ ગણવાં. આ અડસર કે પાટડાનું મુહુર્ત્ત જાણવું. કેટલાકના મતે બધું એક જ મુહૂર્ત્તમાં કરવું .

અથ મોભ તથા પાટડો ચડાવવાનું મુહૂર્ત્ત—

પૂર્વાપરાસ્યે ભવને મોભ મૂલંતુ દક્ષિણે ।
દક્ષિણોત્તર દિગ દ્વારં મોમ મૂલંતુ પશ્ચિમે ॥

પૂર્વાષાઢા, પુષ્ય, પુનર્વસુ, આર્દ્રા, હસ્ત, અનુરાધા, ચિત્રા, મૃગશીર, રેવતિ, ધનિષ્ઠા આ નક્ષત્રો, તથા ચંદ્ર બલ. ગુરૂ, શુક્ર કે રવિવારે મુહૂર્ત્ત કરવું.

રવિભાત્ દિનભં યાવત્ ઉર્ધ્વ દ્વારા સમાલિખેત્ ।
મૂર્ધ્વે ત્રીણિ પ્રદેયાણિ સૃષ્ટિ માર્ગેણુ દાપયેત્ ॥

અગ્રે સપ્ત પ્રદેયાણિ પંચ મધ્યે તથૈવ ચ ।
મુખે સપ્ત પ્રદેયાણિ પંચ કોણે નિયોજયેત્ ॥

ફલ—

મૂલે ચ પ્રાપ્યતે લક્ષ્મીરગ્રેચાગ્નિ ભયં તથા ॥
મધ્યસ્થાને ધ્રુવં રાજ્યં મુખે કોણે શુભં ભવેત્ ॥

અથ મોભ ચક્ર—

સૂર્ય નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર સુધી ગણવું. એકથી ૩ સુધી મોભને મૂળે ખરાબ, ૪ થી ૮ સુધી ગર્ભે ઉત્તમ, ૯ થી ૧૬ સુધી વચ્ચે શ્રેષ્ઠ, ૧૭ થી ૨૪ સુધી પૂંછડે ખરાબ અને છેલ્લાં ૨૫ થી ૨૭ સુધી અગ્રભાગમાં ઉત્તમ.

કોણે ૫ ખરાબ (૫)

(૨) અગ્રે ૭ ખરાબ | (૩) મધ્યે ૫ ઉત્તમ | (૪) મુખે ૭ ખરાબ

(૧) મૂલે ૩ ઉત્તમ

અથ મોક્ષચક્ર—

અથ ચક્રં પ્રવક્ષ્યામિ ગૃહ મોભસ્ય લક્ષણં ।
સૂર્યાદો ચંદ્રભં યાવત્ મોભચક્રે શુભાશુભં ॥૧॥
સૂર્યાદો ત્રીણિ મૂલેચ્ શોક સંતાપ કારકં ।
પંચ ગર્ભે ભવેત્ મોભે ધનાયુઃ કામના ભુવિ ॥૨॥
શાખાયાં અષ્ટભિર્મોભે મહાલાભ કરી નૃણાં ।
શાખાગ્રે ભવેત્ ચાષ્ટો વ્યાધિ શોકભયં તથા ।
પૃચ્છે ત્રીણિ યદા મોભે પ્રજ્વલિત હુતાશને ॥૩॥

બીજી રીતે મોક્ષચક્ર—

મૂલે મોભે ત્રિરૂક્ષં ગૃહપતિ મરણં પંચ ગર્ભે સુખ સ્યાત્ ।
મધ્યે દેયાદષ્ટ રૂક્ષં ધન સુત સુખદં પૃષ્ટતો ચાષ્ટ હાનિઃ ॥
પશ્ચાદગ્રે ત્રિભાનુ ગૃહપતિ સુખદં ભોગપુત્રાર્થદેયં ।
સૂર્યાક્ષાંત ચાંદ્ર રૂક્ષં પ્રતિદિન ગણુયેન્ મોભચક્રં વિલોકય ॥૧॥

| (૧) | (૨) | (૩) | (૪) | (૫) |
|---|---|---|---|---|
| ૩ મૂલ મૃત્યુ | ૫ ગર્ભમાં સુખ | ૮ મધ્યમાં મહાસુખ | ૮ પુચ્છમાં મિત્ર નાશ | ૩ અગ્નિમા મહા લાભ |

કમાડચક્રમ્-

નક્ષત્ર ફલ

| | | |
|---|---|---|
| ૧ થી ૪ | ધનાગમ કરે | ઢીંચણુ |
| ૫ થી ૬ | વિનાશ કરે | ચોટી |
| ૭ થી ૧૦ | સુખકારક | માથુ |
| ૧૧ થી ૧૨ | બંધનકારક | કપાળ |
| ૧૩ થી ૧૫ | મૃત્યુ કરે | ભાગો |
| ૧૬ થી ૧૭ | ક્ષય કરે | આંખો |
| ૧૮ થી ૨૧ | શુભ કરે | મૂછો |
| ૨૨ થી ૨૩ | રોગ કરે | મોં ફાડ |
| ૨૪ થી ૨૭ | સુખ કરે | નીચેનો હોઠ ને દાઢી |
| સૂર્ય નક્ષત્રથી દિન નક્ષત્ર | ફલ | અંગ વિભાગ |

સૂર્ય નક્ષત્રથી દિન નક્ષત્ર સુધી ગણતાં.

(પુરૂષાકૃતિ ચીતરવી)

અથ બારમાસે દિશા પરત્વે કમાડ ચઢાવવાનુ મુહૂર્ત્ત—

અથ બાલબોધ જ્યોતિષસાર સંગ્રહે પ્રકરણ ૩ શ્લોક ૩૬—

ચૈત્ર શ્રાવણને માગશીર માસે પૂરવ જાતાં પુરૂષ વિણાસે,
વૈશાખ ભાદ્રવો પોસહ માસે દક્ષિણ જાતાં ત્રિયા વિણાસે;
જેઠ આસો માહ માસે પછિમ જાતાં લક્ષ્મી વિણાસે,
આષાઢ કાર્ત્તિક ફાગુણ માસે ઉત્તર જાતાં પુત્ર વિણાસે.

ઘરની પુરૂષાકૃતિ સમજવી, ઊભા ઢીંચણ ઉપર બે હાથ રાખી તે ઉપર દાઢી મૂકી બેઠેલો માણસ તેના મુખ માથાના વિભાગ તેની કલ્પના કમાડમાં કરવી. પગલાં તે પગથીઆં, હાથની કુણીઓ સુધી ઓટલો સમજવો. ખાળ તે પેશાળ જાણવો.

( બીજી આકૃતિ )

પાઠાંતરે–ઉંધો સુતેલો માણસ મોં ઉંચું ( આપણા સામું) કરીને જોતો–હોય તેવી આકૃતિ બનાવવી, તેના મોંમા પેસવું. ગળું ખડકી, પેટ તે ચોક, ઓરડો ગુપ્તસ્થાન, પછીત પગ સમજવા.

( ત્રીજી આકૃતિ )

તે જ મુજબ ચૂલાને પણ પલાંઠીવાળો ઢીંચણે હાથ મૂકી ઉંધું ઘાલી બેઠેલો પુરૂષ સમજવો સ્થાનનાં નામનાં અર્થો સમજવા.

આખા ઘરની બહારથી આકૃતિ બેઠેલી મનુષ્યાકૃતિ–ઊભે પગે ઢીંચણ ઊભા રાખી તે ઉપર બે હથેળીઓ મૂકી તે ઉપર દાઢી અડાડી માણસ બેઠેલો હોય તેવી છે. પગથીયાં તે પગલાંને આંગળીઓ છે ઓટલા તે હાથની કુણી સુધીનો વિસ્તાર. તે પછી ઉપરનો ભાગ–મુખાકૃતિ–ચણીઆરૂં કમાડ ઉઘાડતાં બોલે તે નિષેધ. ઘરમાં પેસવાની ના પાડે છે તેને વાગે છે. કમાડ ઉઘાડ્યા પછી પોતાની મેળે જ વસાઈ જતાં હોય તો નિષેધ–દારિદ્રાવસ્થા આવે. વાસ્યા છતાં ઉઘડી જાય તો નિર્વંશ, બીજાને વારસો મલે. તે અવાજ કારણ–ચણીઆરાં ને ઉપરનાં ઠેઠના ઠુંઠા વાંકાચૂકા હોય છે તેથી થાય છે માટે તે બરોબર બનાવરાવવા

કમાડમાં–આખી મનુષ્યાકૃતિની કલ્પના–ઉપરના ઓતરંગમાં ઘાલ-
વાનો ભાગ તે બે ઉંચા કરેલા હાથ–ઘરનો ભાર ઝીલવા માટે

મુગટ

| | | | | |
|---|---|---|---|---|
| | | | | |
| ઉં | | | સાંકળ તે ચોટી ને માથું | ઉં |
| ચા | | કપાળ | | ચા |
| ક રે લા | | આંખો નાક | | ક રે લા |
| હાથ | | મોઢું | | હાથ |
| | | પેટ | | |
| | | કમર | | |
| | | | | |
| પગ | | | | પગ |
| | | | ઢીચણ | |
| | | | | |
| પગલાં | ઘણીઆરાં લોઢાનાં | | પગતલાને | પગલાં |

અથ કમાડ ચક્રે. માથું તથા મુખની આકૃતિ સમજવી. તથા આખી મનુષ્યાકૃતિ સમજવા માટે ફક્ત મુખાકૃતિ.

ઉપરનું કપચર તે મુગટ કે પાઘડી.

| | | | | |
|---|---|---|---|---|
| | | | ચોટી | |
| | | | માથું | |
| | | | કપાળ | |
| | | | ભમરો ને આંખો | |
| | | | મૂછોનુ સ્થાન | |
| | | | હોઠ ઉપરનો | |
| | | | મોં ફાડ બીડેલો | |
| | | | નીચેનો હોઠ | |
| | હોઠથી નીચેનો તે-દાઢી ઉપરનો ખાડો | | | |
| | | | દાઢી | |
| | | | ગળું | |

ફક્ત કમાડમાંની મુખાકૃતિનો દેખાવ એવો છે કે વાઘની માફક ઉંધો સૂતેલો માણસ તે પણ વાઘ ઉંચું જુએ તેમ તે માણસ પણ વાઘ ઉંચું કરી જોતો હોય તેવો છે. વાઘની આકૃતિ ગણે તો ઉપરનું કપચર છે. તે કાન સમજવા. પુરૂષાકૃતિમાં—ખડકી તે ગરદન સમજવી ગળાથી નીચેની છાતીનો ભાગ હૃદય તે ચોક, ઓરડો તે પેટ ને પછીતમાં પગ આ પ્રમાણે કલ્પના થાય છે. તેમજ ચૂલાની આકૃતિમાં પણ પલાંઠી-વાળી બેઠેલો તે ઉંધું ઘાલી નીચું જોઈને બેઠેલો હોય તેવી છે. તેના સ્થાનના નામોના અર્થ સમજો, જુઓ ચૂલા મુહૂર્ત્તમાં—પગની પલાંઠીનું નામ—આગમણુ—આગનું આવાગમન અથવા પગેથી આવાગમન થાય તે માટે છે તેમ સમજવું.

ગૃહ પ્રવેશ

**ઉત્તર તિય હસ્ત પંચ્ચ શ્રવણ ત્રય મૃગ પુષ્ય**
**રેવતી રોહિણી મૂલરિસી શશીગુરૂ ભૃગુ શનિસુખ ૭૪૪**
**નંદા પૂર્ણા જયાતિથિ વૃષ મિથુનાં તુલ કન્ન**
**કુંભ લગનસું હીર કહઈ ગૃહપ્રવેશે સુખ સન્ન ૭૪૫**

અથ ગૃહ પ્રવેશ કરવાનું મુહૂર્ત્ત—

મઘો માધવે માર્ગશીર્ષે ચ પુષ્યે તપસિ મૃદુ ધિષ્ણે વાસવે વારૂણે ચ ।

ધ્રુવે વાક્પતિ નિંદુ શુક્રાર્કિવારે ગુરૂ સન્નિવેશો બુધે સદ્મનસ્તુ ॥

અથ ગૃહ પ્રવેશે નક્ષત્ર, તિથિ તથા શુભ લગ્ન વિચાર—

ઉત્તરા ૩, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, મૃગ, પુષ્ય, રેવતિ, રોહિણી, મૂલ આ નક્ષત્રો.

સોમવાર, ગુરૂવાર, શુક્રવાર અને શનિવાર આ વારો.

---

રવિ નક્ષત્રથી દિનનક્ષત્ર પર્યંતના નક્ષત્રોની સંખ્યા મુજબ ફલ કલ્પવાનું હોઈ આકૃત્તિ ફક્ત ફલ શ્રુતિ માટે છે. આકૃતિઓનું વિશેષ પ્રયોજન રહેતું નથી તેથી મૂકી નથી. —હિમ્મતરામ.

વૃષ, મિથુન, તુલા, વૃશ્ચિક અને કુંભ આ લગ્નો શુભ છે.
અથ ઘર પ્રવેશે વાસ્તુશાંતિ મુહૂર્ત્ત–'જ્યોતિર્મયૂખે' પૃ. ૨૦૯ શ્લોક–૫૫ થી ૫૯.

ત્ર્યુત્તરા રોહિણી હસ્ત ધનિષ્ઠા શત તારકા ।।
પુનર્વસુ મઘા સ્વાતિ અશ્વિની રેવતી શ્રુતિઃ ।।૫૫।।
પુષ્યાનુરાધા પ્રોક્તાનિ ૠક્ષાણિ શાંતિ કર્મણિ ।
માઘ ફાલ્ગુન વૈશાખ જ્યેષ્ઠાઃ શસ્તા નવે ગૃહે ।।૫૬।।
પ્રવેશે શ્રાવણો માર્ગઃ કાર્ત્તિકોપિ પ્રશસ્યતે ।
ચૈત્રો માસઃ કુજાર્કૌ ચ રિક્તા દગ્ધા સ્ત્વમા મૃતિઃ ।।૫૭।।
દુષ્ટ ચંદ્ર ઇમે ત્યાજ્યા નવ ગેહ પ્રવેશને ।
ચરે લગ્ને ચરાંશસ્થે પ્રવેશો ન શુભાવહઃ ।।૫૮।।
શુભૈઃ કેંદ્ર ત્રિકોણવ્ય દ્વિગૈરા ચ ત્રિષષ્ઠગેઃ ।
પાપૈઃ શુધ્ધેષ્ઠમે તુયે વિજનુ ર્ભાષ્ટમેંગકે ।।૫૯।।

અર્થાત્—ઉત્તરા ૩, રોહિણી, હસ્ત, ધનિષ્ઠા, શતભિષા, પુનર્વસુ, મઘા, સ્વાતિ, અશ્વિની, રેવતિ, શ્રવણ, પુષ્ય, અને અનુરાધા આ નક્ષત્રો વાસ્તુશાંતિના કાર્યમાં શુભ છે. માહ, ફાગણ, વૈશાખ, જેઠ, શ્રાવણ અને માગશર તથા કારતક મહિનો પણ નવા ઘર માટે શુભ છે. ચૈત્ર મહિનો, રવિ તથા મંગલવાર, રિક્તા તિથિ, દગ્ધ તથા મૃત્યુયોગ, અમાસ તથા જન્મનો ચંદ્ર અને જન્મ લગ્ન નવા ઘરના પ્રવેશમાં છોડી દેવાં. વળી ચાર રાશીનાં લગ્નો, મેષ, કર્ક, તુલ ને મકર એ લગ્નો તથા તેનો નવાંશ પણ ગ્રહ પ્રવેશમાં અશુભ છે. ઘર પ્રવેશ જે લગ્નમાં કરે, તેમાં કેંદ્રમાં તથા ત્રિકોણમાં ને ૧૧–૨ અને ૩ જા સ્થાનમાં શુભ ગ્રહો લેવા. અને ૩–૬–૧૧ આ સ્થાનોમાં પાપ ગ્રહો હોય તો લેવા. પણ ૪–૮ સ્થાને પણ ગ્રહ ન જોઇએ. ગૃહ પ્રવેશ દિવસે કરવો શુભ છે. નવા ઘરમાં રાત્રિએ પ્રવેશ ન કરવો. દિવસે મુહૂર્ત્ત ન આવતું હોય તો અથવા ખાસ અડચણ હોય તો જ રાત્રે શુભ મુહૂર્ત્તમાં ઘર પ્રવેશ કરવો.—૫૫ થી ૫૯

અથ જુના તથા નવા ઘરમાં પ્રવેશ કરવાનું મુહૂર્ત્ત—

માઘ ફાલ્ગુન વૈશાખ જ્યેષ્ઠ પ્રશસ્તા નવે ગૃહે ।
જીર્ણાદૌ શ્રાવણો માર્ગ કાર્ત્તિકોપિ પ્રશસ્યતે ॥
શુકલે ચ પક્ષે સુતરાવિ વૃધ્યૈ કૃષ્ણે ચ યાવદ્દશમી ચ
તાવત્ ॥

અથ જુના તથા નવા ઘર પ્રવેશે વાર, તિથિ આદિ મુહૂર્ત્ત—

નંદાયાં દક્ષિણં દ્વારં ભદ્રાયાં પશ્ચિમે નતુ ।
જયાયાં ઉત્તરં દ્વારં પૂર્ણાયાં પૂર્વતો દિશેત્ ॥૧॥
ગુરૂ શુક્ર બુધાખ્યેષુ [ચંદ્રાર્કે] ચ સુખાર્થદમ્ ।
પ્રવેશેતુ શનિસ્થૈર્યં કિંચિત્ ચૌર ભયં ભવેત્ ॥૨॥
ચિત્રોત્તરા ધાતૃ શશાંક મિત્ર
અવંત્ય વારીશ્વરઃ ભેષ નૂનમ્ ॥
ધનિષ્ઠા દ્વિતયે પુષ્યે ત્ર્યુત્તરે રોહિણી દ્વયે
ચિત્રા સ્વાત્યનુરાધારેવે પ્રવેશેત્ જીર્ણમંદિરમ્ ॥૩॥

પાઠાંતરે—રોહિણી ૧, મૃગ ૨, પુષ્ય ૩, ઉત્તરાફાલ્ગુની ૪, હસ્ત ૫, ચિત્રા ૬, સ્વાતિ ૭, વિશાખા ૮, અનુરાધા ૯, મૂલ ૧૦, ઉત્તરાષાઢા ૧૧, શ્રવણ ૧૨, ધનિષ્ઠા ૧૩, શતભિષા ૧૪, ઉત્તરાભાદ્રપદ ૧૫ અને રેવતિ ૧૬ આ નક્ષત્રો ગૃહ પ્રવેશમાં લેવાં.

ગૃહ પ્રવેશે કલશ ચક્ર

ગૃહ પ્રવેશે પૂરણ કલશ રવિરિસી ઇમ દે સીસ
ચાર પૂરવે ચાર દખ્ખણે પછિમ ચાર જગીસ ૭૪૬
ચાર ઉત્તર[1] ચાર ઉદરી કંઠિ તિય તિય નાભી
ગિણતાં દિનરિસી આવહી કલશાકાર ફલાઇ ૭૪૭
શીશ છેહ હુવૈ શીશ મહીં પૂરવે ઉદ્વંશ થાય
દખ્ખણે સુખ ધન પછિમે ઉત્તર આરો[1] રાય ૭૪૮

૧ આનંદ.

ઉદરે ઉદર વેદના કંઠે ચિર પદ હોઇ
નાભિ કમલે નિરોગપણું હીર કલશ ઇમ જોઈ ૭૪૯

અથ ગૃહપ્રવેશે કલશચક્ર—' બૃહત્ શિલ્પશાસ્ત્રે ' ભાગ ૧ લો. પૃષ્ઠ ૬૦ શ્લોક ૧૦૫–૧૦૬

૫ ૮ ૮ ૬
પ્રવેશે કલશેઽર્કર્ક્ષાત્ પંચ નાગાષ્ટ ષટ્ ક્રમાત્ ।
અશુભં ચ શુભં જ્ઞેયં અશુભં ચ શુભં તથા ॥૧૦૫॥
કૃત્વાર્કં વામ તો ગેહે વિધાયાગ્રે દ્વિ જન્મનઃ ।
જલપૂર્ણં ઘટં ધૃત્વા માંગલ્યેન ગૃહં વિશેત્ ॥૧૦૬॥

પાઠાંતરે—

૫ ૮ ૮ ૬
પંચ નાગા ગજા રસાર્કાઃ અશ્રેષ્ઠં શ્રેષ્ઠકં તથા ।
અશ્રેષ્ઠં શ્રેષ્ઠકં કુંભે વિજ્ઞેયં રવિભાદ્ બુધૈઃ ॥

કલશ ચક્ર

| અશુભ | શુભ | અશુભ | શુભ |
|---|---|---|---|
| ૫ | ૮ | ૮ | ૬ |

નોંધ—જે દિવસથી મુહૂર્ત્ત જોવું હોય તે દિવસે સૂર્ય નક્ષત્રથી દનિયા સુધી ગણવું. જો ૧ થી ૫ સુધી થાય તો ખરાબ, ૬ થી ૧૩ સુધી થાય તો ઉત્તમ, ૧૪ થી ૨૧ સુધી ખરાબ. અને ૨૨ થી ૨૭ સુધી ઉત્તમ. અભિજીત ગણવું નહિ.

અથ ગૃહ પ્રવેશે કલશચક્રં—

મુખેકં દિશી ચત્વારિ ચત્વારિ ગર્ભમેવ ચ ।
ગુદે કંઠે ન્યસેત્ ત્રીણિ સૂર્યભાત્ કલશે ધ્રુવં ॥
મુખ રૂક્ષે શિરોચ્છેદઃ પૂર્વે ઉદ્વેગ સંભવઃ ।
દક્ષિણેચાર્થ લાભં સ્યાત્ પશ્ચિમે સુખ સંપદા ॥
ઉત્તરે કલહો વિદ્યાત્ ગર્ભે ગર્ભો વિનશ્યતિ ।
ગુદે કંઠે ભવેત્ લક્ષ્મી સૂર્યભાત્ કુંભ નિર્ણયઃ ॥

કલશચક્રનાં સ્થાનને ફલ–

પ્રથમ ૧લું મુખે ખરાબ, પછી પૂર્વાદિ ચાર દિશાઓમાં ૨ થી ૫ પૂર્વે ખરાબ, ૬ થી ૯ દક્ષિણે ઉત્તમ, ૧૦ થી ૧૩ પશ્ચિમે ઉત્તમ, ૧૪ થી ૧૭ ઉત્તરે ખરાબ, ૧૮ થી ૨૧ ગર્ભમાં ખરાબ. ૨૨ થી ૨૪ ગુદે–હેઠે નીચે ઉત્તમ, ૨૫ થી ૨૭ કંઠે–ગલામાં ઉત્તમ.

રવિવાસ વામાઈ

**મીન મેષ વૃષ સૂરિ જબ્બ તવ્વ પૂરવ વિશ્રામ**
**મિથુન કરક[1] સિંહ દખ્ખણે[2] સૂરિજ વાસૈ ઠાંમ ૭૫૦**
**કન્યા તુલ વૃશ્ચિક ત્રિહું વાસો પચ્છિમ માંહી**
**ઉત્તર ધન મકરાં ઘટાં દિનકર બેઠો છાંહી ૭૫૧**
**હીર કહઈ ગમણે[3] રવિ સુખ દાહિણ સન્મુખલેઈ**
**ડાબો ઘર પુર પઈસતાં લીધો લાહો દેઇ ૭૫૨**
**રવિ વાસો પહિલે પૂહર અગનિ કુણ વસેઈ**
**બીઇ પૂહર દક્ષિણ દિશાઈ નૈરતિ તિય ઈક દેતિ ૭૫૩**
**પછિમ ચો પુણ વાયવૈં ઉત્તર છટ્ઠે દેઇ**
**ઈશાણિ સત્તમ પહુર અઠ્ઠમ પૂરવ દેઈ ૭૫૪**

અથ સૂર્ય ડાબી બાજુ છે કે જમણી બાજુ તેનો વિચાર:—

પહરિ અગનિ દક્ષિણ પર નૈરૂત પહર નિવાસ;
ચોથે પચ્છિમે વસી સૂરજ કરે નિવાસ. ૧
રાત્રિ પ્રથમ વાયવ રહે બીજે ઉત્તર જાંણુ;
તીજે પહરે ઈશાને રહે ચોથે પૂરવ ઠાંણ. ૨
ચલાણે પૂઠે જિમણે ડાબો ગાંમ પ્રવેશ;
ઈણ પરિ સૂરજ લીજતાં ભાજે કોટી કલેશ. ૩

અથ રવી પ્રહર વાસો—

રવી વાસો પહેલે પ્રહર અગ્નિ કુંણ વસેઈ;

---

૧ કરિ. ૨ દક્ષિણઇ. ૩ રવિ ગમણ સુખ દાહિણ સન્મુખ દેઇ.

અથ સંક્રાંતિ પરત્વે રવિ વાસો—




બીય પુહરે દખ્ખણ દિસૈ નૈરૂત તીય કહેઈ. ૩૮૨
પછિમ અઉ પણ વાયવે ઉત્તર છઠ્ઠે દેઈ;
ઈશાને સત્તમ પહર અઠ્ઠમ પૂરવ દેઈ.

( રવી પ્રહર વાસોનું કોષ્ટક જોડે છે. )

નોંધ—પૂર્વાભિમુખ એટલે ઘરથી બહાર નીકળતાં જનારનું મૂખ પૂર્વદિશા તરફ થાય અને પેસતાં પશ્ચિમ દિશા તરફ મુખ થતું હોય, આવા ઘરનું દ્વાર પૂર્વાભિમુખ કહેવાય છે, આજ પ્રમાણે ચારે દિશા માટે સમજવું ઘરમાંથી નીકળતાં જે દિશા સામી દેખાય તે દિશાવાળું દ્વાર સમજવું.

અથ ગૃહ પ્રવેશે વામાર્ક જ્ઞાનચક્રમ—જુના શ્રીધરી પંચાંગમાં લગ્નકુંડલીમાં પ્રવેશ લગ્ન તે પૂર્વમાં સમજીને સૂર્ય જોવો

| દિશાનામ | લગ્નમાં સૂર્યનું સ્થાન | સૂર્ય | મુહૂર્તનો સંભવ |
|---|---|---|---|
| પૂર્વ દ્વારમાં પેસતાં | ૮,૯,૧૦,૧૧,૧૨ | વામે | સૂર્યોદય પછી અને સંધ્યા પહેલાં |
| દક્ષિણ દ્વારમાં પેસતાં | ૫,૬,૭,૮,૯ | વામે | બપોર પછી અને અડધી રાત પહેલાં |
| પશ્ચિમાભિ મુખમાં ,, | ૨,૩,૪,૫,૬ | વામે | સંધ્યા પછી અને પરોઢ સુધી |
| ઉત્તરાભિમુખમાં પેસતાં | ૧૧,૧૨,૧,૨,૩ | વામે | મધરાત પછી અને બપોર પહેલાં |

અથ પ્રવેશમાં વામાર્કની સમજણ—ગામ કે ઘરની દિશા એક સમજવી.

વાસ્તુ પ્રકરણે—લગ્નશુદ્ધિ—સ્થિર લગ્ને પ્રવેશ કરવો.

સમજુતી—

પૂર્વાભિમુખ ઘરમાં પ્રવેશ—સવારથી સાંજ સુધી કરવો.
દક્ષિણાભિમુખ ઘરમાં પ્રવેશ—બપોરના લગભગ બે વાગ્યાથી રાત્રિના ૧૦ વાગ્યા સુધી.
પશ્ચિમાભિમુખના ઘરમાં પ્રવેશ—રાત્રે જ મુહૂર્ત આવે.
ઉત્તરાભિમુખના ઘરમાં પ્રવેશ—સવારમાં સૂર્યોદયથી ૧૦॥ સુધી

નોંધ—કલશચક્રનો સંબંધ જોઈને રાત્રિનો સમય સમજવો.

પશ્ચિમાભિમુખવાળાને રાત્રે જ મુહૂર્ત આવે માટે તે બાબતમાં શંકા કરવી નહિ.

વામાર્કની સ્પષ્ટ સમજુતી—

જન્મલગ્ન ને જન્મરાશીથી આવતું ઉપચય ૩-૬-૧૦-૧૧ મા સ્થાનમાં સ્થિર રાશીવાળું સ્થિર લગ્ન ઘર પ્રવેશમાં શુભ જાણવું. અને સૂર્યાદિ ગ્રહો ઘરના આરંભની લગ્ન શુદ્ધિમાં જે પ્રમાણે કહ્યા છે તે પ્રમાણે રહ્યા હોય ત્યારે ગૃહ પ્રવેશ શુભ જાણવો. તેમજ જે દિશામાં ઘરનું મુખ હોય એ દિશામાં સપ્તશલાકા ચક્ર પ્રમાણે કહેલાં જે દિશાનાં નક્ષત્રો તે નક્ષત્રોમાં તે દિશામાં પ્રવેશ કરવો.

વામાર્ક બાબત—પ્રવેશ લગ્ન શુદ્ધિમાં આઠમા સ્થાનથી બારમા સ્થાન સુધીમાં સૂર્ય હોય તો પૂર્વ મુખવાળા ઘરમાં, ને પાંચમાથી નવમા સુધી હોય તો દક્ષિણ મુખવાળા ઘરમાં, વળી બીજાથી છઠ્ઠા સ્થાન સુધી સૂર્ય હોય તો પશ્ચિમ મુખવાળા ઘરમાં, અને ૧૧ માથી ૩ જા સ્થાન સુધીમાં સૂર્ય હોય તો ઉત્તર મુખવાળા ઘરમાં પ્રવેશ કરનારને વામ સૂર્ય થયો એમ જાણવું. અને તે જ વામાર્ક કહેવાય છે. વામ સૂર્ય લઇ પ્રવેશ કરે તો પશ્ચિમાભિમુખવાળાને હમેશાં રાત્રિ સિવાય મુહૂર્ત્ત આવતું જ નથી, ને રાત્રે પ્રવેશ કરવાને કાંઈ પણ હરકત નથી.

બારણાનું મુખ પશ્ચિમ સામું તેમાં પેસતાં પૂર્વ મુખ થાય.




બારણાનું મુખ ઉત્તર સામું તેમાં પેસતાં દક્ષિણ મુખ થાય



બારણાનું મુખ-પૂર્વ સામું સમજવું-તેમાં પેસતાં પશ્ચિમ મુખ થાય. બારણાનું મુખ-દક્ષિણ સામું. તેમાં પેસતાં. ઉત્તરમુખ થાય.







અથ ગ્રહ ગામાદિના પ્રવેશ વખતે-ચંદ્રમા સન્મુખ ટાળવો ને ડાબો લેવો તે વિષે—

સાહમો (સન્મુખ) ચંદો ચિત્ત હર પૂંઠે કરે વિનાશ;
બીજે ડાબો જિમણો સુખે કરે સ્થિર વાસ. ૧

અથ વિજયયોગ-વિજય મુહૂર્ત્ત—

દ્વૌ પ્રહરૌ ઘટીકા હીનૌ દ્વૌ પ્રહરૌ ઘટિકાધિક;
વિજયો નામ યોગોયં સર્વ કાર્યાણિ સાધયેત્ ॥૧॥
કાલપાશશ્ચ યમઘંટ યોગિની મૂર્તિમેવ;
કુલિકં ન ચિંતયેત્ મસ્તકે યદિ ભવતિ ભાસ્કર ॥૨॥
સિધ્યંતિ સર્વ કાર્યાણિ ચ મનોરથાનિ ॥

સૂચના—પ્રયાણમાં જેટલી વાતો ટળે તેટલી પ્રવેશમાં ન ટળે તે યાદ રાખવા માટે શ્લોક—

દિશાશૂલ યોગિની કાલપાસૈઃ નક્ષત્ર વાર પ્રભવૈશ્ચ શૂલૈઃ ॥
વૈકાલ યોગાઃ કથિતાઃ પ્રયાણે તે વર્જયેન્નૈવ યદા પ્રવેશઃ ॥૩॥

પ્રવેશમાં ફક્ત ચંદ્ર બલ જોવું. બીજું કાંઈ પણ જોવું નહિ. પ્રયાણને પ્રવેશમાં બહુ તફાવત છે. વળી પ્રયાણે દક્ષિણાર્ક અને પ્રવેશમાં વામાર્ક લેવો તે બે બે પહોર પ્રમાણે હોય છે.

ઘરમાં ચૂલો કરવાનું મુહૂર્ત

**અઠ્ઠમી ચઉદસી ટાલી કરી અવર સવે તિથિ લેઇ**
**ચૂલા કામ કરંતડાં સંપદ ઘરિ વાધેઇ ૭૫૫**
**શ્રવણ ધનિષ્ટા વિશાહ પુષ્ય રેવય રોહિણ સુખ**
**રવિ મંગલ બે વાર બે ચૂલા કર્મ કરિષ્ય ૭૫૬**

ઘર પાછળ નિષેધ વાસ્તુ

**ઉકરડી કુંભાર ગૃહ લોહકાર સમશાન**
**હીર કહે ઘર પાછલે ગૃહમાં મંડે જાણ ૭૫૭**

અથ ચૂલા મુહૂર્ત—

પૂર્વાર્દ્રા રોહિણી પુષ્યે ઉત્તરા ત્રિતયે અશ્વિલે ।
સ્થિતિ ર્મહાન સ સ્યેષ્ટા ગૃહોપસ્કરણૈઃ સહ ॥
શનિવારે દરિદ્રત્વં શુક્રે અન ધંન મેવ ચ ।
ગુરૂવારે ભવેત્ લક્ષ્મી બુધે લાભો ભવેત્સદા ॥
ભોમવારે મૃતે ભાર્યા સોમે ધન ક્ષયં ભવેત ।
રવિવારે ભવેત્ રોગી ચૂલ્હા સ્થાપન કર્મણિ ॥

અર્થાત્—મૂલ, ચિત્રા, અનુરાધા, વિશાખા, મૃગશિર, ઉત્તરા ૩, રોહિણી, જ્યેષ્ઠા અને રેવતી એ નક્ષત્રો.

બુધવાર, ગુરૂવાર, શુક્રવાર અને સોમવાર એ વારો.
બીજા, ત્રીજા, પાચમા, છઠા અને નવમા લગ્ને,
અને શુભ તિથિએ પ્રથમ રસોઈ બનાવવી જોઇએ.

વળી પાઠાંતરે—

ચૂલા ચક્રે લિખેત્ પ્રાજ્ઞં ભાનુ ભુક્તં રિખે શુભં ।
પૃષ્ટે ષષ્ઠ શુભં પ્રોક્તં ચતુઃસારં ભયંપ્રદં ॥

એડાષ્ટકે શુભં પ્રોક્તં મધ્યે પંચ વિનસ્યતિ ।
ચતુષ્કા અથતે શોકં પત્નિ સ્યંદ્ર શુભે શુભં ॥

નક્ષત્ર—૬ સુખ, ૪ મૃત્યુ, ૮ સુખ, ૫ નાશ, ૨ ભોગાર્થ લાભ. અને ૨ સ્ત્રી નાશ. સૂર્યાત્ દિનાવધિ.

સૂર્ય નક્ષત્રથી ૬ સ્થાને. પૂંઠે, સુખ. ૪ સ્થાને, માથે મૃત્યુ.
૮ સ્થાને બાજુ સુખ. ૫ સ્થાને, મધ્ય, નાશ.
૨ સ્થાને હાથે, ભોગ. ૩ સ્થાને, પગે સ્ત્રી નાશ.

અથ ચૂલા ચક્રમાં નક્ષત્રો મૂકવાની રીત—

ખટ પૂંઠે ચતુ મસ્તકે દો શાખાયે ચતુઃ ચતુઃ ।
મધ્યે પંચ નક્ષત્રાણિ ચતુઃ આગમણુ માંય ॥




શ્રવણુ ધનિષ્ઠા વિશાખા પુષ્ય રેવે રોહણુ હુંત;
કૃત્તિકા રવી શનિ મંગલ એ વાર (નહીં) ચૂલા કામ કરંત.
આઠમ ચઉદશ ટાલ કર અવર સવે તિથ લેય;
ચૂલા કામ કરંતડાં સંપત ઘર વાધેહ.

ઉપરના નક્ષત્રો શ્રીધરી પંચાંગમાં પણુ લીધાં નથી તેમ વાર પણુ તદ્દન ખરાબ કીધા છે. રવિ, મંગલ, શુક્ર ને શનિ નેષ્ટ=ખરાબ છે. પણુ ચંદ્રબલ ફક્ત (સ્ત્રીનું) શુભતિથિઓને પૂર્વા ૩, આર્દ્રા, રોહિણી, પુષ્ય, ઉત્તરા ૩ અને અશ્વિની આ નક્ષત્રો ૭ લીધાં છે.

અથ પંચક તથા તેમાં ટાળવાનું નક્ષત્ર ને ઘર છાવાનું મુહૂર્ત્ત—

પડવા કે દિન મંદિર છાવે, સો નર આપણો કાલ બોલાવે;
બીજ ત્રીજ ઘર ભોગ વિલાસ, કામણી કંથ સદા ઘરવાસ.—૧
ચોથ કે દિન મંદિર છાંય જ કરે, તસ ઘર આય ભુજંગ રહે;
પાંચમ સાતમ અન્ન અપારા, મહિષી[1] તુરી[2] રહે ઘર બારા.—૨
છઠ આઠમ છાવી નહિ છાંય, તસ ઘર હોવે પુત્ર કી હાંણ;
નવમો છાંય ન કરાવો ભાઇ, કાંસે ત્રાંબે હોય દુહાઇ.—૩
દશમ અગીયારશ કાંઈ વિચારો, સો નર કાઢી ખાય ઉધારો;
બારશ તેરશ છાવણુ સહી, વાટ પડયો ધન આવે લઇ.—૪
ચૌદશ અમાસે છાવણુ મત કરો, પૂનમ દિને ભૂખે નહીં મરો;
પંડિત ભાખે દોય કર જોડ, પનરાં તિથિમાં કાઢી ખોડ—૫

અથ ગૃહાચ્છાદન મુહૂર્ત્ત—

હસ્ત, ચિત્રા, સ્વાતિ, રોહિણી, મૃગ અને અનુરાધા એ નક્ષત્રો. અને નંદા તિથિ, રિક્તાતિથિ અને અમાસ સિવાય ગૃહાચ્છાદન કરવું ઉત્તમ છે.

હોમ વખતે અગ્નિનો વાસો ક્યાં છે, તે જોવું જોઈએ—

પડવેથી તિથિ ગણવી, રવીવારથી વાર ગણવો તેનો સરવાળો કરી તેમાં ૧૮ ઉમેરવા, પછી ત્રણે ભાગતાં શેષ ૧ વધે તો પાતાલમાં, ૨ વધે તો મૃત્યુ લોકમાં અને શૂન્ય વધે તો આકાશમાં વાસો જાણવો.

અથ હવન મુહૂર્ત્ત—

અજવાળી એકમથી તિથિ ગણવી તે મુહૂર્ત્તના દિવસ સુધી ગણવી. વાર રવિથી ગણવો. તે બેનો સરવાળો ગણીને, તેમાં ૧ ઉમેરીને જે સંખ્યા આવે તે સંખ્યાને ચારે ભાગતાં શેષ ૩ અથવા શૂન્ય આવે તો અગ્નિનો વાસો આકાશમાં છે એમ જાણવું; આ સમયમાં જો હવન કરે તો પ્રાણનો નાશ થાય, ને બે વધે

૧ ભેંસ. ૨ ઘોડી.

તો પાતાળમાં વાસો જાણવો. આ સમયમાં હવન કરે તો ધનનો નાશ થાય.

પાઠાંતર—

અષ્ટાદશ પ્રાણુાય તિથિવારં ચ મિશ્રીતં ।
સપ્ત દ્વીપે સમાયુક્તા ચતુર્થે ભાગમાહરેત્ ॥૧॥
એકેન વસતે સ્વર્ગે દ્વિતીયે પાતાલ મેવ ચ ।
ત્રયે શૂન્યે ભવેદ્ભૂમૌ એવં ફલં શુભાશુભં ॥૨॥

નોંધ—એક ઠેકાણે વાંચવામાં આવ્યાનું યાદ છે કે-અગ્નિનો વાસો આકાશમાં હોય તો જમીન ઉપર સ્થંદિલ બનાવવું પાતાલમાં હોય તો કુંડ કરવો અને જમીન ઉપર હોય તો જમીન ઉપર હોમ કરવો.

અથ હોમ કર્મ વિધિ-પાઠાંતરે—

અષ્ટાદશ ધ્રુવાંકાશ્ચ તિથિ વાર સમન્વિતા ।
અષ્ટભિસ્તુ સમાયુક્તા ત્રિભિર્ભાગં સમાહરેત્ ॥૧॥
એકેન વસતિ સ્વર્ગે દ્વાભ્યાં પાતાલ મેવ ચ ।
શૂન્યે ચ મૃત્યુ લોકેષુ ત્રિવિધોગ્નિ રૂદાહૃતા ॥૨॥
સેકા તિથિ ર્વાર યુતા કૃતાપ્તા શેષે ગુણાભ્ર ભુવિ વન્હિવાસઃ ।
સૌખ્યાય હોમે શશિ યુગ્મ શેષે પ્રાણાર્થ નાશો દિવિ ભૂતલે ચ ॥૩॥
પાતાલે લભતે લક્ષ્મી મૃત્યુ લોકે સુખં ભવેત્ ॥
યદા ચ વસતે સ્વર્ગે હાનિ મૃત્યુ ર્ન સંશયઃ ॥૪॥

ગર્ગસંહિતાયાં વચનાત્—

શુકલાદ્યા તિથયો હિમાંશુ સહિતા સૂર્યાદિવારાન્વિતા ।
ત્વષ્ટા યક્ષ જવન્ન તિથિફલં વન્હિ ર્નિવાસો ય વૈ ॥
સૈકેન૧ કૃતલં તથવ યુગલે ૨ પાતાલ વાસસ્થિતી ।
ત્રિક શૂન્યે૦ શુ ચ ભૂપરિ શુભકરં નાશાય ચાન્ય સ્થિતી ॥૫॥
મૃદુ ધ્રુવ ચર ક્ષિપ્રો કાર્યં શાંતિક પૌષ્ટિકે ॥
રિક્તાભૌમાર્કી રહિતે શુદ્ધ ધમોદયે શુભે ॥૬॥

અગ્નિચક્ર ન જોવા વિષે-ગર્ગસંહિતાયાં વચનાત્--

ગર્ભાધાને ચ માંગલ્યે વિવાહે મધુસૂદને ।
દુર્ગા હોમે વૈશ્વદેવે અગ્નિ ચક્રં ન દુષ્યતિ ॥૧॥
ચંડિકા શીવ હેરંબ જગંનાથાર્ક તો ગ્રહા ।
એતેષાં પૂજને હોમે અગ્નિચક્રં ન દુષ્યતિ ॥૨॥
વિવાહ યાત્રા વ્રત બંધ ગોચરે ચૂડોપવિતે ગ્રહણે યુગાદૌ ।
દુર્ગા વિધાને ચ સૂત પ્રસૂત નૈવાગ્નિ ચક્રં પરિશોધનીયં ॥૩॥
મહારૌદ્રે તથા યજ્ઞે યજને મધુસૂદને
દુર્ગા હોમેષુ સંજાતે અગ્નિચક્રં ન દુષ્યતિ ॥ ૪ ॥
વિવાહે વૃતબંધે ચ વૃતસ્યો સ્થાપને તથા
દુર્ગાયાં ચ તથા શાંતૌ અગ્નિચક્રં ન દુષ્યતિ ॥ ૫ ॥
મહાલયે ચંદ્રબિંબે રાહુગ્રસ્તો દિવાકરે
નિત્યે નિમિત્તકે ચૈવ અગ્નિચક્રં ન દુષ્યતિ ॥ ૬ ॥
ચંદ્રવ્રતે વિવાહે ચ વૃષોત્સર્ગાભિચારકે
ગ્રહે રાશિમતિક્રાંતે અગ્નિચક્રં ન દુષ્યતિ ॥ ૭ ॥

પાઠાંતરે--

દુર્ગા શ્રીપતિ શંભુ હોમ કરણે ઉદ્વાહ મૌજીવૃતે
નિત્યે જાતક કર્મણી ગૃહણુતો પાકર્મ નિલોચ્છવે ॥
શાલાકર્મણી દુર્ગ ભંગ વિજયે દુષ્ટ ગ્રહે પારિત:
શત્રુ વિગ્રહ કર્મણીતિ નૃપતિ ક્રોધેડગ્નિચક્રં ત્યજેત્ ॥ ૮ ॥

અથ જ્યોતિર્નિબંધે પાઠાંતર-પૌરાણુ કર્મ દર્પણે પ્રથમ પ્રકરણે-

દુર્ગા હોમ વિધૌ વિવાહ સમયે સીમંત પુત્રોત્સવે
ગર્ભાધાન વિધૌ ચ વાસ્તુ સમયે વિષ્ણો પ્રતિષ્ઠાદિષુ ॥
મૌજીબંધન વૈશ્વદેવ કરણે સંસ્કાર નૈમિત્તિકે
હોમો નિત્ય ભવેન્ન દોષ કથિતં ચક્રં ચ વન્હે રપિ ॥ ૯ ॥

અથ બાલબોધે—

દુર્ગા હોમ વિધૌ વિવાહ યજને પુત્રોત્સવે નિત્યશ:

પાણિ ગ્રાહ વિધોચ વાસ્તુ યજને વિષ્ણુ પ્રતિષ્ઠાવિધો ॥
મૌજી બંધન વૈશ્વદેવ કરણે જાપ્ય પ્રવેશે ગૃહે
હોમસ્તત્ર વિધીયતે ન દોષ જનકં ચક્રં ચ વૈશ્વાનરં ॥ ૧૦ ॥

અર્થાત્—દેવી સંબંધી કાર્યના હોમમાં, વિવાહમાં, પુત્રોત્સવાદિ કાર્યોમાં, વાસ્તુ, વિષ્ણુની પ્રતિષ્ઠામાં, જનોઈ, વૈશ્વદેવ તથા કોઈ પણ મંત્રના જાપની સમાપ્તિમાં દશાંશ હોમ, ગૃહપ્રવેશ વખતે એટલામાં અગ્નિચક્ર ન જોવું.

વળી—

વિવાહ યાગ વ્રત બંધ દીક્ષા સીમંત ચંડી ગૃહવાસ્તુ શાંતિ: ।
આદિત્ય શૌરી કુજ રાહુ કેતવો ન દોષદા યજ્ઞ વિધાયિનાં ખલુ ॥૧॥

અર્થાત્–વિવાહ, જનોઈ, સીમંત ( અઘરણી ) દેવી સંબંધી કાર્ય, વાસ્તુ શાંતિ માટેનો હોમ તથા ખાસ પાપગ્રહો (ક્રૂર ગ્રહો)ના મુખમાં આહુતિ આપવી હોય આટલે ઠેકાણે અગ્નિચક્ર ન જોવું.

અથ અગ્નિચક્ર જોવા વિષે—

લક્ષ કોટિ હવને સુરાંખિલે ચાતિરૂદ્ર કરણે ગ્રહાભિધે ।
વાપિ કૂપ ભવને સુરાલયે દેવખાતં ગૃહં દુર્ગ ખંડકે ॥૧॥
સંપ્રતિષ્ઠ કરણાદિકે તથા મંત્રયંત્ર વિધિ શાંતિ કારકે ।
ગ્રામ વેશન કૃતે નૃણાં તદા અગ્નિચક્રમવલોકયેત્સુધી ॥૨॥
વન્હિ વાસો યદા ભૂમૌ હોમે સૌખ્યં તદોચ્યતે ।
અંબરે ચૈવ પાતાલે પ્રાણાર્થ નાશક: ક્રમાત્ ॥ ૩ ॥
શાંતિકર્મ સુ સર્વત્ર ચિંતનીયં પ્રયત્નત: ।
નિત્યે નૈમિત્તિકે વન્હિ ચક્રાદ્યંતુ ન દુષ્યતિ ॥ ૪ ॥
–ઇતિ ગર્ગસંહિતાયાં વચનાત્.

વળી—

દુર્ગભંગે ગૃહે દુષ્ટે વિવાહે શત્રુ સંશહે ।
શાલા કૃત્યે નૃપે ક્રોધે ચક્રં યત્નેન ચિંતયેત્ ॥૫॥
દિશાં દાહે પથે ઘોરે ગ્રહ ગ્રસ્તે ભૂમિકંપને ।

જપ હોમાદિકં કર્તું કાર્યં ક્રુરાહુતિ વિના ॥૬॥

હોમ વખતે પ્રથમ આહુતિ કયા ગ્રહના મુખમાં પડે છે અને તેનું શું ફલ મળે છે તે જોવા માટે ગ્રહ ગણવાનો ક્રમ—

સૂર્યે૧ ત્રીણિ બુધેર ત્રીણિ શુક્રે૩ ત્રીણિ તથા શનૌ ૪ ।
ચંદ્રે૫ કુજે૬ ગુરૂ૭ રાહુ૮ ત્રીણ્યાર્કે ભાત્ ક્રમાત્ ॥૭॥
કેતુ ઉપરથી ગણી લેવો. રવિયાથી દનિયા સુધી ગણવું.

ફલ—

શોકં૧ સૌખ્યં૨ તથા લાભં૩ પીડા૪ સૌખ્યં૫ ચ બંધનં ।
ધાન્યં૭ હાનિ૮ મૃતિ૯ વિદ્યાદ્વન્હિચક્રે ફલં ક્રમાત્ ॥૮॥

પાઠાંતરે—

આદિત્ય ત્રીણિ બુધ ત્રીણિ શુક્રઃ ત્રીણિ શનિ ત્રયં ।
સોમ ત્રીણિ ભોમ ત્રીણિ ત્રીણિ ગુરૂ ત્રિરાહે ત્રિકેતવે ॥
આદિત્યસ્ય ભવેત્ શોકં બુધે ચૈવ યથા સુખં ।

ગ્રહ મુખે આહુતિ ફલં—

| ગ્રહનામ | સૂર્ય | બુધ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|
| નક્ષત્ર સંખ્યા | ૩ | ૩ | ૩ | ૩ |
| ફલ | ધનનાશ શોક | બુદ્ધિવર્ધન સુખ | સંપત્તિ લાભ | ધનનાશ પીડા |

| સોમ | મંગલ | ગુરૂ | રાહુ | કેતુ |
|---|---|---|---|---|
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| કૃષિલાભ લાભ | અગ્નિદાહ નિર્ધન | અભિષ્ટ સિદ્ધિ અર્થ લાભ | હાનિ હાનિ | દુર્ભિક્ષ મૃત્યુ |

શુક્રે લાભં વિજાનીયાત્ શનૌ મરણું ભવિષ્યતિ ॥
ચંદ્ર લાભં પ્રકુર્વીત કુજે પીડા ન સંશયઃ ।

× × × × × × ×

કેતવેના ભૃત્યગ્રહ આહુતિ ન સંશયઃ ।
સૂર્ય મહાનક્ષત્રાદિ ગણિતં દિન નક્ષત્ર યાવત્ આહુતિ ફલં ॥

સૂર્ય બુધ શુક્ર શનિ સોમ
ક્રમ—તરૂણી વિદ્ ભૃગુ ભાસ્કરી ચંદ્રમા;
મંગલ ગુરૂ રાહુ કેતુ
કુજ સુરેજ્ય વિધુનંદન કેતવઃ ॥

અર્થાત્—રવિયા નક્ષત્રથી દનિયા સુધી ગણતાં જે ઠેકાણે સંખ્યા આવે તે ગ્રહનું નામ ને ફલ સમજવું. દરેક ગ્રહનાં ત્રણ ત્રણ નક્ષત્રો ગણવાં. અભિજીત ગણવું નહિ.

કદાપિ ખાસ કારણને લઈને જે દિવસે હોમ કરવો હોય તે જ દિવસે ક્રૂર ગ્રહના મુખમાં જ આહુતિ પડતી હોય તો નીચે મુજબ કરવાથી દોષ લાગતો નથી.

લોઢાના પતરાની ૧ મૂર્તિ બનાવીને તેમાં જે ક્રૂર ગ્રહના મુખમાં આહુતિ પડતી હોય તે ગ્રહનું આવાહન-પૂજન કરીને તે મૂર્તિને ઊંધે મુખે કુંડમાં કે સ્થંડિલ ઉપર મૂકી પછી આહુતિ આપવી એવો ગ્રંથકારનો મત છે.

લેણદેણ પ્રશ્ન અકડમ ચક્ર

**હીર કહે અકડમ લિખો બાર ભુવન અનુરાહ**
**સૃષ્ટચાકાર તિહાં લિખી વરણ ઠવો સંભાર ૭૫૮**
**રુરૂ લૃલૄ ચ્યારી તજી બાકી વરણ વિચાર**
**આદિ અકાર ઠવિ કરી અંતે ઠવો ક્ષકાર ૭૫૯**
**લાભ હાનિ જો જોઈએ તો પહિલો નિજ નામ**
**થાપી પાછે આઅંક્ષઈ ગિણીજેં જેહસું**

સિદ્ધિ સાધ્ય મિત્રાં રિપાં નામ અનુક્રમે જોઈ
એક પાંચ નવ સિદ્ધિ કર સાધ્ય છઐ દશ દોઇ ૭૬૧
મિત્ર અગ્યારે સાત ત્રિહું રિપુ બારમ અષ્ટમચારેઇ
ઇમ જો ગણુતાં સિદ્ધિ આવહી તો કોઈ કાલે ફલ દેઇ ૭૬૨
સાધ્ય ફલે ના ફલે કદી મિત્ર ફેલે તતકાલ
રિપુ ગણુતાં જો આવહી તો તે હાખે કાલ ૭૬૩
દેશ ગામ પુર દેવ ગુરૂ રાજા સેવક મિત્ર
નર નારી ઔષધ પ્રમુખ રિપુ તે વર્જો તંત ૭૬૪

બાર ખાનામાં કુંડલી કરી તેમાં "અ" થી "ષ" સુધીના અક્ષરો અનુક્રમે લખવા. અને પોતાના નામના પહેલા અક્ષરથી જેની સાથે લેણુ દેણુનો વિચાર કરતા હોઈએ તેના નામના અક્ષર સુધી ગણુતાં ૧–૫–૯ હોય તો સિદ્ધિ, ૬–૧૦–૨ હોય તો સાધ્ય, ૩–૭–૧૧ મિત્ર, ૪–૮–૧૨ હોય તો શત્રુ સમજવા. આ પૈકી સિદ્ધિ હોય તો સારી મૈત્રી રહે. અને સાધ્ય હોય તો સામાન્ય. મિત્ર હોય તો સારી અને શત્રુ હોય તો ખરાબ. કોઈ પણ ગામ, દેશ, નગર, દેવ, ગુરૂ, રાજા, સેવક અને મિત્ર તથા સ્ત્રી–પુરુષ, દવા વગેરેથી પોતાને લાભ થશે કે હાની તેના માટે આ ચક્રથી લેણુ દેણુ જોવાય છે.

ખરી રીતે જોતાં આ ચક્રનો ઉપયોગ મંત્રશાસ્ત્રમાં છે. અને ત્યાં અમુક મંત્રથી પોતાને સિદ્ધિ મળશે કે કેમ ? તે માટે ઉપયોગ થાય છે. ગ્રંથકારે પણ આ હકીકતને લક્ષ્યમાં લઈ આ પ્રમાણે કહ્યું છે:—

ઈમ જો ગણુતાં સિદ્ધિ આવહી તો કોઈ કાલે ફલ દેઈ
સાધ્ય ફલે ના ફલે કદી મિત્ર ફલે તતકાલ.
રિપુ ગણુતાં જો આવહી તો તે હાખે કાલ.

મંત્રશાસ્ત્રમા આ ચક્રને "અકથહ' ચક્ર પણ કહે છે. તેમાં ચાર ખાનાં કરી તેમાં બધા અક્ષરોનો સમાવેશ થાય છે. અને

આદિમાં અ ક થ હ એમ અક્ષરો આવી જવાથી આને અ ક થ હ કહે છે. બાર ખાનાની કુંડલી કરીને પણ જોવાનો રીવાજ છે. તેમાં પહેલા ખાનામાં અ ક ડ મ આવે છે. તેથી અ ક ડ મ ચક્ર એમ પણ કહે છે.




આમાં અનુક્રમે સિદ્ધિ, સાધ્ય, મિત્ર અને શત્રુ એમ ગણુ-વાના છે. શારદા તિલકની રીતિ પ્રમાણે.

ચતુરસ્ત્રે લિખેદ્વર્ણાં શ્ચતુષ્કોષ્ઠ સમન્વિતે ।
અકારાદિક્ષકારાન્તાન્સ્વનામાદ્ય ક્ષરાદિત:
સિદ્ધાદીન્કલ્પયેન્મંત્રી .... .... .... ....

| સિદ્ધિ | સાધ્ય | મિત્ર | શત્રુ |
|---|---|---|---|
| અકથહ | ઉઙપ | લૃઝમ | ઔડવ |
| આખદળ | ઊચફ | લૄઞય | ઔઢશ |
| ઇઘધક્ષ | ઋછબ | એટર | અંણષ |
| ઈઙન | ૠજભ | ઐઠલ | અ:તસ |

આપણા ગ્રંથકારે જે પ્રકાર લીધો છે. તે પ્રકારાન્તર પણ તંત્ર ગ્રંથોમાં છે. તેમાં લખ્યું છે કેઃ—

દ્વાદશારેઽથવા ચક્રે કૂટષણ્ઢ વિવર્જિતાન્
આદિહાન્ત લિખેદ્વર્ણાન્ પૂર્વતો યાવદીશ્વરમ્
અંકાનેકાદિ ભાન્વન્તાલ્લિંખેત્ પૂર્વાદિતઃ ક્રમાત્
સિદ્ધઃ સાધ્યઃ સુસિદ્ધોઽરિશ્ચતુર્દ્ધાણુઃ સ્ફુટો ભવેત્
નવૈક પંચકે સિદ્ધઃ સાધ્યઃ ષટ્દશયુગ્મકે
ત્રિસપ્તૈકાદશે મિત્રં વેદાષ્ટ દ્વાદશે રિપુઃ

× × ×

સિદ્ધાર્ણા બાન્ધવાઃ પ્રોક્તાઃ સાધ્યાસ્તે સેવકાઃ સ્મૃતા
સુસિદ્ધાઃ પોષકાઃ જ્ઞેયાઃ શત્રવો ઘાતકા મતાઃ ।

**સ્વરોદયજ્ઞાન**

**જીમણી રવિ ગુરૂ ભૂમ શનિ વામઈશશી ભૃગુ બુધ**
**જો સ્વર વારાં સ્યું મિલઇં તો ફલ પામઈ શુદ્ધ ૭૬૫**
**સુવો મતિ સ્વર દાહિણઇં વામે અશણ ન પાન**
**જો બીહો જરા મરણથી તો રાખો એહ એધાંણ ૭૬૬**
**શશી વામે રવિ દાહિણે નાડી એ બે નામ**
**કિણ કામે જમણી ભલી વામી કીણહી ઠામ ૭૬૭**
**ચંદ્રનાડી આમંતરઈં રૂડી ગેહ પ્રવેશ**
**પ્રભુ દર્શન વસ્તુ ગ્રહણ ધરમ કરમ સુવિશેષ ૭૬૮**
**સૂરજ નાડી ભોયણ શયણ વિદ્યારંભ વિવાહ**
**×સંગ્રામઈ વાણિજ કરમ ક્ષુદ્ર કરમ સુખદાય ૭૬૮અ**

સ્વરોદય નામથી કેટલીક ચમત્કારીક આગાહી થાય છે. આ સ્વરોદય અથવા સ્વરશાસ્ત્રના બે ભેદ છે. એક જ્યોતિષિક

× ચંદ્ર વહંતઈ ચ્યાર પગ સુર વહંતઈ પચ્ચ
વહઈ વાર સો પાઉ ધરી ચલેલ સ ઠર ખલખંચ

અને બીજો યોગમાર્ગીય. જ્યોતિષના ભેદમાં આવતું સ્વરશાસ્ત્ર અ આ ઇ ઈ ઈત્યાદિ અક્ષરો ઉપર રચાએલું છે. અને આના માટે **સમરસાર નરપતિ જયચર્યા** આદિ ગ્રંથો છે બીજા ભેદમાં યોગશાસ્ત્રની રીતિ મુજબ ચાલતા શ્વાસોશ્વાસના ભેદ ઉપરથી અમુક પ્રકારો દર્શાવેલા છે. આને સ્વરોદય કહે છે. આને માટે શિવસ્વરોદય આદિ ગ્રંથો પ્રસિદ્ધ છે.

ગ્રંથકાર અહીં નાડિકાસ્વર ( શ્વાસોશ્વાસ ) ઉપર વિવેચન કરે છે.

નરપતિ જયચર્યામાં આ વિષયનું વર્ણન કરતાં જણાવ્યું છે કે—

અથાન્યત્સંપ્રવક્ષ્યામિ શરીરસ્થં સ્વરોદયમ્ ।
હંસચારસ્વરુપેણ યેન જ્ઞાનં ત્રિકાલજમ્ ॥૧॥
કુંડલિની મહાશક્તિર્નાભિસ્થાહિસ્વરુપિણી ।
તતો દશોર્ધ્વગા નાડ્યો દશ ચાધોગતાસ્તતઃ ॥૨॥
દ્વે દ્વે તિર્યગ્ગતે નાડ્યૌ ચતુર્વિંશતિ સંખ્યયા ।
કુણ્ડલિન્યા મહાશક્તેઃ મૂલમાર્ગા ભવંત્યમી ॥૩॥
તેભ્યઃ સૂક્ષ્મમુખા નાડ્યઃ શરીરસ્થાતિપોષિકાઃ ।
શતાનિ સપ્ત જાયંતે સપ્તોત્તરાણિ સંખ્યયા ॥૪॥
પ્રધાના દશ નાડ્યસ્તુ દશ વાયુ પ્રવાહિકાઃ ।
નામાનિ નાડિકાનાં ચ વાતાનાં ચ વદામ્યહમ્ ॥૫॥
ઈડા પિંગલા સુષુમ્ના ગાંધારી હસ્તિજિહ્વિકા ।
પૂષા યશા ચ વ્યૂષા ચ કુહૂઃ શંખિનિકા તથા ॥૬॥
પ્રાણોઽપાનઃ સમાનશ્ચ ઉદાનો વ્યાન એવ ચ ।
નાગઃ કૂર્મઃ કૃકશ્ચૈવ દેવદત્તો ધનંજયઃ ॥૭॥
પ્રકટો વાયુસંચારો લક્ષ્યતે દેહમધ્યતઃ ।
ઈડા પિંગલા સુષુમ્નાભિર્નાડીભિસ્તિસૃભિર્બુધૈઃ ॥૮॥
ઈડાનાડી સ્થિતશ્ચન્દ્રઃ પિંગલા ભાનુવાહિની ।
સુષુમ્ના શંભુરુપેણ શંભુર્હંસ સ્વરૂપકઃ ॥ ૯ ॥

શક્તિરૂપ: સ્થિતશ્ચન્દ્રો વામનાડી પ્રવાહક: ।
દક્ષનાડી પ્રવાહશ્ચ શિવરૂપી દિવાકર: ॥ ૧૦ ॥

× × ×

આદૌ ચન્દ્ર: સિતે પક્ષે ભાસ્કરસ્તુ સિતેતરે ।
પ્રતિપદાદિતો હાનિ સ્ત્રીણિત્રીણિ ક્રમોદય:

પ્રાણવાયુના ( હંસ અથવા પ્રાણ એકાર્થ વાચી છે ) સંચાર રૂપી સ્વરોદય હવે કહું છું, નાભિની અંદર કુંડલિની નામની મહાશક્તિ રહેલી છે. તેનામાંથી દશ નાડીઓ ઉપરની બાજુ, દશ નીચેની બાજુ અને બે બે નાડીઓ તીરછી ( આડી ) જાય છે. આમ કુંડલિનીમાંથી ચોવીસ નાડીઓ નીકળે છે. આ ચોવીસ નાડીઓમાંથી બીજી સૂક્ષ્મ ઘણી નાડીઓ નીકળે છે. જેની સંખ્યા ૭૦૭ છે. પરંતુ આ બધામાં દશ નાડીઓ મુખ્ય છે. અને તે દશ પ્રકારના વાયુનું વહન કરે છે, ઈડા, પિંગલા, સુષુમ્ના, ગાંધારી હસ્તિજિહ્વા, પૂષા, યશા, યૂષા, કુહૂ અને શંખિની આમ દશનાડીઓ છે અને પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃક, દેવદત્ત અને ધનંજય એ દશ વાયુ છે.

શરીરની અંદર પ્રકટપણે વાયુનો સંચાર ઈડા, પિંગલા અને સુષુમ્ના એ ત્રણ નાડીઓ દ્વારા થાય છે. ( બાકીની નાડીઓમાં થતો વાયુસંચાર બાહ્ય દૃષ્ટિથી સમજાતો નથી. )

નાકનાં બે છિદ્રો પૈકી જમણી બાજુના છિદ્રમાં થઈ આવતો જતો વાયુ સૂર્ય કહેવાય છે. અને તે શિવ સ્વરુપી મનાય છે. જ્યારે ડાબી બાજુના છિદ્રમાં થઈ જતો આવતો પ્રવાહ શક્તિ-સ્વરૂપ અને ચંદ્ર સંજ્ઞક છે. જ્યારે બંને છિદ્રોમાં સરખી રીતે વાયુ ચાલતો માલુમ પડે ત્યારે સુષુમ્ના નાડીમાં વાયુસંચાર થાય છે, એમ સમજવાનું છે. સુષુમ્નાનો વાયુ જીવ ( હંસ ) સ્વરૂપી અને શંભુ કહેવાય છે.

× × ×

શુક્લ પક્ષમાં પ્રતિપદાથી લઇ ત્રણ દિવસ ચંદ્રનો અને પછી

ત્રણુ દિવસ સૂર્યનો એમ અનુક્રમ ચાલે છે. જ્યારે કૃષ્ણુ પક્ષમાં પ્રથમ ત્રણુ દિવસ સૂર્યનો અને પછી ચંદ્રનો એમ ક્રમ ચાલે છે.

× × ×

સ્વરોદય શાસ્ત્ર પ્રમાણે આના ઘણા ભેદ થાય છે. અને તેમાં સાતે ગ્રહોનો ક્રમને બદલી વાયુને વશ કરાય છે. અને તે દ્વારા ધારેલી સિદ્ધિ મેળવાય છે

જ્યારે પોતાના ક્રમથી વિરૂદ્ધ વાયુસંસાર થતો હોય ત્યારે વિપરીત ફળ થાય છે.

અમુક પ્રવાહ ચાલતો હોય ત્યારે અમુક કાર્ય સિદ્ધ થાય છે. એવો પણુ નિયમ છે. અને તેથીજ આપણા ગ્રંથકારે "કિણુ કામે જમણી ભલી" ઈત્યાદિથી કહ્યું છે.

નાડીઓના પ્રાણવાયુને સ્વેચ્છાનુજબ પલટાવનારા પોતાના કાર્યમાં સિદ્ધિ મેળવે છે.

બ્રાહ્મમુહૂર્તમાં સુષુમ્નામાં પ્રાણુનો સંચાર કરાવનાર યોગી મોક્ષે જાય છે. સ્વરશાસ્ત્રનું આ અંતિમ ધ્યેય છે.

ગર્ભજ્ઞાન

તિથિ નામાખ્ખર દિખ્ખ સમ ગુણ તિથિ ભેલી નવ હીન
સાતે ભાગે દીજતાં વિષમ પુત્ર સમ ધીય ૭૬૯

સંતાન સંખ્યા

બેટા આઈબાપ કરિ દૂણા એક અધિક ઠવિ પંચે ગુણા
દ્વિ ઘાલી પણ વીસે મેલો દસકા પુત્ર બાકી પુત્રી નિહાલો ૭૭૦
પિતા મા દુગુણા કરી પણ ગુણ દહ ગુણ મંડી
પછે મેલો ધી વલી દુમ સો તિણ અહિ છંડી ૭૭૧
બાકી સો તે દિકરા ઘટતી ધીયા હોઈ
હીર કહે એ જ્ઞાન જગી જાણે વિરલો કોઈ ૭૭૨

પહેલીમાં ગર્ભિણીને શું જન્મશે તેનો વિચાર છે. અને ત્યાર બાદની ગાથાઓમાં કેટલા છોકરા અને કેટલી છોકરીઓ

થશે તે પ્રશ્નનો જવાબ છે. આ પ્રશ્નોના જાતક શાસ્ત્રમાં અનેક ભેદ છે. અને તે બધાનો અહીં સમાવેશ થાય તેમ નથી. એટલે જીજ્ઞાસુએ જાતકશાસ્ત્ર જોવું એમ ભલામણ છે.

### રોગ પ્રશ્ન

**નંદા મંગલ કૃત્તિકા ભદ્રા બુધ અસલેશ**
**જયા બૃહસ્પતિ રિસી મઘા મિલતે હુવઈ કલેશ ૭૭૩**
**શુક્ર ધનિષ્ઠા ચઉથીયાં નવમી ચઉદશી ભાર**
**પૂરણા ભરણી થાવરે હીર કહેં મૃતકાર ૭૭૪**

રોગ થયા બાદ રોગીને કેટલા દિવસ પીડા રહેશે તેમજ શું પરિણામ આવશે, તે સંબંધી વિચાર છે. અમુક તિથિ વાર

નક્ષત્ર તિથિવારથી પીડા સૂચક કોષ્ટક

| તિથિ | વાર | નક્ષત્ર | ફળ |
|---|---|---|---|
| નંદા ૧–૬–૧૧ | મંગળ | કૃત્તિકા | કલેશ પીડાકારક |
| ભદ્રા ૨–૭–૧૨ | બુધ | અશ્લેષા | પીડાકારક |
| જયા ૩–૮–૧૩ | ગુરૂ | મઘા | પીડાકારક |
| રિક્તા ૪–૯–૧૪ | શુક્ર | ધનિષ્ઠા | મૃત્યુ |
| પૂર્ણા ૫–૧૦–૧૫ | શનિ | ભરણી | મૃત્યુ |

અને નક્ષત્રનો યોગ થાય તો ખુબ પીડા થાય છે. તે ઉપરના કોષ્ટક ઉપરથી સમજાશે.

ઉપક્રમ યોગ

પુવ્વા શતભીષ ભરણી કુગ જેઠ્ઠા વિશાખા ધનિઠ્ઠ
અસલેશા આદરા નવમી બારસી ચઉથને છઠ્ઠ ૭૭૫
ક્રૂરવાર ઇયાં રિસાં તિથાં જો તે ઉપ રોગ
હીર કહે તો કષ્ટ બહુ ઉપક્રમ નામે યોગ ૭૭૬

બહુ કષ્ટકારક ઉપક્રમ નામનો યોગ--

ત્રણે પૂર્વા, શતભિષા, ભરણી, કૃતિકા, જેષ્ઠા, વિશાખા, ધનિષ્ઠા, આશ્લેષા, આર્દ્રા એ નક્ષત્રો અને નવમી-બારસ, ચોથ કે છઠ એ તિથિઓ તથા શનિ, રવિ કે મંગળ એ વારનો યોગ હોય અને તેમાં રોગ થાય તો તે બહુ પીડાકારક નીવડે. અહીં તિથિઓમાં ચૌદશ પણ ગણવાની છે. અને ઘણી વખત રોગીનું મૃત્યુ થાય છે. આને મૃત્યુયોગ તરીકે વર્ણવેલો છે.

ત્રિનાડી ચક્ર

હીર કહે ત્રિનાડીયાં બીઅ સગવીસ રિસીય
એક નાડી નરરિસી શશી વેહના લહે જીવ ૭૭૭
રોગી રિસી સૂરજરિસી જઇં રહે તાં લાગી દુઃખ
માનવ સૂરજ શશીરિસી મીલતાં થાયે સુખ ૭૭૮
મિત્રા મૈત્રી અશ્વિની કૃતિક આદિ વિવાહ
વરસાદ આદ્રા મિણો રોગી રવિ રિખ દાઇ ૭૭૯

મિત્ર શત્રુ માટે નાડી ચક્ર અશ્વિન્યાદિથી ગણાય છે. વિવાહની અંદર કૃતિકાદિથી, વર્ષાના જ્ઞાન માટે આર્દ્રાથી અને રોગીના માટે સૂર્ય નક્ષત્રથી ગણાય છે.

સાપના આકારનું ચક્ર બનાવી તેમાં અનુક્રમે નક્ષત્રો ગોઠવી જો એક નાડી ઉપર સૂર્ય-ચંદ્ર તથા રોગીના નામનું નક્ષત્ર આવે તો રોગી રોગ મુક્ત થાય છે. એમ સમજવાનું છે.

અહીં રોગીના નામનું નક્ષત્ર શોધી કાઢવા માટે ચૂચે ચોલા અશ્વિની એ પ્રકારનો ઉપયોગ કરવો.



આ ચક્રમાં ૧–૬–૭–૧૨–૧૩–૧૮–૧૯–૨૪–૨૫ એ નક્ષત્રો એક નાડીમાં આવે છે. ૨–૫–૮–૧૧–૧૪–૧૭–૨૦–૨૩–૨૬ આ નક્ષત્રો એક નાડીમાં આવે છે. તેમજ ૩–૪–૯–૧૦–૧૫–૧૬–૨૧–૨૨ અને ૨૭ એ એક નાડીમાં આવે છે. સૂય નક્ષત્રથી ગણુતાં એક નાડીમાં રોગી, ચંદ્ર તથા સૂર્યનું નક્ષત્ર આવે તો રોગી સારો થાય. અન્યથા પીડા રહે એમ સમજવું.

ઘાતચંદ્રઃ—

ઘાતચંદ્ર

મેષ જનમ વૃષ પાંચમો મિથુને નવમો ચંદ્ર<br>
કર્કે બીજો સિંહે છઠ્ઠો કન્યા દશમો સંદ ૭૮૦<br>
તુલે ત્રીજો વૃશ્ચિક સપ્તમો ધને ચઉથો વિચાર<br>
મકરાં અષ્ટમો ઘટે ઈગ્યારમો મીને તજીએ બાર ૭૮૧<br>
કાલ ચંદ્ર મણી તજો યજ્ઞ કાર્ય વિવાહ<br>
ગામ વાસ નૃપ ચાકરી સુત જનમ ઉચ્છવ આય ૭૮૨

જન્મરાશિથી ચંદ્રની વર્તમાનરાશિ સુધી ગણુતાં અમુક ચંદ્ર આવે તો તે ઘાત ચંદ્ર છે એમ સમજવાનું છે. અને ઘાતચંદ્ર ચાલતો હોય ત્યારે રોગીને વધુ પીડા થાય છે.

ઘાતચંદ્ર જેમ છે તેમ ઘાતિક નક્ષત્ર વાર ઈત્યાદિ પણ હોય છે. કઈ રાશિને શું શું ઘાતક છે તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે.

## ઘાતાષ્ટક ચક્ર

| રાશિ | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માસ | કાર્તિક | માર્ગશીર્ષ | આષાઢ | પોષ | જેઠ | ભાદરવો | માઘ | આસો | શ્રાવણ | વૈશાખ | ચૈત્ર | ફાગણ |
| તિથિ | ૧–૬–૧૧ | ૫–૧૦–૧૫ | ૨–૭–૧૨ | ૨–૭–૧૨ | ૩–૮–૧૩ | ૫–૧૦–૧૫ | ૪–૯–૧૪ | ૧–૬–૧૧ | ૩–૮–૧૩ | ૪–૯–૧૪ | ૩–૮–૧૩ | ૫–૧૦–૧૫ |
| વાર | રવિ | શનિ | સોમ | બુધ | શનિ | શનિ | ગુરૂ | શુક્ર | શુક્ર | મંગળ | ગુરૂ | શુક્ર |
| નક્ષત્ર | મઘ | હસ્ત | સ્વાતિ | અનુરાધા | મૂળ | શ્રવણ | શતભિષા | રેવતી | ભરણી | રોહિણી | આર્દ્રા | આશ્લેષા |
| યોગ | વિષ્કંભ | સુકર્મા | પરિઘ | વ્યાઘાત | ધૃતિ | શુભ | શુક્લ | વ્યતિપાત | વજ્ર | વૈધૃતિ | ગંડ | વજ્ર |
| કરણ | બવ | શકુનિ | ચતુષ્પાદ | નાગ | બવ | કૌલવ | તૈતિલ | ગર | તૈતિલ | શકુનિ | વણિજ | વિષ્ટિ |
| પ્રહર | ૧ | ૪ | ૩ | ૧ | ૧ | ૧ | ૪ | ૧ | ૧ | ૪ | ૩ | ૪ |
| પુરૂષને ચંદ્ર | મેષ | કન્યા | કુંભ | સિંહ | મકર | મિથુન | ધન | વૃષભ | મીન | સિંહ | ધન | કુંભ |
| સ્ત્રીને ચંદ્ર | મેષ | ધન | ધન | મીન | વૃશ્ચિક | વૃશ્ચિક | મીન | ધન | કન્યા | વૃશ્ચિક | મિથુન | કુંભ |

તીર્થયાત્રા, વિવાહ, અન્નપ્રાશન, જનોઈ, તથા દરેક પ્રકારનાં માંગલિક કાર્યોમાં ઘાતચંદ્ર વર્જ્ય નથી. અર્થાત્ યુદ્ધ, વિવાદ, રાજસેવા તથા વાહન ઉપર બેસતાં ઈત્યાદિ કાર્યોમાં ઘાતચંદ્રાદિક વર્જ્ય કરવાં.

રોગીના સંબંધમાં વિચાર કરતાં ઘાત સંબંધી માસાદિક હોય છે, ત્યારે ઘણી પીડા થાય છે.

રોગે ઘાત વિધિ વિચાર

હીર કહઈ નંદા તિથિ વૃષ તુલા મકરાં કુંભ
તિમ ભદ્રા ધન મીનસું ચંદ્ર મિલંતે દંભ ૭૮૩
જયા તિથિ કન્યા મિથુન રિક્તા કર્કને મેષ
પૂરણ વૃશ્ચિક સિંહ મિલે રોગી કાલ વિશેષ ૭૮૪

સર્પદંશ વિચાર

પુનરવસુ દુમ અનુરાગ દુધ સરવણ તિય તિપ હત્થ
રોહિણી દુગ દુમ રેવઈ એ અહિ રિસી વિષ નત્થ ૭૮૫
પૂરવ ઉત્તર કૃત્તિકા મૂલ મઘા અસલેશ
આદરા ભરણી વિશાખે સપ્પ વિષાં સુવિશેષ ૭૮૬
ગ્રહણ દિવસ રવિ ભોમ શનિ અઠ્ઠમી નવમી છઠ્ઠ
પંચમી ચઉદશી સરપ ડસ્યો સૂતો ઉઠે નિઠ્ઠ ૭૮૭
રવિ રિસીથી શશીરિસી માંડી સરપ આકાર
મણિયે અહિ દાઢ રિસી પાછે કરો વિચાર ૭૮૮
કંધિ કંઠિ કાખે કરહિ પેટે પુંઠિ પય ગુજ્જ
શિરે નિલાડી હીયા વિચિ અહિ વિષ અધિકો બુજ્જ ૭૮૯
જે અહિ માંહે આવિયો તિહાં થાઇ બહુ દુઃખ
હીર કહે જે બાહરી તે પાવે સવિ સુખ ૭૯૦

આગળની ગાથાઓમાં રોગના આરંભના દિવસ નક્ષત્ર ઉપરથી કેટલા દિવસ પીડા રહેશે તેનો ઉલ્લેખ છે.

## મૃત્યુકારક યોગ

| તિથિ | નંદા<br>૧–૬–૧૧ | ભદ્રા<br>૨–૭–૧૨ | જયા<br>૩–૮–૧૩ | રિકતા<br>૪–૯–૧૪ | પૂર્ણા<br>૫–૧૦–૧૫ |
|---|---|---|---|---|---|
| ચંદ્ર રાશિ | વૃ, તુ, મ, કું | ધન. મીન | કન્યા, મિથુન, | કર્ક, મેષ | વૃશ્ચિક સિંહ |

આદરા આદિ ઠવિ ફણી પનર રિખ્ખસી લિખી અંમ
બારહ રિસી બાહુરિ ઠવિ પછે કરો નવરંમ ૭૯૧
રવિ રિસી આદિ દેઈ ગણી ઈગનવ તેરસ ઈગવીસ
પણવીસમ આવઈ મરણ જાણો લિખ્યા વીસ ૭૯૨
અઠ દુમ ચવદમ વીસ રિસી છાવીસમ બહુકલેશ
તિગ સગ તિથિ ગુણવીસ રિખ સગવીસે સુખરેશ ૭૯૩
બાકી રિસી બારહ અવર હોય નિરોગી દેહ
નાડી ચક્ર ઈસી વિધે હુવઈ હીર કહે ગણી લેહ ૭૯૪

સર્પદંશ થએલો રોગી જીવશે કે કેમ ? તેનો આમાં ખુલાસો છે. પુનર્વસુ, પુષ્ય, અનુરાધા, જ્યેષ્ઠા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, હસ્ત ચિત્રા, સ્વાતિ, રોહિણી, મૃગશીર્ષ, રેવતી અને અશ્વિની આ ચૌદ નક્ષત્રમાં સર્પદંશ થાય તો તેમાં વિષની (ઝાઝી) અસર થતી નથી. બાકીનાં નક્ષત્ર એટલે ભરણી, કૃતિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, વિશાખા મૂલ, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ અને ત્રણે ઉત્તરા એટલે ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરાભાદ્રપદમાં સર્પ વિષ ઘણું અસરકારક હોય છે.

ગ્રહણનો દિવસ, રવિ, મંગળ કે શનિવાર, આઠમ, નોમ, છઠ, પાંચમ અને ચોદશ એ દિવસોમાં સાપ કરડે તો રોગી બચતો નથી.

ઉપર જે નક્ષત્રો ગણાવ્યાં છે, તેમાં ત્રણે પૂર્વા તથા ત્રણે ઉત્તરા એ છ નક્ષત્રો બીજા ગ્રંથકારોએ ગણાવ્યાં નથી. તેઓએ તો ભરણી, કૃતિકા, આર્દ્રા, આશ્લેષા, મઘા, વિશાખા, અને મૂલ આ નક્ષત્રોનો જ ઉલ્લેખ કર્યો છે. જેમકે શ્રીપતિ ભટ્ટઃ—

યઃ કૃત્તિકામૂલમઘાવિશાખાસર્પાન્તકાર્દ્રાસુ ભુજંગ દષ્ટઃ
સ વૈનતેયેન સુરક્ષિતોઽપિ પ્રાપ્નોતિ મૃત્યોઃ સદનં મનુષ્યઃ

અર્થાત્—જે મનુષ્ય કૃતિકા, સૂળ, મઘા, વિશાખા, આશ્લેષા, ભરણી અને આર્દ્રામાં સર્પદંશ પામે છે, તેની ગરુડ રક્ષા કરે તો પણ તે મૃત્યુ પામે છે.

જ્યોતિર્વિદાભરણમાં કાલિદાસઃ—

કાર્શાનવેંદ્રાગ્નિભરાજમૌલિભૈર્મઘાશિફાશામનદંદ શૂકભૈઃ ।
દષ્ટો નરો યઃ શ્વસનાશનેન વૈ સ તાર્ક્ષ્યસખ્યોઽપિ જહાતિ જીવિતમ્ ॥

કૃતિકા, વિશાખા, આર્દ્રા, મઘા, મૂળ, ભરણી અને આશ્લેષા એ સાત નક્ષત્રો જ કાર્શાનવ, ઈંદ્રાગ્નિ, રાજમૌલિ, મઘા, શિફા, શામન અને દંદશુકભમ્ એ પર્યાયોથી સૂચવ્યાં છે.

તિથિઓ સંબંધમાં મતમતાંતર છે. ઘણાએ તેવું કંઇ કહ્યું નથી. જ્યારે કેટલાક કહે છે કેઃ—

અષ્ટમી પંચમી પૂર્ણા અમાવાસ્યા ચતુર્દશી
અશુભાસ્તિથયઃ પ્રોક્તાઃ સર્પદષ્ટ વિનાશકાઃ

આઠમ, પાંચમ, પૂર્ણિમા, અમાવાસ્યા અને ચતુર્દશીએ સર્પદંશ થએલાનો નાશ કરનારી અશુભ તિથિયો છે.

નક્ષત્રોના વિષયમાં પણ મતાંતર છે. જેમકે—

કૃતિકા શ્રવણં મૂલં વિશાખા ભરણી તથા
પૂર્વાસ્તિસ્રસ્તથા ચિત્રાશ્લેષા દષ્ટો ન જીવતિ

આમાં શ્રવણ, ચિત્રા એ બે નક્ષત્રોનો (બીજાઓએ સારાં ગણાવેલાં છે છતાં, ખરાબ તરીકે) સમાવેશ કરેલો છે.

ત્રણે પૂર્વા તથા ત્રણે ઉત્તરાના સંબંધમાં ખાસ વિચાર નથી. પરંતુ એમાંથી ત્રણે પૂર્વા ક્રૂર હોવાથી ખરાબ અને ત્રણે ઉત્તરા સૌમ્ય હોવાથી સારાં એમ માનવું પડે. અથવા એ છ નક્ષત્રોમાં રોગી બચે યા ન પણ બચે તેમ સંદેહાસ્પદ રહે.

ગાથા ૭૮૬–૭૮૭ માં યમદંષ્ટ્રા નામના ચક્રનો ઉલ્લેખ છે. આ ચક્રની વાસ્તવિક મતલબ એટલી જ છે, કે સૂર્યના નક્ષત્રથી ચંદ્રના નક્ષત્ર પર્યંત ગણતાં જો ૫, ૯, ૧૦, ૧૪, ૧૮, ૧૯ અને ૨૩ એ સાત નક્ષત્રો સર્પની દાઢ (યમની દાઢ) તરીકે આવે છે. અને તેવા નક્ષત્રમાં સર્પદંશ થાય તો જીવે નહિ.

કોઈ પણ માણસને જો સાપ ગળું, ખભો, કુક્ષિ, હથેલી વચ્ચે, પેટ ઉપર, ઉપસ્થ (લિંગ) ઉપર, ગુદામાં, તાળવામાં, ભ્રમર વચ્ચે અથવા બરાબર હૃદય ઉપર કરડે તો તે જીવે નહિ.

બીજી રીતે સર્પ ચક્ર બને છે. તેમાં પંદર નક્ષત્રો સાપના શરીરની અંદર અને બાર બહાર આવે છે. આમાં આર્દ્રાથી દિવસ નક્ષત્ર સુધી ગણવાનું હોય છે. બહાર આવેલાં બાર પૈકી જો સર્પદંશ વાળાનું જન્મ નક્ષત્ર અથવા સર્પદંશ થવાના દિવસનું નક્ષત્ર હોય તો તે જીવશે એમ જાણવું.

સર્પચક્ર

| ફળ | આર્દ્રાથી કે સૂર્યથી દિન નક્ષત્ર |
|---|---|
| મૃત્યુ થાય | ૧–૯–૧૩–૨૧–૨૫ |
| બહુ કલેશ થાય | ૨–૮–૧૪–૨૦–૨૬ |
| સામાન્ય રીતે રોગી બચે | ૩–૭–૧૫–૧૯–૨૭ |
| નિરોગી રહે વિષ ન ચઢે | ૪–૫–૬–૧૦–૧૧–૧૨–૧૬–૧૭ ૧૮–૨૨–૨૩–૨૪ |

આર્દ્રાથી અથવા સૂર્યના નક્ષત્રથી દિવસ નક્ષત્ર સુધી ગણતાં ૧-૯-૧૩-૨૧-૨૫ એ નક્ષત્રમાં સર્પદંશ થયો હોય તો જરૂર મૃત્યુ થાય છે. (વીસ વસા મૃત્યુ થાય છે.) ૮-૨-૧૪-૨૦-૨૬ એ નક્ષત્ર હોય તો બહુ કલેશ થાય છે. ૩-૬-૧૫-૧૯-૨૭ એમાં રોગી બચે છે.

આ ચક્રને જો સર્પાકારે બનાવીએ તો સર્પની પીઠ ઉપર આવનારાં નક્ષત્રો મૃત્યુકારક મધ્ય ભાગમાં આવનારાં બહુ કલેશ કારક છે. અધો ભાગે આવનારાં સામાન્ય કલેશ કારક છે. અને બહાર રહી જતાં નક્ષત્રો નિર્ભયકારક છે તે તરત જ સમજાશે. આર્દ્રાથી તેમજ સૂર્ય નક્ષત્ર બંનેથી આ ચક્ર જોવું જોઈએ.




### વાર કષ્ટાવલી

**રવિ રોગી રહે દિન નવ પીડા અથવા વીસ**
**શશી સત્તર દિન ભોમ અઠ બુધ બારહ દિનઈશ ૭૯૫**
**વાર બૃહસ્પતિ ચઉદહદિન ભૃગુ તેરહ કે સોલ**
**દીર કહે શનિબાર દિન બીતે કરે કલોલ ૭૯૬**

રોગની ઉત્પત્તિ અમુક વારે થઈ છે, માટે નિર્ધારીત દિવસ પર્યંત પીડા રહેશે એમ સૂચવ્યું છે. જેમકે રવિવારે રોગ થાય તો નવ દિવસ, અથવા ૨૦ દિવસ, સોમવારે ૧૭ દિવસ, મંગળવારે ૮ દિવસ, બુધવારે ૧૨ દિવસ, ગુરૂવારે ૧૪ દિવસ, શુક્રવારે ૧૩ કે ૧૬ દિવસ, અને શનિવારે ૧૨ દિવસ પછી રોગ મટે છે.

### નક્ષત્ર કષ્ટાવલી

**પુષ્ય પુનર્વસુ ઉભદ્ર પદ ઉફા વાસર સાત**
**કષ્ટસું મુંજિ બૈઠો હુવઈ પછે કરૈ સવિ વાત ૭૯૭**

અશ્વણિ કૃતિક મૂલ નવ વાસર પછે ઉદ્ધાર
ચિત્રા શતભિષ રૂદ્ર દિન શ્રવણ વાસર બાર ૭૯૮
હસ્ત વિશાખા રોહિણી ભરણી ધનિષ્ઠા પાખ
વીસ દિહાડા મઘા રિસી મૃગ ઉષાઢ ઇમ માસ ૭૯૯
અનુરાધા ને રેવતિ રોગી ઉઠઈ કષ્ટ
જેઠા આદરા અશ્લેષસું પૂબ્વા સાઈ પ્રનષ્ટ ૮૦૦

આવી જ રીતે નક્ષત્ર ઉપરથી પણ અમુક દિવસ પીડા રહેશે, એમ સમજાય છે.

વાર નક્ષત્રે કષ્ટાવલી

સોમ શુક્ર અશ્વિનિ રિસી રોગો દિન ઇગવીસ
ભરણી શનિ બુધ આદિતે રોગી દે બહુ ચીસ ૮૦૧
ગુરૂ કૃતિકા તે દિન હસ રોહિણી શનિ દિન સાત
રવિ મંગલ શનિ મૃગશીરે તો યમપુરથી કરે વાત ૮૦૨
રિસી આદ્રા રોગે ભર્યો ભૃગુ ભોમે બહુ વ્યાધિ
શનિ બુધ સુર પુનર્વસુ દિન પંચ વિષે સમાધિ ૮૦૩
શશી ગુરૂ પુષ્યે તેર દિન શશી શુક્ર અહિ મૃત્યુ
દિન ઉગણીસ મઘા શનિ રવિ બુધ સુખકર સત્ય ૮૦૪
પૂફા ઉફા સોમ સુર પીડા દિન અગ્યાર
હસ્તાં રવિ બુધ થાવરે દિન પનરે સુખકાર ૮૦૫
ચિત્રા સોમ ને સુરગુરૂ સત્તર દિને નિરોગ
સ્વાતી રવિ શનિ બુધ સું વીસ દિને શુભ યોગ ૮૦૬
મૃત્યુ વિશાખા સંપજે ક્રૂરવાર ને યોગ
બુધ અનુરાધા બાર દિન ભુગતિ પાછે સુખસંજોગ ૮૦૭
જેષ્ઠા ગુરૂ દિન વીસ ક્રૂર વાર મૃત્યુ મૂલ
શશી બુધ ગુરૂ પૂષા ઉષા દિન સપ્તમે અનુકૂલ ૮૦૮

શ્રવણ રવિ ભોમાં શનિ પીડા દિન પચ્ચવીસ
મૃત્યુ ધનિષ્ઠા રવિ કુજાં જમપુર કરે જગીશ ૮૦૯
શતભિષ દિન દસ શુક્ર ગુરૂ પીડા પછે નિવાર
પૂરવાભાદ્ર સૂર્ય શનિ મંગલ હુવઈ મૃતકાર ૮૧૦
ઉત્તરાભાદ્ર ને રેવતી દિન અઢાર સુખકાર
કહ્યા વાર રિસી હીર કહે કષ્ટાવલી વિચાર ૮૧૧

વાર અને નક્ષત્રના સંયોગના આધારે કેટલા દિવસ પીડા રહેશે, તે બતાવ્યું છે. આ બધા સામાન્ય નિયમો છે.

વાર પ્રમાણે કષ્ટ પામવાના દિવસોની સંખ્યા, નક્ષત્ર પ્રમાણે દિન સંખ્યા અથવા વાર નક્ષત્રના સંયોગથી રોગીને પીડા પામવાના દિવસોની સંખ્યાનો નિશ્ચય થવા છતાં ઔષધિ.ક્રિયા અવશ્ય કરવી જોઇએ. બૃહસ્પતિ સંહિતામાં નક્ષત્રો પ્રમાણે દિન સંખ્યા બતાવ્યા બાદ કહ્યું છે કે:—

ઈતિ નિગદિત રોગે ચાસ્ય રોગસ્ય શાંત્યૈ
કથયતિ ચતુરાસ્યઃ કાલભિચ્ચૌષધીનામ્
મરણુદલનક્ષારકોધલેપાદિપાન—
પ્રવહદહનકર્મણ્યત્ર તસ્યોદિતેષુ

અર્થાત્—રોગશાંતિ માટે બ્રહ્માજીએ કાલને ભેદનારી ઔષધીઓ બતાવી છે. અને તેની મારણાદિ ક્રિયાઓની વિધિઓ પણ કહી છે.

## રોગીએ ઔષધ લેવાનું મુહૂર્ત.

વારેડતિશીઘ્રે ગ્રહસંયુતસ્ય રિક્તાસુ નંદાસુ જયાસુ યોગે ।
લગ્ને ચરે ચન્દ્રનિરીક્ષિતે ચ ક્રિયાં વિદધ્યાદપિ ચૌષધીનામ્

અર્થાત—અતિ શિઘ્ર સંજ્ઞક ગ્રહોના વારની અંદર રિક્તા, નંદા, અને જયા તિથિમાં ચંદ્રથી દૃષ્ટ હોય તેવા ચરસંજ્ઞક લગ્નમાં ઔષધી લેવી.

## રોગમુક્ત સ્નાન મુહૂર્ત

રોગ મટી ગયા પછી પ્રથમ સ્નાનના માટે નિષિદ્ધ તિથિ-વારાદિનો ખાસ પ્રયોગ છે. અને તેથી કહ્યું છે કે:—

વૈધૃતિવ્યતિપાતે ચ ભદ્રાયાં સૂર્યસંક્રમે ।
રોગમુક્તો નરઃ કુર્યાત્કુવારર્ક્ષતિથિષ્વપિ ॥

વૈધૃતિ, વ્યતિપાત, વિષ્ટિ, સૂર્યસંક્રમણ વગેરે કુયોગ તથા ખરાબ વાર નક્ષત્રો અને નિષિદ્ધ તિથિયોમાં રોગમુક્ત માણસે સ્નાન કરવું.

જે નક્ષત્ર યોગતિથ્યાદિ ગુણવત્તાથી ભરેલાં અને શુભની વૃદ્ધિ કરનારાં છે, તે ત્યજી દઈ જેમાં કરેલું કાર્ય વિફળ થાય છે, તેવી ક્ષણોમાં રોગમુક્ત સ્નાન કરવાનું કહ્યું છે. આમાં ફરીથી રોગગ્રસ્ત થઈ રોગ મુક્તસ્નાનનો પ્રસંગ ન આવે તેવી ભાવના રખાઈ છે.

### નષ્ટપશુલાભ

**રવિ રિસિથી આદિ છ વડાં બાકી રિસી નવ બાલ**
**બારહ તરૂણાં છ વીચલાં હીર કહે મતિ નિહાલ ૮૧૨**
**વડાં ન છાંડે થાન નિજ બાલાં જાતિ વલંતિ**
**તરૂણાં જ્યાં ગયાં ત્યાં રહ્યાં પાછાં વલિ નવ જોવંતિ ૮૧૩**

ખોવાએલાં પશુ સંબંધી વિચાર છે. સૂર્યના નક્ષત્રથી ચંદ્ર નક્ષત્ર પર્યંત ગણુતાં પહેલાં છ વૃદ્ધ, પછીનાં નવ બાલક અને છેલ્લાં બાર તરુણ નક્ષત્રો છે. વૃદ્ધ નક્ષત્રમાં પશુ જ્યાં હોય ત્યાં જ હોય છે. પોતાનું સ્થાન તજી ચાલ્યાં, જતાં નથી. (ખોવાતાં નથી) બાલ સંજ્ઞક નક્ષત્રોમાં ગએલાં પાછાં આવે છે. જ્યારે તરુણ સંજ્ઞક નક્ષત્રોમાં ગએલાં પાછાં આવતાં નથી.

ઇતિ શ્રી હીરકલશ જૈન જ્યોતિષ ગ્રંથે છઠ્ઠું પ્રકરણ સમાપ્ત

# યોગ પ્રકરણ સાતમું

## ગતકલિથી કાલગણના

**શાકાં માંહે જોડીયે તીન સહસ્સ એક સત્ત અંક**
**એ જોડી ઉપરી અધિક હુવઇ ગતકલિ સુવિવેક ૮૧૪**

શક વર્ષ (શાલિવાહન શક) ની અંદર ૩૧૭૯ જોડવાથી કલિયુગનાં ગત વર્ષની સંખ્યા આવે. તેમાં એક જોડવાથી વર્તમાન વર્ષ આવે. દાખલા તરીકે શકે ૧૮૬૭ ની અંદર ૩૧૭૯ ઉમેરીએ તો ૫૦૪૬ કલિયુગનાં ગત વર્ષ થયાં ૫૦૪૭ મું વર્તમાન વર્ષ ગણાય.

### યુગ પ્રમાણ

**સહસ્સ બત્રીસ અરૂ ચ્યાર લક્ષ કલિયુગ એહ પ્રમાણ**
**ચ્યાર તીન દુગ ગુણ સુકૃત ત્રેતા દ્વાપર જાણ ૮૧૫**

બત્રીસ હજાર અને ચાર લાખ એટલે ચાર લાખ બત્રીસ હજાર વર્ષ ૪૩૨૦૦૦ કલિયુગનું પ્રમાણ છે તેનાથી અનુક્રમે ચાર. ત્રણ અને બેગણું સત્યયુગ, ત્રેતાયુગ અને દ્વાપરયુગનું પ્રમાણ છે અર્થાત્ કલિયુગ કરતાં ચાર ગણાં વર્ષ સત્ય યુગનાં, ત્રણ ગણાં ત્રેતાનાં અને બે ગણાં દ્વાપર યુગનાં વર્ષ છે. પહેલો સત્ય, બીજો ત્રેતા, ત્રીજો દ્વાપર અને ચોથો કાલિયુગ એમ ચાર યુગ થાય છે.

### એક પંચાંગ ઉપરથી બીજું પંચાંગ બનાવવાની રીત

**ચૈત્ર વદિ બારસી દિણ અણીએ બારમે માસે**
**જે તિથિ બારસી હોઇ એક તિહ હીર પણાસે ૮૧૬**
**તિહાં માંહિ ઠવિ ચ્યાર અંક મધ્યમ ઠવિ**
**ઇમ પંચાંગ પ્રવીણ . . . . . . . . ૮૧૭**

જો પડિવા દિન ચાહિ જે તો અમાવસી દીહ
જે ઘડી પલ અંક હોય તે બિઅણા કરી લીહ ૮૧૮
પાછે જે ચઉદશ દિને જેતા માંડયા અંક
તેતા તજી પડિવા દિને ઠાવિજે તજી વંક ૮૧૯
એમ બીજી સહુએ તિથિ જાણી ને રિસિ ચોગ
પરતે લિખી જે હીર કહઈ, તો લહીએ સવિભોગ ૮૨૦

આ ગાથાઓમાં એક જુના પંચાંગ ઉપરથી બીજું નવું પંચાંગ બનાવવાની રીત છે. પણ આ બતાવેલી રીતિ સ્થૂલ છે. તેનાથી વાસ્તવિક તિથિની ઘડી પળો આવી શકતી નથી. તેમજ પાઠ અશુદ્ધ જેવો અને અધૂરો હોવાથી તેનો વાસ્તવિક અર્થ પણ સમજાતો નથી.

સામાન્ય રીતે પંચાંગમાં (ગ્રહલાઘવીય પદ્ધતિનાં) તિથિ-ઓની ઘડીઓને બમણી કરી તેમાંથી પાછલી તિથિ બાદ કરવાથી આગળની તિથિનાં ઘટયાદિ આવે છે. અહીં ગ્રંથકારે તે રીતિ કહી છે. અને તેથી "જો પડિવા દિન ચાહિ જે" એમ કહ્યું છે લઘુ તિથિ ચિંતામણિ નામના ગ્રંથમાં આને માટે કહેવામાં પણ આવ્યું છે કેઃ—

દ્વિગુણં તિથિવારાદ્યં પૂર્વકોષ્ટેન હીનિતમ્ ।
અગ્રિમં કોષ્ટકં વિદ્યાદેવં નક્ષત્ર ચોગયોઃ ॥

અર્થાત્—તિથિનાં વારાદિને બમણાં કરી તેમાંથી પાછલાં વારાદિ બાદ કરવાથી આગળનાં દિવસનું વારાદિ પ્રમાણ આવે. આ હકીકત તે ગ્રંથનાં કોષ્ટકોના શુદ્ધિ કરણ માટે પરિશિષ્ટમાં કહેવામાં આવેલી છે. ગ્રંથકારે તેનો તરજુમો કર્યો છે. પણ વાસ્ત-વિકમાં તે હકીકત કેવળ કોષ્ટકની શુદ્ધિ તપાસવા માટે છે. એટલે તે રીતે આવેલાં ઘટયાદિ લગભગનાં આવે છે, એ ધ્યાનમાં રાખવું. એક પંચાંગ ઉપરથી બીજું પંચાંગ ઉપજાવી કાઢવા માટે નીચેનો પ્રકાર વધારે ઠીક છે.

પંચાંગાદપરસ્ય સાધનવિધૌ ક્ષેપ્યાઃ સામિતો ક્રમા–
દેયા વેદમિતા તિથૌ ધૃતિમિતાનાડ્યો મહી વાસરે ॥
નક્ષત્રે જ્વલના ત્રયોદશ યુતો બાહૂ ત્યજેદ્ધજિષ્ણુઃ
સ્પષ્ટાઃ સ્યુતિથિવાર ધિષ્ણ્યયુતયઃ શ્રીસામરાજોદિતાઃ

અર્થાત્–એક પંચાંગ ઉપરથી બીજું પંચાંગ બનાવવું હોય તો ઇષ્ટ દિવસના તિથિવાર નક્ષત્ર ઈત્યાદિમાં અનુક્રમે તિથિમાં ચાર, વારમાં એક, તિથિનાં ઘટયાદિમાં અઢાર, નક્ષત્રની સંખ્યામાં ત્રણ અને નક્ષત્રની ઘટિકામાં તેર, યોગની સંખ્યામાં બે અને ઘટિકામાં ચૌદ ઉમેરવાથી એક વર્ષ પછીની તે તિથિનો વારાદિ આવે છે. એમ **શ્રી સામરાજ** નામના પંડિતે કહ્યું છે.

દાખલા તરીકે:—

| શાકે ૧૮૬૭ | તિથિ | વાર | ઘડી | નક્ષત્ર | ઘડી | યોગ | ઘડી |
|---|---|---|---|---|---|---|---|
| ચૈત્ર શુકલ પક્ષ | ૧ | શુક્ર | ૨૩ | અશ્વિની | ૨૮ | વિષ્કંભ | ૨૭ |
| ઉમેરવાના અંક | ૪ | ૧ | ૧૮ | ૩ | ૧૩ | ૨ | ૧૪ |
| શાકે ૧૮૬૮ ચૈત્ર શુકલપક્ષ | ૫ | શનિ | ૪૧ | રોહિણી | ૪૧ | આયુ | ૧૪ |
| ઉમેરવાના અંક | ૪ | ૧ | ૧૮ | ૩ | ૧૩ | ૨ | ૧૪ |
| શાકે ૧૮૬૯ ચૈત્ર શુકલ પક્ષ | ૯ | રવિ | ૫૯ | પુનર્વસુ | ૫૪ | સૌભાગ્ય | ૫૯ |

આ પ્રમાણે ઉમેરવાથી આગળનાં તિથિવાર નક્ષત્રાદિક આવે છે. ગ્રંથકારને પણ આ જ કહેવાનું છે. પરંતુ ગાથાઓ બરાબર ન હોવાથી તેવો અર્થ સ્પષ્ટ રીતે નીકળે છે.

ઉપરના ઉદાહરણમાં ફાગણ વદ ૧૨ માં ઉમેરવાના અંક ઉમેરીએ તો બીજા વર્ષના ચૈત્ર સુદ ૧ ના ઘડીપળ વગેરે આવે

આનું વધુ સ્પષ્ટિકરણ નીચેના શ્લોકથી થાય છે. આ શ્લોક મકરંદ (પંચાંગ બનાવવાનાં કોષ્ટકો) સારણીમાં છે.

તપસ્યાસિતદ્વાદશીતઃ ક્રમેણ ક્ષિપેદ્દસંખ્યાતિથૌ તત્ ઘટીષુ
સપાદાષ્ટશીતાંશુનાડ્યશ્ચ વારે તથૈકં ત્રયં ભે ધનં નાડિકાસુ
સપાદત્રિભૂનાડિકાશ્ચાથ યોગે વિધું તત્ ઘટીષ્વષ્ટ વેદાંધ્રિ હીનાન્ ॥

નવા વર્ષનાં ચૈત્ર સુદ ૧ નાં તિથિવાર જાણવા માટે—

આ શ્લોકમાં તિથિ ક્ષેપક ૧–૧૮–૧૫ નક્ષત્ર ક્ષેપક ૩–૧૩–૧૫ અને યોગ ક્ષેપક ૧–૪૭–૪૫ એમ વધુ સ્પષ્ટતા છે. તેમજ ફાગણ વદ ૧૨ માં ઉમેરવાનું છે. એટલે ગ્રંથકારે જે "ચૈત્રવદિ બારસી-દિણુ" કહ્યું છે, તે આ શ્લોકનું રૂપાન્તર હોવું જોઇએ.

વારજ્ઞાન

**માસ દોઢા હીર કહઈ વધતો કરી રાજંન**
**ભેલી ભાગ સમ જે વધે માસાદિનો દંન ૮૨૧**

ચૈત્રાદિથી જેટલા માસ ગયા હોય તેટલાને દોઢા કરી અને તેમાં વર્ષેશ ઉમેરી સાતથી ભાગ આપવો. એટલે જેટલી શેષ વધે તે પોતાના ઇષ્ટ મહિનાની સુદ ૧ નો વાર આવે છે.

દાખલા તરીકે શકે ૧૮૯૮ ના ચૈત્ર સુદ ૧ ને બુધવાર છે. એટલે વર્ષેશ મંગળ થયો. હવે આસો સુદ ૧ નો વાર જાણવો છે. તો ચૈત્રથી ગણુતાં છ મહીના થયા માટે ૬ × ૧॥ = ૯ + ૩ = ૧૨ – ૭ શેષ ૫ એટલે આસો સુદ ૧ ને ગુરૂવાર આવે.

આ રીતમાં ગ્રંથકારે ૨૯॥ સૌર દિવસે એક ચંદ્ર માસ થાય છે. તેથી પ્રતિમાસે ૧॥ દિવસ વધે એમ અનુપાત કરી માસની સંખ્યાને દોઢા કરવાનું કહ્યું છે અને તેમાં વર્ષેશ અર્થાત્ ફાગણ વદ અમાસનો વાર ઉમેરવો જોઇએ એમ ફલિતાર્થ છે. પણ ગાથામાં "ચૈત્રાદિ" પદ છે. તેથી સ્થૂલતા રહી ગઇ છે. મૂળ ગાથા નીચે મુજબ છે.

માસ દોઢા હીર કહઈ વધતો ચૈત્રાદિ દંન
ભેલી ભાગ સમ જે વધે વાર તિકો રાજંન

આથી ગાથાનાં પદ ફેરવી ઉપર શુદ્ધ ગાથા મૂકી છે. છતાં પ્રકાર સ્થૂલ છે. એ નિર્વિવાદ છે.

નક્ષત્ર જ્ઞાન

હીર કહઇ જે માસ દિન તે બે ઘાટી કરેઇ
માસ નામ જે રિસી વહઇ સો ધુરિ દેઇ ગણેઈ ૮૨૨

જે નામને માસ હોય તે નામનું નક્ષત્ર વદ એકમના દિવસે (લગભગ) હોય છે તેથી ત્યાંથી જે દિવસનું નક્ષત્ર જાણવું હોય ત્યાં સુધી ગણવાથી ધારેલા દિવસનું નક્ષત્ર આવે છે

આ પ્રકારમાં સ્થૂલતા છે. કારણ કે મહીનાનાં નામ તે મહિનાની પૂર્ણિમાએ આવતા નક્ષત્ર ઉપરથી હોય છે. પરંતુ તે નક્ષત્ર પૂર્ણિમાથી આગળ પાછળ પણ એકાદ બે દિવસના અંતરે હોય છે. તેથી તેવા પ્રસંગે એકાદ નક્ષત્રને ફરક આવી જાય.

યોગ જ્ઞાન

હીર કહે શ્રવણાં શશી પુષ્ય થકી ગિણી ભાણ
ભેલી ભાગ સગવીસ દે વધતો યોગ વખાણ ૮૨૩

શ્રાવણથી લઈ દિન નક્ષત્ર સુધી ગણવું. અને પુષ્યથી સૂર્યના વર્તમાન નક્ષત્ર સુધી ગણવું. આ બેને સરવાળો કરી સત્તાવીસથી ભાગ દેવાથી જે શેષ વધે તે યોગ સમજવો.

અશ્વનિ આદિ રવિ શશી ઉભય ભેલિ તજી એક
હીર કહે ગણી યોગ લ્યો વિષ્કુંભાદિ વિવેક ૮૨૪

અથવા અશ્વિનીથી સૂર્ય અને ચંદ્રનાં વર્તમાન નક્ષત્ર પર્યંત ગણી સરવાળો કરી એક બાદ કરવાથી પણ યોગ આવે છે.

અધિકમાસ જ્ઞાન

સંવત્ માંહેથી ટાલિ જે સોલેસો તેત્રીસ
શેષને ભાગ ઉગણીસને વધતો ધરો સુજગીસ ૮૨૫
બિહું વધે આસુ વધે પંચે શ્રાવણ દાખ
તેરે ભાદ્રવા ચૈત્ર ત્રિહું ઇગ્યારે વઇશાખ ૮૨૬

આઠે પુરે જેઠ બે સોલે વધે આસાઢ
અધિક માસ તો હીર એ બોલ્યા જ્યોતિષ ગાઢ ૮૨૭
હીર કહે વૃદ્ધિ પંચમી જો રવિ પલટે રાશિ
તો તિણ પહિલો માસ જે વધત આગલે વરસી ૮૨૮
અધિક માસ બીત્યા પછી માસ બત્રીસ વિહાય
હીર કહે સોલે દિને માસ અધિક વલી થાય ૮૨૯
માસ વધઈ હોઈ જીનમતે પોષ અને આષાઢ
શિવ મતે સાતહ વધે ચૈત્રથી ગણીએ ગાઢ ૮૩૦

વર્તમાન સંવતમાંથી ૧૬૩૩ બાદ કરી વધે તેને ઓગણી-સનો ભાગ આપવો જો બે વધે તો આસો, પાંચ વધે તો શ્રાવણ, તેર વધે તો ભાદરવો, ત્રણ વધે તો ચૈત્ર, અગીઆર વધે તો વૈશાખ અને આઠ કે શૂન્ય વધે તો જેઠ તથા સોળ વધે તો આષાઢ માસ અધિક જાણવો. આ સિવાયની શેષ વધે તો અધિક માસ આવતો નથી.

વદ પાંચમના દિવસે જો રવિ સંક્રાંતિ બદલે તો જે મહી-નામાં તેમ બન્યું હોય તેની પહેલાંનો માસ આગલા વરસમાં આધક માસ થાય છે. એક અધિક માસથી બીજો બત્રીસ મહીના, સોળ દિવસ પછી આવે છે. આને માટે કહ્યું છે કેઃ—

દ્વાત્રિંશદ્ભિર્ગતૈર્માસૈર્દિનૈઃ ષોડશભિસ્તથા ।
ઘટિકાનાં ચતુષ્કેણ પતત્યધિમાસકઃ ॥

સામાન્ય રીતે સાત મહીના અધિક તરીકે આવે છે. આ જ્યોતિષનો નિયમ છે. આને ગ્રંથકાર સાંપ્રદાયિક સંજ્ઞા આપે છે. જૈનોની ગણત્રી મુજબ બે મહીના માત્ર પોષ અને આષાઢ જ અધિક માસ તરીકે આવે છે.

જે મહીનામાં સંક્રાન્તિ થાય તે અધિક માસ, અને જે મહીનામાં બે સંક્રાન્તિ થાય તે ક્ષય માસ કહેવાય છે. ક્ષય માસ

કાલાન્તરે આવે છે અને તે વર્ષમાં બે અધિક માસ આવે છે. એટલે ખરી રીતે તો તે વર્ષમાં એક અધિક માસ વધે છે.

અધિક માસમાં શુભ કર્મો થતાં નથી, તેમજ અધિક માસના કારણે કેટલાંક વિશિષ્ટ ફળ પણ થાય છે.

વર્ષના રાજાદિનો નિર્ણય

**ચૈત્ર અમાવસી વાર નૃપ મંત્રી ધનરવિવાર**
**કુંભે રવિ જે વાર હુવઈ તે સસ્યાધિપ સાર ૮૩૧**

આ ગાથાના પ્રમાણે જોતાં ગ્રંથકારે પૂર્ણિમાના માસની પદ્ધતિ સ્વીકારી છે. અને તેથી ચત્ર અમાવાસી એટલે ફાગણ વદ અમાસ એવો અર્થ કરવાનો છે. ફાગણ વદ અમાસના દિવસે જે વાર હોય તે વર્ષનો રાજા, ધન સંક્રાન્તિના દિવસે જે વાર હોય તે મંત્રી અને કુંભ સંક્રાન્તિના દિવસે જે વાર હોય તે સસ્યાધિપતિ થાય છે. આ પદ્ધતિ ગુર્જર જ્યોતિર્વિદોની હતી.

આ બાબતમાં ઘણા મતમતાંતરો શ્રી મેઘવિજયજી ઉપાધ્યાયે પોતાના વર્ષ પ્રબોધમાં સંગ્રહ્યા છે. અને તેમાં ગ્રંથકારને મળતું વાક્ય નીચે પ્રમાણે છે. તેઓ લખે છે કે અત્રાપિ મતાંતરમ્.

**ધન મંત્રી કુંભ સસ્યપતિ ફાગુણ અંતિ વાર**
**નિશ્ચય રાજા પરખીએ એહિ જોશ વિચાર ૮૩૨**

અર્થાત્—ધન સંક્રાન્તિના દિવસનો વાર તે મંત્રી, કુંભ સંક્રાન્તિના દિવસનો વાર તે સસ્યપતિ અને ફાલ્ગુન માસના છેલ્લા દિવસ અમાવાસ્યાનો વાર તે નિશ્ચયે કરી રાજા થાય છે.

રાજાદિ અધિકારને માટે જુદા જુદા મતો નીચે પ્રમાણે છે. રાજાવલી અને કલ્પલતાના મત મુજબ.

૧ વર્ષેશઃ-ચૈત્ર શુકલ પ્રતિપદાનો (ઉદયકાલિક) વાર
૨ મંત્રી-મેષ સંક્રાન્તિ થાય તે દિવસનો વાર

૩ સસ્યેશઃ-કર્ક સંક્રાન્તિ થાય તે દિવસનો વાર
૪ પશ્ચાદ્ધાન્યેશઃ—ધન સંક્રાન્તિ થાય તે દિવસનો વાર
૫ મેઘેશઃ-આર્દ્રા નક્ષત્રમાં સૂર્ય પ્રવેશ કરે તે દિવસનો વાર
૬ રસાધિપતિઃ-તુલા સંક્રાન્તિ થાય તે દિવસનો વાર
૭ નિરસેશઃ-મકર સંક્રાન્તિ થાય તે દિવસનો વાર
૮ ફલેશઃ-મીન સંક્રાન્તિ થાય તે દિવસનો વાર
૯ ધનેશઃ-કન્યા સંક્રાન્તિ થાય તે દિવસનો વાર
૧૦-દુર્ગેશઃ-સિંહ સંક્રાન્તિ થાય તે દિવસનો વાર આને કોટવાળ કહે છે.

વશિષ્ઠ મહારાજના જગન્મોહન નામના ગ્રંથમાં પણ ઉપર મુજબ જ કહ્યું છે. લગભગ ઘણાખરા આચાર્યોના મત મુજબ પણ ઉપર પ્રમાણેના રાજાદિ હોય છે. આ અધિકારી વધારેમાં વધારે દશ અને ઓછામાં ઓછા ત્રણ હોય છે. આપણા ગ્રંથકારની ગાથાના ઉત્તરાર્ધનો પાઠાન્તર નીચે મુજબ છે.

કુંભે રવિ સસ્યાધિપતિ એ ત્રય જોઈષ સાર.

અર્થાત્—રાજા, મંત્રી અને સસ્યાધિપતિ એ ત્રણ અધિકારીઓ જ મુખ્ય છે.

હવે ઉપરના મતમાં ચૈત્ર શુકલ પ્રતિપદા ઓદયિક લેવી કે અમાવાસ્યાની લેવી એ પ્રશ્ન રહે છે? તેમાં મતભેદથી ગુજરાતીઓ પ્રતિપદારંભ લે છે. જ્યારે દક્ષિણાત્યો ઓદયિક પ્રતિપદા લે છે. એવો ઉલ્લેખ છે. પણ હાલમાં ચાલુ પદ્ધતિ ઓદયિક પ્રતિપદા લેવાની છે. સર્વત્ર એ પ્રમાણે લેવાય છે.

પરંતુ તે સિવાય શ્રીમેઘવિજયજી ઉપાધ્યાય એક નવીન મતનું સ્થાપન કરે છે. તેનું મૂળ સ્પષ્ટ થતું નથી. પણ તે યુક્તિસંગત છે. તેઓ લખે છે કે—

ચૈત્ર શુકલપ્રતિપત્તિથ્યાદૌ સ્યુર્નૃપાદયઃ ।
ચૈત્રાદિવત્સરમતે ફલન્તીત્યેવસુચિરે ॥
વિજયદશમ્યાં વાર ઈત્યાદિમતં સ્વતંત્રમતિફલદમ્
સ્યાત્ કાર્તિકાદિવત્સરમતેઽબ્દભોદ્ભવાત્તત્ર ॥

અર્થાત્—ચૈત્રશુકલ પ્રતિપદાના આરંભનો વાર રાજા ઈત્યાદિ મતથી થતા અધિકારી ચૈત્રાદિ વર્ષના માટે ઉપયોગી છે. પરંતુ કાર્તિકાદિ વર્ષના માટે વિજયાદશમીના દિવસનો જે વાર તે રાજા થાય. આવો (અનુભવથી) અતિશય ફલદાયી સ્વતંત્ર (મારો) મત છે. અને વર્ષનો ગર્ભ ત્યારે બંધાતો હોવાથી તેની કલ્પના કરી છે.

હવે કાર્તિકાદિ વર્ષ મુજબ અધિકારી કયા બને તે સંબંધમાં તેઓ કહે છે કેઃ—

૧ વર્ષેશઃ-વિજયાદશમીના દિવસનો વાર
૨ મંત્રીઃ—તુલા સંક્રાન્તિ બેસે તે દિવસનો વાર
૩ દુર્ગેશઃ-(કોટવાળ) વૃશ્ચિક સંક્રાન્તિ બેસે તે દિવસનો વાર
૪ રસાધિપઃ-ધન સંક્રાન્તિ બેસે તે દિવસનો વાર
૫ સસ્યાધિપઃ-મકર સંક્રાન્તિ બેસે તે દિવસનો વાર
૬ નીરસેશ (જલેશ):-જ્યેષ્ઠા નક્ષત્રમાં સૂર્ય પ્રવેશ કરે તે દિવસનો વાર
૭ મેઘેશઃ-કાર્તિક માસમાં જે દિવસે મૂળ નક્ષત્ર હોય તે વાર

આમ તેઓ સાત અધિકારી જણાવે છે વર્ષના અધિકારીઓની સંખ્યા વધતાં વધતાં તેર સુધી પણ ગઈ છે. દાખલા તરીકે ગુજરાતમાં કાર્તિક શુકલ પ્રતિપદાના દિવસે (બેસતા વર્ષે) સારપત્રિકા વંચાય છે, તેમાં ૧ રાજા, ૨ મંત્રી, ૩ અગ્ર ધાન્યેશ, ૪ મેઘેશ, ૫ રસેશ, ૬ પશ્ચાદ્ ધાન્યેશ, ૭ કોશેશ, ૮ સુખ્યેશ, ૯ સેનેશ, ૧૦ છત્રેશ, ૧૧ નિરસેશ, ૧૨ વ્યાપારેશ, ૧૩ વ્યવહારેશ આમ તેર અધિકારી દર્શાવવામાં આવે છે.

પરંતુ વાસ્તવિકમાં રાજા મંત્રી અને સસ્યાધિપતિ એ ત્રણ જ મુખ્ય છે. કલ્પલતાકારે આ વિવાદમાં અંતે જણાવ્યું છે કે સ્વદેશ મુજબ વ્યવસ્થા કરી લેવી જોઈએ. અને આનાથી જ ગર્ભિત અર્થનું સ્પષ્ટિકરણ શ્રીમેઘવિજય ઉપાધ્યાયજીએ કાર્તિકાદિ વર્ષના પ્રમાણમાં સાત અધિકારીઓની કલ્પના કરી છે.

**નવ સતીયાં જે બાર રિસી મેષ રવિ સીમંત**
**સસ્યાધિપતિ કરકાં અરકાં એહ અનાગત તંત ૮૩૩**

સત્તાવીશ તારાઓ (નક્ષત્રો) માં નવ સતી છે. અર્થાત્ સૂર્ય ૨૭ નક્ષત્ર ઉપર ભ્રમણ કરે તેમાં નવ નક્ષત્રો જ કામનાં છે. જ્યારે સૂર્ય આર્દ્રા ઉપર આવે છે ત્યારે વર્ષા ઋતુ શરૂ થાય છે. અને ચિત્રા ભોગવી લે છે, ત્યારે વર્ષા ઋતુ (ચોમાસું) પુરૂં થાય છે. અર્થાત્–આર્દ્રાથી લઇ ચિત્રા સુધીનાં નવ નક્ષત્રો (નવ સ્ત્રીઓ) સૂર્ય બરાબર ભોગવે છે. એટલે તે નવ સતીઓ છે.

બાર રાશિયો પૈકી મેષ રાશિને રવિનો સંયોગ થતાં સીમંત આવે છે. મેષનો સૂર્ય થતાં જ વરસાદનો ગર્ભ બંધાય છે. અને કર્કનો સૂર્ય થાય તે વખતનો વાર જ અન્નાધિપતિ છે. અર્થાત્–આર્દ્રાથી ચિત્રા સુધીનાં નવ નક્ષત્રો, મેષ સંક્રાન્તિ અને કર્ક સંક્રાન્તિ આ ત્રણ જ મુખ્ય છે. એ જ અનાદિ કાળથી ચાલ્યા આવતા આ જગચક્રના મુખ્ય અંગ છે ×

---

× આ રાજાદિ અધિકારીઓ અને તેઓનું ફળ વગેરે પંચાંગની શરૂઆતમાં જ લખવામાં આવે છે. આના ઉપરથી વર્ષમાં ધાન્યની પેદાશ વગેરેનો અંદાજ રહે છે. આમાં ક્રમ એવો હોય છે કે પ્રથમ અધિકારી પછી ગુરુના નક્ષત્ર ઉપરથી વર્ષનું નામ. વર્ષના મેઘનું નામ અને વરસાદ સંબંધી આગાહી હોય છે. વરસાદની આગાહી માટે રોહિણીનો વાસો જોવાય છે. સંવત્સરનું નામ, સંખ્યા અને ખાલી રોહિણી (શ્રાવણ મહીનાની વદ આઠમ) આષાઢી પૂર્ણિમા વગેરે યોગો જોવાય છે. વર્ષના ચાર સ્તંભો પૈકી કેટલા સ્તંભ છે, તે કાઢેલું હોય છે. ત્યાર બાદ વર્ષની અંદર આવતા સૂર્ય કે ચંદ્રના ગ્રહણોનો ઉલ્લેખ હોય છે, અને આટલી વર્ષના ભવિષ્યનું સુચન કરનારી બાબતો લખ્યા બાદ ધર્મપુણ્યને ઉપયોગી તિથિઓનું વિગતવાર વર્ણન હોય છે. ત્યારબાદ ગ્રહોના ઉદય-અસ્ત વર્ષના દિવસો અને મુહૂર્તો ઉપરથી લાભાલાભ દર્શાવાય છે, શનિની નક્ષત્ર અને રાશિ ઉપરની સ્થિતિ તેમજ દૃષ્ટિથી કઇ કઇ દિશાઓમાં સુખ અને કઇ કઇ દિશાઓમાં દુઃખ હોય છે. તે લખાય છે. જ્યાં શનિની દૃષ્ટિ પડે ત્યાં દુકાળ પડે છે. સૌભાગ્ય (લાભ) પંચમીની ઘડીઓ ઉપરથી આવતા વર્ષના અનાજના

## દિનમાન સાધન

માસ ગયા ત્રિગુણા કરી ભેલી એકાવન માંહી
આધા તિણમેં ટાલીએ બાકી ઘડી કહાઇ ૮૩૪
દિવસ જેતા બધતા હુવૈ તે પલ ત્રિગુણ પ્રમાણ
હીર કહે મકરાદિ દિન કરકાદિક નિશિ જાણ ૮૩૫

## પાઠાંતરે

અયન ગયા દિન ત્રિગુણા કરી ભેલી પનરસૈતીસ
સાઠે ભાગે દીજતાં લબધ ઘડી સુજગીસ ૮૩૬
વધત અંક તે પલ હુવૈ મકર થકી દિન જાણી
કરક થકી નિશિ હીર કહૈ જોઇશ એ પરમાણી ૮૩૭
પંચ સયાં દશ અંક મહિં અયન ગયા દિન વાઇ
તિસે ભાગ હરંતડાં લબધ ઘડી કહેવાઇ ૮૩૮

---

ભાવ સમજાય છે. સંવત્સરના વિશ્વા ઉપરથી સમયની સારાખોટાની અટકળ થાય છે. પૂનમ અને અમાસની ઘડીઓ ઉપરથી ઘી–તેલના ભાવ સમજાય છે. અગસ્ત્યના ઉદય અને અસ્ત ઉપરથી વરસાદની મોસમ માલુમ પડે છે. આવું બધું રાજાવલી અગર રાજાદિના મથાળા હેઠળ પંચાંગમાં શરૂઆતમાં જ આપેલું હોય છે. છેવટે સારાવલી સાંભળ્યા બાદ સાંભળનારને દાનપુણ્યનો ઉપદેશ આપેલો હોય છે. અને શુભાશીર્વાદ પણ હોય છે. દરેક મનુષ્યે વર્ષના આરંભમાંજ જ્યોતિર્વિદનું પૂજન કરી તેની પાસેથી આખા વર્ષના શુભાશુભનું વિગતવાર શ્રવણ કરવું જોઇએ અને દાનપુણ્ય કરવું જોઇએ. વળી ચૈત્ર શુક્લ પ્રતિપદાના દિવસે પણ વર્ષનો આરંભ ( શકારંભ ) હોઇ તે દિવસે તો ગુડી પડવાનો ઉત્સવ, પંચાંગ શ્રવણ વગેરે ઘણી બાબતો બતાવેલી છે. ગુજરાતમાં કાર્તિક સુદ ૧ ના રોજ સારપત્રિકા અથવા સારો એ નામથી પંચાંગનું તારણ જોશી લોકો પાસે સાંભળવાનો રીવાજ છે. જ્યારે દક્ષિણમાં ચૈત્ર સુદ ૧ ના રોજ ગુડી પડવો, સંવત્સરારંભ, પંચાંગ શ્રવણ, લીમડો પીવાનો વિધિ વગેરે થાય છે. —ગોરધનદાસ

વધત અંક ત્રિગુણા કરો તે લહિયે પલ માન
મકરે દિવસ કરકે રયણી હીર કહે જગ જાણ ૮૩૯
બસે પંચાવન લિખિ ત્રણ સયા પણયાલી
અયનાં આધા દીહડા ઉપરિ દે તિલિ રાલિ ૮૪૦
મકરાદિક ગણીયે દિવસ કરકાદિક નિસિ લેઈ
અધિક દિવસ દસ માંહિ ધરી વીસે ભાગે દેઈ ૮૪૧
લબધ અંકમાં પચવીસ ઠવિ તેતી ઘડી લિખેઈ
વધત અંક ત્રિગુણાં પલાં દિન નિશિ હીર કહેઈ ૮૪૨
અયન ગયા દિન આધા કરી બિસ પંચાવન અંક
મેલી કીજે એકઠા ટાલિ સઘલો વંક ૮૪૩
બિહુ અંકે થાએ ઘડી તિન પર છ ગુણો ઠાઇ
હીર કહઈ તે થાય પલ ઇમ દિનમાન કહાઈ ૮૪૪

દિનમાન લાવવાના ગણિતોક્ત ચરખંડ સાધિત ચર સંસ્કારને સામાન્ય રીતે બનાવવા ગ્રંથકારે પ્રયાસ કર્યો છે. ગ્રંથકારે જોધપુરીય પલભા ૫–૫૬ (સ્થૂલ રીતે ૬–૦) ઉપરથી બનતા દિનમાન પત્રમાંથી પરમ દિનમાન ૩૪ ઘડી ૩૦ પલ તેમજ અત્યલ્પ દિન માન ૨૫ ઘડી ૩૦ પલ ઉપરથી એક અંશમાં ૩ પલ જેટલી વૃદ્ધિ સ્વીકારી છે. અને તેના ઉપરથી સ્થૂલ રીતે દિનમાનાનયન કર્યું છે.

મકર સંક્રમણ પછી જેટલા મહીના ગયા હોય તેટલાને ત્રણથી ગુણી તેમાં એકાવન ઉમેરવા પછી અડધું કરી નાખવું. એટલે દિનમાનની ઘડીઓ આવશે. માસની સંખ્યા પુરેપુરી લેવા જતાં ઉપર જેટલા દિવસ વધ્યા હોય તેટલી સંખ્યાને ૩ થી ગુણી તેટલી પલ તે ઘડીઆં જોડવાથી દિનમાન થાય.

જો કર્ક સંક્રાન્તિથી ઉપરોક્ત ક્રિયા પ્રમાણે ગણત્રી કરીએ તો રાત્રીમાન થાય. આ ગણત્રી ૬ અંગુલ પલભાવાળા જોધપુર

**જયપુર** વગેરે નગરો માટે ઠીક છે. અહીં મકર અને કર્ક સંક્રમણ સાયન માનથી લેવાનાં છે એ ધ્યાનમાં રાખવું.

સાયન મકરારંભથી દિનમાન વધવા માંડે છે. અને સાયન મિથુનાન્ત પર્યંત તે વધે છે. સાયન કર્કાદિ થતાં જ ઘટવા માંડે છે, અને રાત્રીમાન વધવા માંડે છે. સાયન મેષાદિ તેમજ તુલાદિમાં દિનમાન રાત્રીમાન પુરાં ત્રીસ ત્રીસ ઘડીનાં હોય છે. અને ત્યાંથી ત્રણ ત્રણ રાશિના અંતરે તેમની પરમ હ્રાસ અને પરમ વૃદ્ધિ થાય છે. આને ખગોલ ગણિતમાં **ચર** કહે છે.

જ્યાં ૬ અંગુલ પલભા છે. ત્યાં ૨૫૫ પલ દિનમાનની વૃદ્ધિ થાય છે. અને ૨૫૫ પલ હ્રાસ થાય છે.

ગ્રંથકાર આ મૂલતત્ત્વને લઈ જુદા જુદા પ્રકારો દર્શાવે છે. પરંતુ બધાની એક જ હકીકત છે.

ગ્રંથકારના પ્રકારોને ગણિતની પદ્ધતિ મુજબ લખીએ તોઃ—

પ્રકાર પહેલો—

ઇષ્ટ માસ દિન–અયનારંભ = ગતમાસ + ગતદિન

$$\frac{\text{ગતમાસ} \times ૩ + ૫૧}{૨} = \text{દિનમાનની ઘડી}$$

ગત દિન × ૩ = પલ

દિનમાન ઘડી + પલ = વાસ્તવિક દિનમાન

બીજો પ્રકાર—

ઇષ્ટ માસદિન – અયનારંભ = ગતમાસ + ગતદિન

ગતમાસ × ૩૦ + ગતદિન = ગતદિન

$$\frac{\text{ગતદિન} \times ૩ + ૧૫૩૦}{૬૦} = \text{વાસ્તવિક ઘડી પલાત્મક દિનમાન}$$

ત્રીજો પ્રકાર—

અયનારંભથી ઇષ્ટદિન = ગતદિન

$$\frac{\text{ગતદિન} + ૫૧૦}{૨૦} = \text{ઘડી} + \frac{\text{શેષ}}{૨૦}$$

$\frac{\text{શેષ}}{\text{૨૦}} \times \frac{\text{૬૦}}{\text{૧}}$ = શેષ × ૩ = પલ માટે ઘડી + ( શેષ × ૩ ) = પલ = દિનમાન

ચોથો પ્રકાર—

અયનારંભથી ઇષ્ટદિન = ગત દિન

$\frac{\text{ગતદિન}}{\text{૧}}$ + ૩૪૫ + ૨૫૫ = પલ ÷ ૬૦ = દિનમાન ઘટિ પલાત્મક આ પ્રકાર બરાબર નથી.

પાંચમો પ્રકાર—

આયનારંભથી ઇષ્ટદિન = ગતદિન

$\frac{\text{ગતદિન}}{\text{૨}}$ + ૧૦ ÷ ૨૦ = લબ્ધિ + શેષ લબ્ધિ + ૨૫ = ઘડી ઘડી + પલ = દિનમાન શેષ × ૩ = પલ

છઠ્ઠો પ્રકાર—

અયનારંભથી ઇષ્ટદિન=ગતદિન

ગતદિન ÷ ૨ = ગતદિનાર્ધ + ૨૨૫ = દિનમાન પલ ÷ ૬૦ = દિનમાન ઘડી × ૬ = વાસ્તવિક દિનમાન.

આ બધા ગણિત પ્રકારો એક સરખુંજ પરિણામ આપે છે. ગ્રંથકારની બુદ્ધિમત્તાનો આ પરિચય છે. પરંતુ આથી ગ્રંથકારનું ખગોળ શાસ્ત્રીય જ્ઞાન થોડું હોવું જોઈએ, એમ ભાસ થાય છે. આ દિનમાન લાવવાની રીત તો જોધપુરીય પ્રદેશ સિવાય અન્યત્ર અનુપયોગી છે. જો ગ્રંથકારને તેનું વાસ્તવિક ભાન હોત તો તે **ચરાનયન** દ્વારા હરકોઇ સ્થળના વાસ્તવિક દિનમાનાનયનની રીત જણાવત.

ઉદાહરણો દ્વારા ઉપરોક્ત પ્રકારોથી એકજ પરિણામ આવે છે, તે સિદ્ધ કરવા માટે ધારો કે અયનારંભથી ૯૦ દિવસ પછીનો દિનમાન લાવવો છે તો ગતદિન બરાબર ૯૦ થયા. અર્થાત્ ૩ માસ થયા.

**પહેલો પ્રકાર:—**

ગત ૩ માસ છે માટે.

૩ × ૩ = ૯ + ૫૧ = ૬૦ ÷ ૨ = ૩૦

**બીજો પ્રકાર:—**

ગત દિવસ ૯૦ છે માટે

૯૦ × ૩ = ૨૭૦ + ૧૫૩૦ = ૧૮૦૦ ÷ ૬૦ = ૩૦

**ત્રીજો પ્રકાર:—**

૯૦ + ૫૧૦ = ૬૦૦ ÷ ૨૦ = ૩૦

**ચોથો પ્રકાર:—**

આ પ્રકાર બરાબર નથી તેથી ઉદાહરણ આપ્યું નથી.

**પાંચમો પ્રકાર:—**

૯૦ + ૧૦ = ૧૦૦ ÷ ૨૦ = ૫ + ૨૫ = ૩૦

**છઠ્ઠો પ્રકાર:—**

૯૦ ÷ ૨ = ૪૫ + ૨૫૫ = ૩૦૦ ÷ ૬૦ = ૫ × ૬ = ૩૦

દિનમાન રાત્રીમાનનો વૃદ્ધિક્રમ

જબ આવે રવિ મેષ તુલ તબ દિનનિશિનો માન
તીસ તીસ ઘડીયાં વહે સાઠ ઘડી ઇમ જ્ઞાન ૮૪૫
વૃષ કન્યા રવિ સંક્રમે સાઢી ઘડી ઇગતીસ
અઠવીસાં સાઢી ઘડી રજની કહી જગીશ ૮૪૬
મિથુન સિંહ સંક્રાંતિ દિન તેત્રીસ ઘડીઓ તેહ
રજની સત્તાવીસાં ઘડી જોતીષ નીવડીયાં નેહ ૮૪૭
કરકાં સાઠ ચોતીસ દિન નિશિ સાઢી પચવીસ
જે પ્રમાણ કરકે નિશિ તે દિન મકર સરીસ ૮૪૮
વૃશ્ચિક મીનાં દિન ઘડી અઠવીસાં પલ તીસ
રજની ઘડી એકતીસ હુવૈ તિમ પલ દશને વીસ ૮૪૯
ધન કુંભે રવિ સંક્રમૈ ઘડીયાં દિન સતવીસ
તિમ રજની તેતીસ હુવઇ બોલૈ હીર મુનીશ ૮૫૦

મેષ સંક્રાન્તિ તેમજ તુલા સંક્રાન્તિના આરંભમાં બરાબર ત્રીસ ઘડીનો દિવસ અને ત્રીસ ઘડીની રાત્રી હોય છે. વૃષભ અને કન્યા સંક્રાન્તિના દિવસે દિવસ ૩૧।। ઘડીનો દિનમાન અને ૨૮।। ઘડીની રાત્રી હોય છે. મિથુન અને સિંહ સંક્રાન્તિના રોજ દિનમાન ૩૩ ઘડી અને રાત્રી ૨૭ ઘડી હોય છે કર્કારંભે દિનમાન ૩૪।। ઘડી અને રાત્રીમાન ૨૫।। ઘડી હોય છે.

કર્ક સંક્રાન્તિના રોજ જેટલી રાત્રી હોય છે, તેટલો મકર સંક્રમણના રોજ દિનમાન હોય છે.

વૃશ્ચિક અને મીન સંક્રાન્તિના રોજ ૨૮।। ઘડી દિનમાન અને ૩૧।। ઘડી રાત્રી હોય છે. ધન તેમજ કુંભ સંક્રાન્તિના દિવસે દિનમાન ૨૭ ઘડી અને રાત્રી માન ૩૩ ઘડી હોય છે.

આ દિનમાનની પરમ વૃદ્ધિ અને હ્રાસ ૬ પલભાના પ્રદેશ માટે છે. બીજે સ્થળે તેમાં થોડું ઘણું ન્યૂનાધિક હોય છે.

લગ્ન પ્રમાણ

**ત્રિણ ઘડી હુવે મેષ મીન પલ પણયાલીસ**
**વૃષભ કુંભ વહે ચ્યાર ઘડી પલાં સોલ જગીસ ૮૫૧**
**પંચ ઘડી ને પંચ પલ મિથુન મકરાદિક હીર**
**કરકાદિક ધન પલ ઈમયાલીસ પણ ઘડીયાં ઉદીર ૮૫૨**
**પલ બેયાલ પંચે ઘડીય સિંહા વૃશ્ચિક બેઉ**
**કન્યા તુલ પંચહ ઘડી પલ ઇમતીસ વહેઉ ૮૫૩**

મેષાદિ લગ્નનું ઘટિપલાત્મક પ્રમાણ બતાવ્યું છે. આ ઉદયમાન (લગ્નનાં પ્રમાણ) અણહિલ્લવાડ પાટણનાં છે.

ગ્રંથકારે દિનમાનાનયનમાં જોધપુરીય પલભાનો ઉપયોગ કર્યો છે. તેનો અને અહીં અણહિલ્લવાડ પાટણનો નિર્દેશ પણ કર્યો નથી આથી ગ્રંથકારને ખગોલગણિતનો ખ્યાલ નથી. એમ સાબિત થાય છે. મુહૂર્ત ગ્રંથો સંબંધી જ્ઞાન દેખાઇ આવે છે.

| ઘડી–પળ | રાશિ | પલાત્મક પળ |
|---|---|---|
| ૩–૪૫ | મેષ–મીન | ૨૨૫ |
| ૪–૧૬ | વૃષ–કુંભ | ૨૫૬ |
| ૫–૫ | મિથુન–મકર | ૩૦૫ |
| ૫–૪૧ | કર્ક–ધન | ૩૪૧ |
| ૫–૪૨ | સિંહ–વૃશ્ચિક | ૩૪૨ |
| ૫– ૧ | કન્યા–તુલા | ૩૩૧ |

ઘટિકા સાધન

**હીર કહે તનુ છાંહ જિણિ પટ્ ભેલી સુવિશેષ**
**વીસાં સો વલી વાંટસાં લબ્ધ ઘડી પલ શેષ ૮૫૪**
**હીર કહે સમાંગુલી તૃણું છાંહ જિણેહ**
**પાછે સાત માંહી ઠવી દિનનો માન ગુણેહ ૮૫૫**

સૂર્યોદયથી કેટલી ઘડી દિવસ ગયો છે. તે જાણવા માટે શરીરની છાયા પગલાંથી માપી, તેમાં ૭ ઉમેરવા અને ૧૨૦ થી ભાગ આપવાથી સૂર્યોદય પછીનો કેટલો સમય ગયો તેનું ઘટયાદિ પ્રમાણ આવે છે. આ હકીકત મેષ અને તુલા સંક્રાન્તિ માટે છે.

બીજા મહીનાઓમાં તેવી રીતે સમય જાણવો હોય તો છાયામાં સાત ઉમેરી અશાડમાં ૧૧૫ થી, પોષમાં ૧૭૫ થી, જેઠ અને શ્રાવણમાં ૧૨૦ થી, કાર્તિક તથા ફાગણમાં ૧૬૦ થી, માગશર અને મહામાં ૧૮૦ થી, ભાદરવા અને વૈશાખમાં ૧૩૦ થી અને ચૈત્ર તથા આસોમાં ૧૪૪ થી ભાગ આપવાથી સૂર્યોદય પછીનો સમય આવે છે.

આ ગાથાઓમાં કહેલી હકીકત યુક્તિગમ્ય થતી નથી.

આસાઢે સોપનરોત્તરાં પંચહોત્તરિસો પોષ
જેઠા શ્રાવણ વીસસો ભાગ દેવો તજી દ્રોહ ૮૫૬
કાતી ફાગુણ સાઠીસો અસીયાંસો માગશર માહ
ભાદ્રવ ને વૈશાખ બે એકસો ને તીસાંહ ૮૫૭
ચૈત્ર આસુયે ચુમાલસો ઇમ બારેહિ માસ
ઘટૈ ઘડી વધૈ પલાં લહિયે સૂરિજ પ્રકાશ ૮૫૮

સૂર્યોદયથી કેટલી ઘડી દિવસ ગયો છે તે જાણવાની રીત

અહનિશિ અણુ માં ઘડીયાં જ્ઞાન ધારિથી મધ્યઅંતહ
અંગુઠા ધુરિ આદ ઇગ દશ તિથી ઘડી અંતર ૮૫૯
દોઇ ષડ્ રુદ્ર ઘડીયાં હુઇ તરજીણી સુજાણુહ
તિન સાત વલી બારહ હુઈ વિચલી પરમાણુહ ૮૬૦
પૂજનીયાં ચાર વસુ તેરહાં પાંચ નવ ચવદે અંતિ
ભુમત ઘડી એ હીર કહે અહનિશ જોઇ તંતિ ૮૬૧

આ ગાથાઓમાં પણ હાથની આંગળીઓ દ્વારા ઈષ્ટ કાળ જાણવાની રીતિ છે. પણ તે સપૂર્ણ સમજાતી નથી.

રાત્રિમાન

રવિ રિસીથી મગનરિસી સમ હીન ત્યાં જાણી
બાકી ત્રિમણા હીર કહે રજની ઘડી પરમાણી ૮૬૨
હીર કહે રજની નીરખી માથે જે રિસી હોઈ
સમોદય અષ્ટોદય નવોદય લગે જોઇ ૮૬૩
આદિ પુનર્વસુ લેઈ છહ ભેલી અભિચાં સ્વાતી
મધ્યચારી એ આઠે રિસી સમોદય વિખ્યાતિ ૮૬૪
અષ્ટોદય શ્રવણાદિક દસ ઉત્તરમાંહે વિશ્રામ
ખટ્ વિશાહ મૃગ આદ્રા કર ચિત્રા નવોદય જામ ૮૬૫

સૂરાદિક રિસા શશી રિસી આણી સગ હીર કહેઈ
વધ્યંઈ તિકે વિસ ગુણુ કરિ નવ ભાગે દેઇ ૮૬૬
લબ્ધ અંક ઘડીયાં ઠવહુ સાઠગુણા કરો શેષ
તે વલી દીજે ભાગ નવ લીજે પલ ગુણી શેષ ૮૬૭
વધત અંક કરી સાઠ ગુણ ભાગે નવે તે ઠાઇ
લબ્ધ અંક તે રણ હુવૈ ઈમ નિશિ હીર વિહાઈ ૮૬૮

રાત્રીએ ગતરાત્રી કેટલી થઈ છે, તે જાણુવાની રીત બતાવી છે. આકાશમાં સૂર્યને ફરવાના માર્ગને ક્રાન્તિવૃત્ત કહે છે. નક્ષત્ર માળામાંનાં નક્ષત્રો પૈકી કેટલાંક તેની ઉત્તરે કેટલાંક દક્ષિણે તો કેટલાંક તેની બરાબર મધ્યમાં જેવાં છે. આના ઉપરથી ત્રણ ચુંજા ગણુવામાં આવે છે.

ગ્રંથકારના મતમાં પુનર્વસુ આદિ છ નક્ષત્રો અને અભિજિત તથા સ્વાતિ એ આઠ મધ્યચારી છે. અને તેમની સમોદય સઙ્જ્ઞા છે.

શ્રાવણ આદિ દસ નક્ષત્રો ઉત્તર દિગ્માં છે, અને અષ્ટોદય છે. જ્યારે વિશાખા આદિ છ, મૃગશીર્ષ, આર્દ્રા અને હસ્ત એ દક્ષિણ દિશામાં છે, અને નવોદય છે

આ બરાબર નથી. વાસ્તવિક નક્ષત્રોથી આ ક્રમ તદ્દન જુદો છે. તેમજ બીજા ગ્રંથોથી પણ ઘણો જ તફાવત ધરાવે છે. આરંભસિદ્ધિના ભાષ્યમાં વ્યવહાર–પ્રકાશના નામથી દર્શાવ્યું છે કે:—

દક્ષિણમાર્ગેઽશ્લેષા બ્રાહ્મત્રય કરયુગે દ્વિપતિષટ્કમ્ ।
ઉત્તરતઃ પુનરભિજિત્ત્રયમશ્વિત્રય યોનયુગલાનિ ॥૧॥
આજપાદદ્વયં સ્વાત્યાદિત્યે ચેતિ ભ્રમન્તિ રવે ।
મધ્યમાર્ગે શતભિષક્ પુષ્યપૌષ્ણુ મઘા ચેતિ ॥૨॥

કેવલ ચંદ્રનો યોગ કેવી રીતે દિગ્વિભાગથી થાય છે. તે જ

અહીં બતાવ્યું છે. શરવશાત્ ઉત્તર દક્ષિણ દિગ્વ્યવસ્થા આ નથી. છતાં ગ્રંથકારે જે કહ્યું છે, તેનું વાસ્તવિક પ્રમાણ મળતું નથી.

સૂર્યના નક્ષત્રથી મધ્યરાત્રીએ માથા ઉપર જે નક્ષત્ર હોય ત્યાં સુધીની સંખ્યામાં સાત ઉમેરી ૨૦ થી ગુણવા અને નવમો ભાગ આપવો. લબ્ધિ ઘડીઓ આવશે. શેષને સાઠથી ગુણી પુનઃ નવથી ભાગતાં પળો આવશે. આમ ગતરાત્રીનું ઘટિપલાત્મક પ્રમાણ માલુમ પડશે.

આ હકીકતમાં ગુણક ભાજકના અંક યુક્તિગમ્ય હોવા છતાં ગ્રંથકારે સાંભળીને યા ક્યાંયથી ઉતારો કરીને આ હકીકતો દર્શાવી છે. જ્યોતિષ ગણિતની આવી બાબતો યુક્તિસંગત (ઉપપત્તિ યુક્ત) હોય તે જ માનવાનો સિદ્ધાન્ત છે. આથી છાયા ઉપરથી ઇષ્ટ કાળ તથા રાત્રીએ નક્ષત્ર ઉપરથી ઇષ્ટ કાળ સાધન માટે મારા સંપાદિત કરેલા જાતકચંદ્રિકા નામના ગ્રંથમાંથી પ્રકાર બતાવ્યો છે.

અથેષ્ટકાલં રવિચન્દ્રભાતોઽધુના પ્રવક્ષ્યે જનિકાલસિદ્ધયૈ ।
પાદપ્રભાદૌ વિબુધૈઃ પ્રસાધ્યા સમ્યક્ તુ સપ્તાંગુલ શંકુ ભા ॥

જન્મ વખતના કાળને સમજવા માટે રવિ તથા ચંદ્રની છાયા ઉપરથી ઇષ્ટ સાધન પ્રકાર કહું છું.

પ્રથમ બુદ્ધિમાન પુરુષે પોતાની (પોતાના શરીરની) છાયા પગલાં ભરી માપી લેવી, અથવા સાત આંગળાના શંકુની છાયા આંગળોથી ભરી લેવી.

ત્રિદ્વીન્દુખેન્દ્વક્ષિકૃશાનુવેદબાણાંગબાણાબ્ધિમધ્યપાદાઃ ।
મેષાદિરાશિપ્રભવાઃ ક્રમેણ સ્થૂલા ઇમે સૂક્ષ્મતરાન્પ્રવચ્મિ ॥

મેષાદિ સંક્રાન્તિમાં મધ્યાહ્ન વખતે અનુક્રમે ૩, ૨, ૧, ૦, ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૫, ૪, પગલાં અથવા સાત આંગળના શંકુની ૩ ઇત્યાદિ આંગળ છાયા આવે છે. આ સ્થૂલમાન છે. સૂક્ષ્મમાન નીચે પ્રમાણે છે

સ્વાદિનવર્જિતસત્ર પરં દિનં શરહતં રસહૃત્ ધ્રુવદલપ્રભા ।
વિરહિતા ચ તયેષ્ટપદપ્રભા નગયુતા દ્વિગુણા ચ તયા હૃતમ્ ॥

નગહતં દિનમાનમતઃ ફલં ગતઘટી દિનપૂર્વદલે ભવેત્ ।
પરદલે યદિ શેષ ઘટી તતો રજનિકેષ્ટઘટિં પ્રવદેદ્બુધા ॥

જે દિવસની ઇષ્ટ ઘટી બનાવવી હોય તે દિવસના દિનમાનને સૌથી મોટા દિનમાનમાંથી બાદ કરવો, પછી તેને ૫ થી ગુણી ૬ થી ભાગ આપવો. જે આવે તેને મધ્યાહ્ન છાયા સમજવી. આ પ્રમાણે સૂક્ષ્મ મધ્યાહ્ન છાયા થાય.

પોતાને જે વખતે ઇષ્ટ ઘટી કરવી છે, તે વખતની છાયા ભરી તેમાંથી સૂક્ષ્મ મધ્યાહ્ન છાયા બાદ કરવી. પછી તેમાં સાત ઉમેરી બમણી કરવી. જે આવે તેનાથી સાતથી ગુણેલા દિનમાનમાં ભાગ આપવો. જે લબ્ધિ આવે તે દિવસના પૂર્વ ભાગમાં (સૂર્યોદયથી બપોર સુધી ) હોય તો સૂર્યોદયથી ગત ઘટિકા સમજવી. અર્થાત્ સૂર્યોદયથી તેટલી ઘટી દિવસ ચઢ્યો છે, એમ સમજવું. અને જો બપોર પછીનો વખત હોય તો સૂર્યાસ્ત થવામાં તેટલી ઘટિકા બાકી છે, તેમ સમજવું. તેને દિનમાનમાંથી બાદ કરીએ તો સૂર્યોદયથી આરંભી ઇષ્ટ ઘટિકા થાય. હવે રાત્રિએ ઇષ્ટ ઘટી કાઢવાનો પ્રકાર કહું છું.

રવિભતો ગગનાન્તરગાવધિં ભગણણ્નિતમદ્રિભિરાહતમ્ ।
નવરમિતૈર્વિભજેદ્ગગને ચરૈર્ભવતિ લબ્ધમિતા રજની ગતા ॥

રાત્રીએ ઇષ્ટકાલે માથા ઉપર જે નક્ષત્ર હોય તેની સૂર્યના નક્ષત્રથી ગણતાં જે સંખ્યા થતી હોય તેમાંથી સાત બાદ કરવા અને ૨૦ થી ગુણી નવથી ભાગ આપવો જેટલી લબ્ધિ આવે તેટલી સૂર્યાસ્તથી રાત્રી ગઈ છે, એમ સમજવું.

યા તર્જની મેરુરથો ધરાન્યા મધ્યા ઘટીનાં ત્રિતયં પરાયાઃ
દ્વયં દ્વયં તાભિરહોદલં સ્યાત્પૂર્વે દલેઽહ્નો વિગતશ્ચ શેષઃ ॥
મધ્યાદિ સમાંગુલયઃ સમસ્તા હ્યુત્તાનિતાસ્તર્જનિકોર્ધ્વગા ભા
સખણ્ડપર્વદ્વિતયેન સાધ્યા કાર્યા તથૈવેષ્ટઘટી સ્ફુટા સા ॥

તર્જનીને મેરૂ અને બીજી આંગળીઓને પૃથ્વી સમજવી. પછી મધ્યની મોટી આંગળીની ત્રણ ઘટી અને બીજીની બે બે ઘટીઓ

સમજવી. આમ બે હાથ જોડે રાખીએ તો એક તર્જની સિવાયની બીજી આંગળીઓની ઘડીઓ મળી દિનાર્ધ થાય. પછી એવી રીતે હાથ રાખી તર્જની આંગળીના બીજા વેઢામાંથી તર્જની ઉંચી કરવી. કે જેથી તેનો પડછાયો બીજી આંગળીઓ ઉપર પડે. તે છાયા જેટલી આંગળીઓ ઉપર પડી હોય તેટલી ઘડી જો દિવસનો પ્રથમ ભાગ હોય તો મધ્યાહ્નમાં બાકી છે, એમ સમજવું. અને મધ્યાહ્ન પછીનો ભાગ હોય તો તેટલી ઘડીઓ મધ્યાહ્નથી થઈ છે, એમ સમજવું. આ રીતે ઈષ્ટઘટિકા સાધન કરવું.

વર્ષ નામ વિચાર (સંવત્સર નામ)

ચૈત્ર અમાવસી જે રિસી ગુરૂ હોય તાસ વિચાર
તિણ નામ જો માસ તિહી વરસે કહ્યો તિવાર ૮૬૯
ચિત્રા હુઅ ચૈતર હુવૈ હુઅ બિશાહ વૈશાહ
જેષ્ઠા મૂલ બે જેઠ કહી સાઢા હુઆષાઢાહ ૮૭૦
સરવણ તિણાં સાવણે ભાદ્રવ પૂભદ ઉત્તીયાહ
અશ્વની ભરણી આસુએ કાતિ કૃત્તિ બિયાહ ૮૭૧
મગશર તીયા સિરશિરૈ પોષ પુષ્ય હુઅ સત્થ
મઘા માઘ હુવઈ ફાગુણે પૂ.ફા ઉ.ફા હત્થ ૮૭૨
માસા તણી વરસા દાસ જો બુધિ પરતિ લિખંતિ
હીર કહઈ તે પુછીએ જોતિષ માંહે મહંત ૮૭૩

મહિનાની પૂર્ણમાસીએ આવતા નક્ષત્ર ઉપરથી મહિનાનાં નામ પડયાં છે. તેનો ક્રમ એવો છે કે ચિત્રા, સ્વાતિ; વિશાખા; જેષ્ઠા, મૂળ; પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા; શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા; પૂર્વાભાદ્રપદ ઉત્તરાભાદ્રપદ, રેવતી; અશ્વિની, ભરણી; કૃતિકા, રોહિણી; મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ; પુષ્ય; આશ્લેષા; મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની અને હસ્ત; આમ નક્ષત્રોના સમુદાયનો પૂર્ણિમા સાથે સંયોગ થતો જ હોઈ તે તે મહિનામાં ચૈત્ર, વૈશાખ, જેઠ એમ ફાગણ પર્યંત નામ પાડવામાં આવ્યાં છે.

આથી ફાગણ વદી અમાસના રોજ જે નક્ષત્ર ઉપર ગુરુ હોય, તેના ઉપરથી જે મહીનો બનતો હોય તે નામનું વર્ષ કહેવાય. ચૈત્ર વર્ષ, વૈશાખ વર્ષ ઇત્યાદિ.

**વર્ષ પ્રબોધમાં** તથા **રામ વિનોદમાં** કહ્યું છે કે–

અથાતઃ સંપ્રવક્ષ્યામિ ગુરુચારમનુત્તમમ્ ।
અનેન ગુરુચારેણ પ્રભવાદ્યબ્દસંભવઃ ।।

ઇત્યાદિથી વર્ષારંભે ગુરુ જે નક્ષત્રમાં હોય તે ઉપરથી વર્ષની કાર્ત્તિકી સંજ્ઞા ઉપરવત્ બતાવી પછી ફલ કહ્યું છે.

કાર્ત્તિક નામનો સંવત્સર હોય તો અગ્નિ તેમજ ગાયોથી આજીવિકા ચલાવનારાઓને પીડા થાય. શસ્ત્ર ભય, અગ્નિ ભય વગેરે થાય. પરંતુ ફૂલ તથા રંગથી આજીવિકા ચલાવનારાઓની વૃદ્ધિ થાય.

માગશર વર્ષમાં અલ્પવૃષ્ટિ થાય. અને અનેક પ્રકારે અનાજની હાની થાય. રાજાઓ અંદરો અંદર લડયા કરે.

પોષ નામના વર્ષમાં બધા લોકો દેવ ગુરૂનું પૂજન વંદન કરનારા અને સુખી થાય. ખેતીને માફકસરનો વરસાદ આવે, અને સાર્વત્રિક કલ્યાણ થાય.

માઘ નામના સંવત્સરમાં સંપત્તિની વૃદ્ધિ થાય, દરેક પ્રાણીઓનું કલ્યાણ થાય. વરસાદ સારો પડે.

ફાલ્ગુન નામના વર્ષમાં ચોર ભીતિ, સ્ત્રીઓનું દુરાચરણ, ખંડ વૃષ્ટિ અને અનેક પ્રકારના ઉપદ્રવ થાય.

ચૈત્ર નામના વર્ષમાં રાજાઓ શાંત રહે. સ્ત્રીઓ અલ્પ પ્રજાવાળી થાય (નવીન પ્રજા ઓછી થાય) અલ્પ વૃષ્ટિ થાય. રોગ ચાલે. ધાન્ય થાય.

વૈશાખ નામના વર્ષમાં રાજાઓ ધર્માચરણ વાળા થાય બ્રાહ્મણો યજ્ઞાદિ કર્મોમાં રત રહે અને જગત ઉપર આનંદ રહે

જેષ્ઠ નામના વર્ષમાં ધાર્મિક લોકોને પીડા થાય. અને દુકાળ રહે.

આષાઢ નામના વર્ષમાં રાજાઓ અંદરો અંદર લડે. કોઈ કોઈ જગ્યાએ ઉપદ્રવ થાય, ત્યારે કોઈ કોઈ જગ્યાએ શાંતિ રહે.

શ્રાવણ નામના વર્ષમાં પૃથ્વી ઉપર લીલા લ્હેર રહે.

ભાદરવા નામના સંવત્સરમાં ઘણા ખરા ભાગમાં ધાન્ય પાકે, જ્યારે કેટલાકમાં હાની થાય

આસો નામના વર્ષમાં પહેલો પાક સામાન્ય થાય. જ્યારે બીજો પાક સારો થાય. પ્રજાને સુખ રહે.

આ પ્રમાણે ફલ શ્રુતિ દર્શાવી છે.

ગુરૂ નક્ષત્ર ફલ

**મૃગશિર આદિ પંચ રિસી જો સુરગુરૂ આવંતિ**
**તો તિહાં હુઇ કરવરૌ મનઇ ન કરવો ભ્રાંતિ ૮૭૪**
**મઘા બેઠો દેવ ગુરૂ સહી જંડલ રેલેઈ**
**અંન સમર્ઘા ઉત્તરા હસ્તૈ કોઈ ન લેઇ ૮૭૫**
**કર છાંડી શ્રવણાં મચો જે રૂતુ ગાઢી થાય**
**થોડા તીસ પર જણો જન ભૂખડી ખપાય ૮૭૬**

મૃગશીર્ષથી પાંચ નક્ષત્રમાં ગુરૂ હોય તો વર્ષ કઠોર (કાહું વર્ષ) હોય છે. મઘામાં પુષ્કળ વૃષ્ટિ થાય છે. ઉત્તરા ફાલ્ગુની અને હસ્તમાં ધાન્ય ઘણું થાય. ચિત્રાથી શ્રવણ પર્યંતમાં ગુરૂ હોય તો ઋતુઓ સારી ફળે. અને ત્યાર પછીનાં મૃગશીર્ષ પર્યંતનાં નક્ષત્રોમાં સારૂં ફળ આપતો નથી. દુકાળ પડે છે.

સંવત્સરફળ

**સંવચ્છર દુગુણાંક કરિ પ્રભવાદિક સંભાલી**
**ત્રય ટાલી સમ ભાગ દૈ વધતા આંક નિહાલી ૮૭૭**
**એકણ ચિહું સુભિક્ષ હુવૈ શૂન્યે રૌરવકાળ**
**તિય છહ મધ્યમ હીર કહે બે પાંચે સુખકાર ૮૭૮**

સંવત્સરની અંક સંખ્યા ઉપરથી વર્ષનું શુભાશુભ જાણ-

વાના અનેક પ્રકાર છે. અહીં સંવત્સર એટલે વર્તમાનમાં શાલિવાહન શક હોવો જોઇએ.

મેઘનું નામ અને ફળ

વર્તમાન શાકો લેઈ ત્રણ અંક તેમાં દેઈ
પાછે ચિહું ભાગે ઠવે વધતો મેહ કહેઈ ૮૭૯
આવર્તક સાંવર્તકાં પુષ્કર દ્રોણ વિચાર
મંદ વૃષ્ટિ આવર્ત કે સંવર્તક બહુ ધાર ૮૮૦
થોડી વર્ષા પુષ્કર કરે દ્રોણેં મેહ વરસેય
વહે નદી તિણ વરસમેં જોઇશ હીર કહેઈ ૮૮૧

આવર્તક, સંવર્તક, પુષ્કર અને દ્રોણ એ ચાર નામના મેઘ જ્યોતિષ શાસ્ત્રમાં કહ્યા છે. અને તેમના નામ ઉપરથી વરસાદનું ધોરણ સમજાય છે.

રોહિણી ચક્ર

જોતીષ રોહિણી ચક્ર લખી બારહ ભવન ઠવેઇ
ચારે સાયર ચિહું દિશે બાકી વિવરી કહેઇ ૮૮૨
આઠે સંધિ આઠે ભવન ચાર ખૂણે ગિરિ ચાર
ચાર લીહાં ને છેહડે તટ આઠે સંભાર ૮૮૩
સાયર માંહે બે બે રિસી અવરે ઠામે એક
પૂરવ મેષ સંક્રાંતિ રિસી ત્યાંથી ધરો વિવેક ૮૮૪
તટ સંધિ ગિરિ અનુક્રમે રિસી અડવીસ ગુણેઈ
રોહિણી રિસી જ્યાં આવહી તેહવો મેહ કહેઇ ૮૮૫
સાયર વર્ષા બહુ તટે ગિરિ ન વરસે નીર
સંધી ખંડે સમતટે રોહિણી રિસી એ હીર ૮૮૬

પંચાંગમાં ફલ શ્રુતિમાં રોહિણી નક્ષત્ર ક્યાં પડ્યું છે, તે જોવામાં આવે છે. કુંડલી બનાવી મેષ સંક્રાન્તિના દિવસે જે નક્ષત્ર હોય તેને પ્રથમ મૂકી અનુક્રમે નક્ષત્રો મૂકવામાં આવે છે.

અને તેના ઉપરથી રોહિણી નક્ષત્ર સમુદ્રમાં, તટમાં કે સંધિમાં અથવા પર્વત ઉપર છે, તે સમજાય છે.

### રોહિણી ચક્ર




જો મેષ સંક્રમણના નક્ષત્રથી ૧-૨-૮-૯-૧૫-૧૬-૨૨-૨૩ એ સંખ્યામાં રોહિણી આવે તો તે સમુદ્રમાં સમજવી. ૩-૭-૧૦-૧૪-૧૭-૨૧-૨૪ અને ૨૮ એ સંખ્યામાં આવે તો તટ ઉપર. ૪-૬-૧૧-૧૩-૧૮-૨૦-૨૫-૨૭ એ સંખ્યામાં આવે તો સંધિમાં અને ૫-૧૨-૧૯-૨૬ એ ચાર પૈકી આવે તો પર્વત ઉપર રોહિણી જાણવું.

સાગરમાં રોહિણી હોય તો ખુબ વર્ષા થાય. પર્વત ઉપર હોય તો વરસાદ ન થાય. સંધિ ઉપર હોય તો ખંડ વૃષ્ટિ થાય જ્યારે તટ હોય તો સમાન (માફકસર) વરસાદ આવે છે.

### વર્ષાના સ્તંભ

**ચૈત્રે રેવતી ભરણી વૈશાખ જેઠે મૃગશીર પુનર્વસુ આષાઢ**
**એ ચ્યારે ઉજ્જવલ પખે પડવા ચ્યારે થંભ**
**જલ વરસે કણ નીપજે રાજા તેજ અભંગ ૮૮૭**

ચૈત્ર, વૈશાખ, જેઠ અને અષાઢ એ ચાર મહીનાઓની સુદ એકમના દિવસે અનુક્રમે રેવતી, ભરણી, મૃગશીર્ષ અને પુનર્વસુ નક્ષત્ર (તિથિની સાથે સંપૂર્ણ) હોય તો તે વર્ષના ચાર સ્તંભ મનાય છે. જે મહીનામાં કહેલું નક્ષત્ર ન હોય તે સ્તંભ ગયો સમજવો. ચારેય સ્તંભ હોય તો વર્ષ ઘણું સારૂં નિવડે છે.

વર્ષ પ્રબોધમાં ચારે સ્તંભનું જુદું જુદું ફળ બતાવ્યું છે. જેમકે જો ચૈત્ર શુકલ પ્રતિપદા અને રેવતીનો યોગ હોય તો ખુબ વર્ષા થાય. વૈશાખ સુદ ૧ ને ભરણીનો યોગ હોય તો ઘાસ ઘણું થાય. જેઠ સુદ ૧ ને મૃગશીર્ષ હોય તો શુભ ફળ આપનારો વાયુ થાય. અને અશાડ સુદી ૧ ના રોજ પુનર્વસુ હોય તો ધાન્ય સારૂં પાકે.

સૂર્યગ્રહણ વિચાર

રાહુ રિસી સૂરજ રિસી અમાવસિ પડિવા સંધિ
મિલતે થાય રવિગ્રહણ જોતિષ એમજ બંધિ ૮૮૮

ચંદ્રગ્રહણ વિચાર

હીર કહઇ શશી રિસી થકી રાહુરિસી તિમ ભાણ
પુનિમ પડિવા એ મિલ્યાં ચંદ્રગ્રહણ પરમાણ ૮૮૯

ગ્રહણ વાર ફલ

રવિવારે દૂરભિખ કરઈ શશીરાયાં દૂઃખ દેઈ
ભોમ અગનિ બુધ નહિં શીશુ ગુરુઓ જલ વરસેઈ ૮૯૦
જલ શોષે શુક્રદિને શનિ સેના ચતુરંગ
પીડઈ પરજા બાપડી શશી સૂરજ એ અંગ ૮૯૧

એક માસમાં બે ગ્રહણ થાય તેનું ફળ

એકણ માસિ જો સૂરશશી દૈવયોગે ગલે રાહ
તો વસુધા ઝૂઝે સુભટ ભરઇ વહઇ રૂધિર પ્રવાહ ૮૯૨

ગ્રહણ પછી ૭ દિવસમાં વૃષ્ટિ થાય તો ?

ગ્રહણ હોઈ સાતાં દિન માંહિ વરસે મેહ
તો વરતઈ મહિ મંડલે સદા સુભિખ્ખ સનેહ ૮૯૩

ગ્રહણના સ્પર્શની દિશાનું જ્ઞાન

રવિ રિસીથી છ ઉગમણી દેઈ ઈંગ અગનેઈ
પાછૈ છહ ઠવો દક્ષિણે અનુક્રમે ઈમ નૈ રેઈ ૮૯૪
પાછલાં છહ દિયો પછિમે વાવ્ય ખુણે વો એક
ઉત્તર માંહે છહ ઠવો એક ઈશાન વિવેક ૮૯૫
પૂનિમ અમાવસી જે રિસી મણિ દિશિ વિદિશી હોઈ
ગ્રહણ ગૃહીજે તિણી દિશિ હીર કહે જગ સોઈ ૮૯૬

ગ્રાસજ્ઞાન

જે ભુક્તા રવિ દિહડા તેતા વિશ્વા ગ્રાસ
આલ મ ભાખીશ પંડિયા ઘડીમ ઘાલીસ ઘાય ૮૯૭

સૂર્ય અને ચંદ્રના ગ્રહણ સંબંધી વિવેચન કર્યું છે. જેમાં ગ્રહણ સંભવ ગ્રહણના વારનું ફળ વગેરે બધું બરાબર છે. પણ ગાથા ૮૯૭ માં જે કેટલું ગ્રહણ થશે ? તે સંબંધી કહેલું સ્થૂલ માનથી છે. એ યાદ રાખવા જેવું છે.

અગસ્ત્યોદય વિચાર વર્ષ ધ્રુવાંક

અહ બાવીસ તેવીસ દિન અહવા દિન ચઉવીસ
તો મુંહગાં અંન ઘી હુવઈ જાણો વીસવા વીસ ૮૯૮

અગસ્ત્યોદયનું ફળ દર્શાવતાં અહીં એક ગાથા ખુટે છે, વર્ષ પ્રબોધમાં લોકેડપિ એમ કહી જે ગાથાઓનો સંગ્રહ છે, તે બનતા સુધી હીરકલશનીજ છે. વર્ષપ્રબોધમાં અગસ્તિ દ્વારમાં કહ્યું છે કે—

લોકેડપિ—

સિંહા હુંતિ ભડુલી દિન ઈકવીસે જોઈ
અગસ્તિ મહાઋષિ ઉગીયા ધન બહુ વરસે લોય

હીરસૂરયોડપ્યાહુઃ—

દુબ્ભિખ્ખં વીસ દિણે ઈગવીસે હોઈ મજ્ઝિમં સમયં ।
બાવીસે ય સુભિક્ખં સિંહાઓ મહારિસી ઉદએ ॥

ગ્રન્થાન્તરેડપિ—

જો વીસે તો વાણિઓ ઈકવીસે તો વિપ્ર ।
આવીસે જો ઉગમે માલી ઘરે જનમ ॥
વણિગ્મુનિઃ ખણ્ડવૃષ્ટયૈ દુર્ભિક્ષાય દ્વિજો મુનિઃ ।
માલાજીવી સુભિક્ષાય સિંહે સૂર્યાત્ પરં ફલમ્ ॥

આ બધું ખગોળ જ્યોતિષના વાસ્તવિક જ્ઞાનનો અભાવ સૂચવે છે. પલભા પ્રમાણે જુદાં જુદાં સ્થળોએ સિંહ સંક્રાન્તિના નિશ્ચિત દિવસોએ અગસ્ત્યનો ઉદય થાય છે. જેમ જેમ પલભા (અર્થાત્ બીજા શબ્દોમાં અક્ષાંશ) વધારે તેમ તેમ સિંહ સંક્રાન્તિ દિવસોની સંખ્યા વધારે જ થાય. એ ગ્રહ ગણિતના અજ્ઞાનથી ઉપરોક્ત ફલ કહેવામાં આવ્યાં છે.

**અમદાવાદ**માં સિંહ સંક્રાન્તિના ૧૮ દિવસે અગસ્ત્યનો ઉદય થાય છે. **મદ્રાસ**માં કર્કના ૨૫ મા દિવસે થાય છે. **કાશી**માં સિંહના ૨૪ મા દિવસે થાય છે. અર્થાત્ ઉપરોક્ત ફલ યુક્તિ શૂન્ય છે.

**વાર શુક્ર જીણ વરસ વિધિ તિથિ પુનમ રિસિહસ્ત**
**લગન ધન ગ્રહ ભોમ ઠવિ સોલ ધ્રુવાંક સમસ્ત ૮૯૯**

વર્ષના કેટલા ધ્રુવાંક છે, તેની બીજી વિગતો તેમજ પ્રકારાન્તરો **વર્ષપ્રબોધ**માં ઘણા દર્શાવ્યા છે. અહીં ગ્રંથકારે ફાગણ સુદ ૧૫ ના દિવસનો વિચાર દર્શાવ્યો છે.

ફાગણ સુદ ૧૫ ના દિવસે શુક્રવાર, હસ્ત નક્ષત્ર અને ધન રાશિમાં મંગળ હોય તો સોળ આના વર્ષ થાય છે.

આને સંમતિ દર્શક વાક્ય મળતું નથી. તેમજ આવો યોગ કોઈક જ વખત બને, એટલે પ્રત્યેક વર્ષમાં તેનો ઉપયોગ થઈ શકે તેમ નથી.

વિશ્વાનયન

**શાક અંક ત્રિગુણા કરી દે સાતાં એ ભાગ**
**વધત દુગુણ પણવીસ ઠવિ વરખા એવી લાગ ૯૦૦**

લબ્ધ અંક ત્રિગુણા કરી સાતે ભાગ ઠવેઈ
વધત દુગુણ પણ અજિમ હવઇ અંન હીર સો લેઇ ૯૦૧
લબ્ધ લબ્ધ ત્રિગુણા કરી પૂર્વરીતિ પરમાણ
તૃણ શીત તેજ વાય વૃદ્ધિ ક્ષયવિગ્રહ સબ જાણ ૯૦૨

પંચાંગમાં અન્ન, વર્ષા આદિ ઘણી ચીજોના વસા લખેલા હોય છે. વસા કેવી રીતે ઉપજાવવા તે માટે ગ્રંથાન્તરોમાં જુદા જુદા પ્રકાર છે. અહીં ગ્રંથકારે વર્ષા તથા અંનના વસા દર્શાવ્યા છે. તેમજ તૃણ, શીત, તેજ, વાયુ, વૃદ્ધિ, ક્ષય અને વિગ્રહ એમ નવ ચીજોના વસા ઉપજાવી શકાય છે.

કલ્પલતા, રાજાવલી વગેરે ગ્રંથોમાં તેમજ વર્ષપ્રબોધમાં વર્ષા, ધાન્ય, તૃણ, શીત, ઉષ્ણુતા, (તેજ) વાયુ, વૃદ્ધિ, ક્ષય, વિગ્રહ, એ ક્રમથી જ વસાઓ દર્શાવેલા છે. અને તેમના સંયોગને દશથી ભાગી સર્વ નિષ્પત્તિ કેટલી તે દર્શાવેલું છે. ઘણી વખત ૮૧ અને તેથી પણ વધુ વસાઓ પંચાંગકારો પંચાંગોમાં લખે છે.

આયવ્યય

રાશિ અધિપ સંવત અધિપ અંક મેલી ત્રિગુણાઇ
પંચભેલી ભાગે પનર વધતે લાભ કહાઈ ૯૦૩
લબ્ધ અંક ત્રિગુણા કરી ભેલી પંચ તિથિ ભાગ
આયપ ખરચ ઇમ રાશે સવિ ઇમ અઠોત્તર ભાગ ૯૦૪
મેષ વૃશ્ચિક ભોમ વસુ વૃષ તુલ ભૃગુ એકવીસ
મિથુનૈ કન્યા બુધ સત્તર કરક ચંદ્ર પનરીસ ૯૦૫
સિંહાં સુરજ અંક સહુ કુંભ મકર દસ મંદ
ધન મીનાં ઓગણીસ ગુરૂ બોલે હીર મુણીંદ ૯૦૬
આયપત વરાના અંક ગણિ સમય પરિખ સંભાલ
આય અંક વધતાં ભલા વરા વધંતાં કાલ ૯૦૭

અષ્ટોત્તરી દશાનુસાર બાર રાશિના આયવ્યયનું કોષ્ટક બને છે. ગ્રંથકારે કોષ્ટક બનાવવાની રીતિ દર્શાવી છે, તે મુજબ તૈયાર કોષ્ટક નીચે મુજબ છે.

આયવ્યય કોષ્ટક

| રાશિ<br>ગ્રહ | મે | વૃ | મિ | કર્ક | સિં | કન્યા | તુ | વૃ | ધ | સ | કું | મી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સૂ | ૨<br>૧૪ | ૧૧<br>૫ | ૧૪<br>૨ | ૮<br>૨ | ૧૧<br>૧૧ | ૧૪<br>૨ | ૧૧<br>૫ | ૨<br>૧૪ | ૫<br>૫ | ૮<br>૧૪ | ૮<br>૧૪ | ૫<br>૫ |
| ચં | ૧૪<br>૨ | ૮<br>૧૧ | ૧૧<br>૮ | ૫<br>૮ | ૮<br>૨ | ૧૧<br>૮ | ૮<br>૧૧ | ૧૪<br>૨ | ૨<br>૧૧ | ૧૪<br>૧૪ | ૧૪<br>૧૪ | ૨<br>૧૧ |
| મં | ૮<br>૧૪ | ૨<br>૮ | ૫<br>૫ | ૧૪<br>૨ | ૨<br>૧૧ | ૫<br>૫ | ૨<br>૮ | ૮<br>૧૪ | ૧૧<br>૫ | ૧૪<br>૧૪ | ૧૪<br>૧૪ | ૧૧<br>૫ |
| બુ | ૫<br>૫ | ૧૪<br>૧૧ | ૨<br>૧૧ | ૧૧<br>૮ | ૧૪<br>૨ | ૨<br>૧૧ | ૧૪<br>૧૧ | ૫<br>૫ | ૮<br>૧૧ | ૧૧<br>૫ | ૧૧<br>૫ | ૮<br>૧૧ |
| ગુ | ૧૧<br>૫ | ૫<br>૧૪ | ૮<br>૧૧ | ૨<br>૧૧ | ૫<br>૫ | ૮<br>૧૧ | ૫<br>૧૪ | ૧૧<br>૫ | ૧૪<br>૧૧ | ૨<br>૮ | ૨<br>૮ | ૧૪<br>૧૧ |
| શુ | ૨<br>૮ | ૧૧<br>૧૪ | ૧૪<br>૧૧ | ૮<br>૧૧ | ૧૧<br>૫ | ૧૪<br>૧૧ | ૧૧<br>૧૪ | ૨<br>૮ | ૫<br>૧૪ | ૮<br>૮ | ૮<br>૮ | ૫<br>૧૪ |
| શ | ૧૪<br>૧૪ | ૮<br>૮ | ૧૧<br>૫ | ૫<br>૫ | ૮<br>૧૪ | ૧૧<br>૫ | ૮<br>૮ | ૧૪<br>૧૪ | ૨<br>૮ | ૫<br>૨ | ૫<br>૨ | ૨<br>૮ |

જે વર્ષેશ હોય તેના આયવ્યય પ્રમાણે તે વર્ષની આય-વ્યય રહે છે. તેમાં જો આયના અંકનો સરવાળો વ્યયના સરવાળા કરતાં વધારે હોય તો તે વર્ષ સારૂં જાય છે.

વર્ષ દિનની સંખ્યા ઉપરથી ફલ

દિન પંચાવન તિનસઇ અધમ સમો તે જોઈ
મધ્યમ સમો સત્તાવને અધિકે અધિકો હોઇ ૯૦૮

વર્ષના દિવસોની સંખ્યા ઉપરથી વર્ષનું શુભાશુભ દર્શાવ્યું છે. ૩૫૪ દિવસનું વર્ષ ખરાબ છે. ૩૫૪ થી ૩૫૭ નું મધ્યમ છે. જ્યારે તેની ઉપરના દિવસોવાળું વર્ષ શ્રેષ્ઠ છે.

નક્ષત્રોનાં મંડલો-અગ્નિમંડલ

કૃત્તિક પૂ.ભદ્ર પુષ્ય મઘા અને વિશાહા રિખ્ખ
ભરણી પૂર્વાફાલ્ગુની હીર કહે તે રિસી સાતે શીખ ૯૦૯
જીમ અગનિ મંડલ ઈમસાત રિસી વાઈવિપિણુતિમસાત
ઈમ વારૂણઈ સાત રિસી તિમ માહેન્દ્ર વિખ્યાત ૯૧૦
તે માંહે જો ગ્રહણુ હુવઈ ભૂમિકંપ દિગદાહ
રિમત પાંસુ પહાણુ પડણુ વાજે પવન અગાહ ૯૧૧
કેતુ દિસણુ તારા પડણુ શશી સૂર પરિવેષ
ઉલકાપાત હોઇ અંબરે તસ ફલ સુણો વિશેષ ૯૧૨
ત્રિહું વરણે પીડા કરે નેત્રરોગ અતિસાર
અલ્પ ફલને અલ્પફલ નીર ન દિસે ધાર ૯૧૩
અંગ ક્ષુધા વાધે પ્રબલ ભાખી એતા દેશ
ઉત્તરપંથિ વાલ્હિકા સિંધુ મંડલ સુવિશેષ ૯૧૪
યમુનાને જાલંધરી કાંબોજે કાશ્મીર
એ વિણસે દુખ પાવહી બોલે જોતિષ હીર ૯૧૫

વાયુમંડલ

ઉ. ફા અશ્વનિ ચિત્રા કર મૃગ પુનર્વસુ ને સ્વાતિ
વાઇવ મંડલ એ રિસી હીર કહે વિખ્યાતિ ૯૧૬
ધરમહીણુ હુવઇ વરણુ સહુ વાજૈ વાયુ અલેખ
મઢ મઠ મંદિર માલીયાં પુહવી પડે વિશેષ ૯૧૭

ઉનમીયાં આસે બહુ છાંટ ન દિસે લેસ
વરતે હાહા ભૂમિ સવિ ઉજાડે સવિ દેશ ૯૧૮
સોરઠ સોરભ ખર્બરે મ્લેચ્છ સગંધ કરણાટ
પાંચાલે ઉજેણીયે દ્રવિડ અયોધ્યા લાટ ૯૧૯

વારૂણ મંડલ

રેવતી શતભિષ મૂલ અહિ ઉ. ભદ્ર આદ્રા પૂ.ષાઢ
વારૂણ મંડલ એ રિસી વરસૈ મેહ આષાઢ ૯૨૦
તૃણ કણ બહોલાં નીપજૈ ગાયો મ્હેલે ખીર
રોગ સર્વ જાએ પરા વણસૈ નાગર કીર ૯૨૧
ઉદુંબર અહિ છત્રસું સોરઠ સાગર સંધિ
ધરમી સીદાઈ છે ખરા પાપી વાધઈ ગંધિ ૯૨૨

માહેન્દ્ર મંડલ

ઉત્તરાષાઢા આદિ ચિહું રોહિણીને અનુરાધ
જેઠા સહિત સાતે રિસી માહેન્દ્ર નિરાબાધ ૯૨૩
આયો દૂધ ઘણો કરે વાધે તરવર નૂર
પ્રજા સહુ હરખીત હુવૈ જાઇ રોગ સવિ દૂર ૯૨૪
મધ્યદેશ માગધ સમુદ્ર કુરૂક્ષેત્ર જલગામ
તે દેશે ઉપદ્રવ થશે અવર સવે સુખ લાભ ૯૨૫

ફલ દિવસ નિર્ણય

અગનિયે વીસ રયણી વાયુ સાઠિ ફલેઇ
વારૂણ ફલઈ ત્રીસે દિને માહેંદ્ર સગ દિન લેઈ ૯૨૬
(શુકલ બીજ આદિ કદી દશમો અંધારી શીમ
શુકલ પક્ષ સુજસ કરે જોતીષ ભાખે ઇમ) ૯૨૭

અગ્નિ, વાયુ, વારુણ અને માહેન્દ્ર એવાં નક્ષત્રોનાં ચાર મંડલો છે. ગ્રહણ, ભૂમિકંપ, દિગ્દાહ, રજોવૃષ્ટિ, જ્વાળામુખી વગેરે દીવ્ય, અંતરીક્ષાદિ ઉપદ્રવો જે નક્ષત્રમાં થાય તે નક્ષત્ર જે મંડ-

ળનું હોય તે પ્રમાણે તેનું ફળ થાય છે. અને તેનું ફળ મંડળના કારણે અમુક દિવસોમાં મળે છે. નીચેનું કોષ્ટક જોવાથી સંપૂર્ણ હકીકત સ્પષ્ટ સમજાશે.

અગ્નિ આદિ મંડલ

| મંડલ | નક્ષત્રો | ફલ | પ્રદેશ | દિવસ |
|---|---|---|---|---|
| અગ્નિમંડલ | કૃતિકા ભરણી, પુષ્ય, વિશાખા, પૂ૦ ફા૦, પૂ૦ ભા૦, મઘા | પીડા, દુષ્કાળ | હિંદનો ઉત્તર ભાગ સિંધ કાશ્મીર | ૨૦ |
| વાયુ મંડલ | મૃગશીર્ષ, પુનર્વસુ, અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, ઉ૦ ફા૦ | ધર્મનાશ હાહાકાર થાય | સોરઠ, મધ્ય પ્રાંત, મગધ, કર્ણાટક, અયોધ્યા, ગુજરાત | ૬૦ |
| વારૂણ મંડલ | આર્દ્રા, આશ્લેષા, ઉ૦ ભા૦ રેવતી, શતભિષા, પૂ૦ ષા૦ મૂલ | સારો વરસાદ થાય-સુકાળ ચાલે | દરિયા કિનારો સોરઠ સિવાયના દેશ | ૩૦ |
| માહેન્દ્ર મંડલ | જયેષ્ઠા, અનુરાધા, રોહિણી, ધનિષ્ઠા, શ્રવણ, અભિજીત ઉ૦ ષા૦ | પ્રજાને હર્ષ, નિરોગતા સારી પેદાશ | મધ્યદેશ, મગધ, કુરુક્ષેત્ર સિવાયના દેશ | ૭ |

મેષ સંક્રાંતિ

મેષે રવિ નંદા સલીલ ભદ્રા ઝુઝૈ રાય
જયા રોગ રિગતા પશુ પૂરણા અંન કુવાય ૯૨૮

કરક સક્રાંતિ ઉપરથી વિશ્વાનયન

કરકે રવિ સુરજ દહાં શશી વીસાં ભોમ અઠ્ઠ
બુધે બારહ અઢારહ ગુરૂ થાવર પુહવી કઠ્ઠ ૯૨૯

દૈવયોગે જો શુક હુવઇ તો જગે હોય સુભિખ્ખ
ચઉપદ પીડા ઉપજઈ જોઈશ એહ પરીખ્ખ ૯૩૦

સિંહસંક્રાંતિ ફલ

સૂરજ સિંહે સંક્રમે સુરગુરૂ કૈ ભૃગુવાર
તો પુહવી ઉપરી રૂધિર વહ અનોપમ ધાર ૯૩૧

ધન સંક્રાંતિ

રવિવારે ધન સંક્રમે તો કણુ ત્રિગણો મોલ
શનિ ત્રય મંગલ ચઉગુણો અવર વાર સમતોલ ૯૩૨

મીન સંક્રાંતિ

મીને ભાણુ રવિ સંક્રમે તો વાજે બહુ વાય
શશી ગુરૂ શુક્રાં સુભિખ ભોમ ચોપદ પીડાય ૯૩૩
મંદવાર દૂરભીખ કરૈ જો હોય બૃધવાર
તો ડર ડંમર હોવૈ બહુ જોઇસ એહ વિચાર ૯૩૪
અશુભ વાર ત્રય પંચ છહ એક બે વાર શુભ વાર
સંક્રમણ જો રવિ કરે એહ સમો આકાર ૯૩૫
જીઠા ભરણી શતભિષા આદરા સ્વાતિ અશલેશ
કૂર વાર જો તિહાં મિલે તો રવિ કરે કલેશ ૯૩૬

મેષ, કર્ક, સિંહ, ધન અને મકર એ પાંચ સંક્રાન્તિના પ્રવેશ દિનના વાર ઉપરથી ફળ કહ્યું છે. બીજી સંક્રાન્તિઓનું વાર પ્રમાણે ફળ નીચે મુજબ છે.

વૃષભ સંક્રાન્તિ જો શનિ, મંગળ કે રવિવારે બેસે તો દુર્ભિક્ષ કરે, દેશમાં કલેશ થાય, ઘઉં મળે નહિ, કપાસ, ફળ-ફળાદિ, રસકસ તથા રંગમાં મોંઘવારી આવે. જો સોમવાર હોય તો ધાન્ય સસ્તાં વેચાય. અને બુધ, ગુરુ કે શુક્રવાર હોય તો રસકસ મોંઘાં થાય.

મિથુન સંક્રાન્તિ શનિ, મંગળ કે રવિવારે આવે તો પાપ;

રોગચાળો, અગ્નિભય ઈત્યાદિ વધે, અનાજ મોંઘાં થાય, બુધવારે આવે તો પૃથ્વી ઉપર આનંદ રહે. સોમ, ગુરુ કે શુક્રવારે આવે તો સર્વત્ર દુકાલ પડે.

કન્યા સંક્રાન્તિ શનિવારે આવે તો વરસાદ ન થાય, ધાન્યનો નાશ થાય. મંગળવારે આવે તો રોગચાળો વગેરે ઉપદ્રવો થાય, અલ્પવૃષ્ટિ થાય, અન્ન મોંઘાં થાય. ગુરુ, સોમ, શુક્ર કે બુધવારે આવે તો સુખ રહે. પરંતુ પશ્ચિમ દિશામાં થોડોક વિનાશ થાય.

તુલા સંક્રાન્તિ રવિવારે બેસે તો બ્રાહ્મણો ગાયો વગેરેને દુઃખ થાય, શનિવારે આવે તો યુદ્ધ થાય. અને ઘી ઘણું મોંઘુ થાય. બુધવારે આવે તો પાક સારો થવાથી પૃથ્વી પરિપૂર્ણ થાય. સોમ, શુક્ર કે ગુરુવારે આવે તો અન્ન સસ્તાં થાય. મંગળવારે આવે તો હલકાં ધાન્ય ખુબ થાય.

વૃશ્ચિક સંક્રાન્તિ જો રવિવારે આવે તો ધોળી વસ્તુ મોંઘી થાય. શનિવારે આવે તો મ્લેચ્છ લોકોમાં રોગ ચાલે. મંગળવારે હોય તો ધાન્યનો સંગ્રહ કરવો, આગળ તંગી પડે. બુધવારે આવે તો મુખવાસની ચીજો, કરીયાણાં મોંઘાં થાય. ગુરુવાર કે શુક્રવારે આવે તો તલ, તેલ, કપાસ, સુતર અને ચાંદીમાં તેજી આવે. સોમવારે આવે તો બધાને સુખ રહે.

કુંભ સંક્રાન્તિ રવિવારે આવે તો પૃથ્વી ઉપર વિગ્રહ ચાલે. પશુઓનો વિનાશ થાય. શનિવારે આવે તો ખેતીમાં ઉપયોગી પ્રાણીઓનો નાશ થાય. મંગળવારે આવે તો મનુષ્યો પરસ્પરમાં વેર રાખનારા થાય. પરંતુ બુધ, ગુરુ, સોમ કે શુક્રવારે આવે તો સામાન્ય સુખાકારી રહે.

મીન સંક્રાન્તિ શનિવારે આવે તો દરિયા પારની ચીજોનો નાશ થાય. (દરિઆઈ તોફાનોમાં નુકશાન થાય) મંગળવારે હોય તો સોનું મોંઘું થાય. રવિવારે હોય તો સૈનિકો પ્રબળ થાય, સોમવારે હોય તો ઘી, તેલમાં તેજી આવે, પરંતુ પ્રજાને સુખ

થાય, શુક્ર કે બુધે હોય તો સુકાળ રહે, અને ગુરુવારે આવે તો રોગ ચાલે.

આ પ્રમાણે બારે સંક્રાન્તિઓના પ્રવેશ વખતના વાર, તિથિ વગેરેથી વિવિધ ફળ થાય છે. આગળ ગ્રંથકાર પૂર્ણિમાના દિવસે કે તેની આજુ બાજુ સૂર્ય સંક્રમણ થાય તો તેનું ફળ સમજાવે છે. ગાથા ૯૩૭ થી ૯૪૯ સુધી તેનું ફળ દર્શાવ્યું છે. પરંતુ સંક્રમણ કાંઈ પૂર્ણિમા ઉપર જ થતું નથી. ગમે તે તિથિએ થાય છે. તેથી પ્રથમ ગ્રંથકારે પાંચ સંક્રાન્તિઓને ઉદ્દેશી વિવિધ ફળ કહ્યું છે.

### સંક્રાંતિ વખતના ચંદ્રનું ફળ

હીર કહે રવિ મેષ દિન તે દિન ચંદ્ર તુલ રાશી
મિલતે અંન સંગ્રહ કરો ફલ આપે છમાસી ૯૩૭
જે દિન રવિ વૃષે સંચરે તે દિન ચંદ્ર વૃશ્ચિક રાશ
તે દિનથી દૂગ માસ મહીં અંન દીએ ફલ તાસ ૯૩૮
મિથુને રવિ દિન ચંદ્ર ધન રાશી આવિ મિલંત
તો તિણિ વેલાં સંગ્રહણ ચિહું માસે ફલ હુંતિ ૯૩૯
સૂરજ કરકે આઇ જબ તબ જો મકરે ચંદ
આવે તો ધનધાન સવિ લીધાં કરે આણંદ ૯૪૦
સિંહે રવિ જબ સંચરે અને ચંદ્ર હોવઇ કુંભ
તિમ મિલૈ તો માસ છઠે અંન લાભ પ્રારંભ ૯૪૧
જે દિન કન્યા સૂરજ હુવૈ તે દિન ચંદ્ર હોવઇ મીન
તે મલે તો કાલ કહીએ પુહવી થાઇ ખીણ ૯૪૨
તુલે સૂર્ય મેષે શશી મિલતે ગૃહીયે ધાન
તે પાંચે માસે ફલ દીએ સાચો જોતીષ માન ૯૪૩
વૃશ્ચિકે રવિ સંચરે તે દિન વૃષે શશી હોય
તો તલ તેલાં સવિ સંગ્રહણુ કીધાં ફલ દે લોઇ ૯૪૪

જે દિન રવિ ધન સંચરે શશી મિથુન આવેઇ
જાણી સંચો અંન તો પંચ માસે ફલ દેઇ ૯૪૫
મકરે રવિ જે દિન હુવે તે દિન કરકે ચંદ
તો સૂત્ર કપાસ ચોગુણો લીધો આપે આણંદ ૯૪૬
કુંભે રવિ સિંહે શશી મિલતે સંગ્રહો અંન
પાંચે માસે ફલ દીએ જોતિષ એહ વચંન ૯૪૭
જબ મીને રવિ સંચરે તવ કન્યા શશી જોઇ
તે મિલતે અંન લીયો સહુ તો બમણો લાભ તે જોઇ ૯૪૮

મેષ સંક્રાંતિગઃ સૂર્યસ્તુલે ભવતિ ચંદ્રમા
ષટ્ માસાન્ દુર્ભિક્ષં ચ ભવતીહ ન સંશયઃ ॥૧॥
વૃષ સંક્રાંતિગઃ સૂર્યઃ વૃશ્ચિકે ચ ભવેચ્છશી
તદા રૌદ્રં ચ દુર્ભિક્ષં પંચ માસાન્ન સંશયઃ ॥૨॥
મિથુને સંક્રમેત્સૂર્યઃ ધને ભવતિ ચંદ્રમા ।
તદા ભવતિ દુર્ભિક્ષં માસા પંચ ન સંશયઃ[1] ॥૩॥
કર્ક સંક્રાંતિગઃ સૂર્યઃ મકરે ભવતિ ચંદ્રમા ।
તદા ભવતિ દુર્ભિક્ષં ષટ્ માસા નાત્ર સંશયઃ[2] ॥૪॥
સિંહ સંક્રાંતિગઃ સૂર્યઃ કુંભે ભવતિ ચંદ્રમા ।
તદા રૂદ્રં ચ દુર્ભિક્ષં પંચ માસા ન સંશયઃ ॥૫॥
કન્યાયામર્ક સંક્રાંતિ મીને ભવતિ ચંદ્રમા ।
દ્વય માસ મહારોદ્ર[4] સર્વત્ર શૂન્યકારકં[5] ॥૬॥
તુલ સંક્રાંતિગઃ સૂર્યઃ મેષે ભવતિ ચંદ્રમા ।
ષટ્માસં[6] ચ દુર્ભિક્ષં જાયતે નાત્ર સંશયઃ ॥૭॥
વૃશ્ચિક સંક્રાંતિગઃ સૂર્યઃ વૃષે ભવતિ ચંદ્રમા ।

---

૧ આ યોગમાં તેલ સંગ્રહ કરવાથી સારો લાભ ચાર માસે મલે. ૨. આ યોગમાં સર્વ ધાન્યમાં તેજી થાય. મુદત નથી. ૩ છ માસે ફલ. ૪ મહાકાલ. ૫ પૃથ્વી ક્ષીણ થાય. ૬ પાંચ માસ.

દુર્ભિક્ષં ચ વિજાનીયાત્[7] પંચ માસાન્ન સંશય: ॥૮॥
ધન સંક્રાંતિગ: સૂર્ય: મિથુને ભવતિ ચંદ્રમા ।
દુર્ભિક્ષં ચ વિજાનીયાત્[8] દ્વય માસા ન સંશય: ॥૯॥
મકર સંક્રાંતિગ: સૂર્ય: કર્કે ભવતિ ચંદ્રમા ।
તદા ભવતિ દુર્ભિક્ષં[9] દ્વય માસા ન સંશય: ॥૧૦॥
કુંભ સંક્રાંતિગ: સૂર્ય: સિંહે ભવતિ ચંદ્રમા ।
દુર્ભિક્ષં ચ વિજાનીયાત્ દસ[10] માસા ન સંશય: ॥૧૧॥
મીન સંક્રાંતિગ: સૂર્ય: કન્યા ભવતિ ચંદ્રમા
સર્વ દેશેષુ દુર્ભિક્ષં[11] ભવતીહ ન સંશય: ॥૧૨॥

સૂર્ય સંક્રાંતિથી ૭ મી રાશીના ચંદ્રમાનું ફ્લ છે. ઈતિ બાર રાશીએ સંક્રાંતિ બદલાય તે વખતના ચંદ્રમાની રાશીનું ફ્લ—

નોંધ—હીરકલશના પાઠ સાથે ઉપરનો સંક્રાંતિનો પાઠ મેળવતાં થોડો ફેરફાર જણાય છે.

અથ બાર રાશીની સંક્રાંતિ બદલાય તે વખતનાં ચંદ્રની રાશીનાં ફ્લ. બીજા છુટક પરચુરણ ગ્રંથોમાંથી પાઠાંતરોનો સંગ્રહ.

૧. મેષ રાશીની સંક્રાંતિમાં પાઠાંતર–સર્વ ધાન્ય સંગ્રહ કરવાથી ત્રીજે માસે બમણો લાભ. ચોથા માસે ખોટ. વળી ૭ માસે ત્રણ ઘણો લાભ.

૨. વૃષ સંક્રાંતિમાં પાઠાંતર–સર્વ ધાન્ય સંગ્રહ કરવાથી એક માસે લાભ થાય. વળી બીજી વસ્તુઓનો સંગ્રહ કરવાથી ૭ માસે બમણો લાભ થાય છે. સાતમા માસે ખોટ. વળી ચોથા માસે લાભ થાય.

---

૭ તલ તથા તેલનો સંગ્રહ કરવાથી લાભ થાય છે. મુદત નથી. ૮ અન્ન સંગ્રહ કરવાથી પાંચ માસે લાભ થાય છે. ૯ સુતર તથા કપાસનો સંગ્રહ કરવાથી ચાર ગણો લાભથાય. મુદત નથી. ૧૦ અનાજનો સંગ્રહ કરવાથી પાંચ માસે લાભ થાય. ૧૧ અનાજનો સંગ્રહ કરવાથી બમણો લાભ થાય, મુદત નથી.

૩ મિથુન સંક્રાંતિમાં પાઠાંતર-જવ, ઘઉંનો સંગ્રહ કરવાથી બમણો લાભ થાય છે. વળી તલ, તેલ તથા અનાજનો સંગ્રહ કરવાથી ચાર મહિને લાભ થાય છે. વળી સર્વ વસ્તુઓનો સંગ્રહ કરવાથી છ મહિને બમણો લાભ થાય છે. સાતમા મહિને ખોટ.

૪ કર્ક સંક્રાંતિમાં પાઠાંતરે-કસુંબો, અહિઠક વસ્તુ, પીળા રંગની વસ્તુઓ, કપાસ તથા ધાન્યનો સંગ્રહ કરીને જેઠ માસમાં વેચાણ કરવાથી બમણો લાભ થાય છે. વળી સર્વ વસ્તુઓનો સંગ્રહ કરવાથી છ મહિને બમણો લાભ થાય છે. સાતમા મહિને ખોટ.

૫ સિંહ સંક્રાંતિમાં પાઠાંતરે-પાંચના બદલે છ મહિના. વળી સર્વ ચીજ વસ્તુઓ પદમણિ, મોતી, સોનું, રાતી વસ્તુ-ઓનો સંગ્રહ કરીને પાંચમા મહિને વેચાણ કરવાથી બમણો લાભ થાય છે. વળી સર્વ વસ્તુઓનો સંગ્રહ કરવાથી પાંચમા મહિને બમણો લાભ થાય છે. છઠા મહિને ખોટ.

૬ કન્યા સંક્રાંતિમાં પાઠાંતરે-ઉત્તરાર્ધમાં બે મહિના મહા-કાલના બદલે પાંચ માસનો પાઠ છે અને રાજભય છે. વળી હસ્તિ, અશ્વ, ઊંટ, ગધેડાં, ખચ્ચર, જવ, ઘઉં, ચણાનો લોટ સંગ્રહ કરવાથી અને ચાર મહિના પછી વેચવાથી બમણો લાભ થાય છે. વળી ઉત્તમ વસ્તુઓનો સંગ્રહ કરવાથી ચાર મહિના પછી બમણો લાભ થાય છે અને પાંચમા મહિને ખોટ.

૭ તુલા સંક્રાંતિમાં પાઠાંતરે-કંબલ-વેસણ-તુષ ધાન્ય સર્વે પ્રકારનાનો સંગ્રહ કરવાથી ત્રીજા મહિને બમણો લાભ થાય છે. વળી સર્વ ધાન્યનો સંગ્રહ કરવાથી ત્રીજા મહિને બમણો લાભ થાય છે. ચોથા મહિને ખોટ. પાંચમા મહિને લાભ થાય છે.

૮ વૃશ્ચિક સંક્રાંતિમાં પાઠાંતરે-તિલ અને તેલીબીયાંનો સંગ્રહ કરવાથી તથા દરેક જાતનાં અનાજનો સંગ્રહ કરવાથી

બે મહિને બમણો લાભ થાય છે. વળી સર્વ વસ્તુઓનો સંગ્રહ કરવાથી બીજા મહિને બમણો લાભ થાય છે. ત્રીજા મહિને ખોટ.

૯ ધન સંક્રાંતિમાં પાઠાંતરે–ધાન્યનો ભાવ પાંચ ઘણો વધી જાય, પાંચમા મહિને પાંચ ઘણો લાભ થાય. કપાસ, ઘી, સૂતર વગેરે સફેદ વસ્તુઓનો સંગ્રહ કર્યો હોય તો પાંચમા મહિને પાંચ ઘણો લાભ થાય છે. વળી સર્વ વસ્તુઓનો સંગ્રહ કરવાથી પહેલા મહિને બમણો લાભ. બીજા મહિને હાનિ–ખોટ

૧૦ મકર સંક્રાંતિમાં પાઠાંતરે–ગોળ, ઘી, કપાસ વગેરેનો સંગ્રહ કર્યો હોય તો પાંચ માસે બમણો લાભ થાય છે અને બદમાશ સ્ત્રી તથા પુરૂષોનો નાશ થાય છે. વળી અનાજનો સંગ્રહ કરવાથી પાંચમા મહિને બમણો લાભ થાય છે. છઠ્ઠે ખોટ જાય છે.

૧૧ કુંભ સંક્રાંતિમાં પાઠાંતરે–સર્વ જાતના અનાજનો સંગ્રહ કરવાથી ચોથા મહિને લાભ થાય છે વળી પાંચમા મહિને નફો મલે છે. વળી ધાન્યનો સંગ્રહ કરવાથી પાંચમા મહિને લાભ થાય છે અને છઠા મહિને ખોટ.

૧૨ મીન સંક્રાંતિમાં પાઠાંતરે–અનાજનો સંગ્રહ કરવો. વળી સર્વ જાતનાં અનાજનો સંગ્રહ કરવો. વળી ધાન્યનો સંગ્રહ કરવાથી ચોથા મહિને બમણો લાભ થાય છે. પાંચમા મહિનામાં ખોટ.

---

નોંધ–ઉપરના પાઠોમાં દરેક સંક્રાંતિમાં બે બે ત્રણ ત્રણ વાર વળી વળી જે આવે છે તેનો અર્થ જુદા જુદા ગ્રંથોના આ પાઠ ભેદો છે. તેમ સમજવાનું છે.

લાભની સમજણ કોઈ ગ્રંથમાં નથી પરંતુ મારી સમજણ મુજબ લાભ સવાયો ગણાય છે. એટલે કે મુડીથી સવાયા નાણાં થાય તેનું નામ લાભ, દોઢા નાણા થાય તે બમણો લાભ. પોણા બે ઘણાં નાણાં થાય તેનું નામ ત્રણ ગણો લાભ. અને મુડીમાં બમણાં નાણાં થાય તે ચાર ગણો લાભ સમજવો જોઈએ.

—ગોરધનદાસ

સંક્રાન્તિનાં નામ

ઘોરા ધ્વાંક્ષી મહોદરી મંદાકિની બુધવાર
મંદા મિશ્રા રાક્ષસી રવિવારાદિ વિચાર ૯૪૯

નામ પ્રમાણે ફળ

મંદા બ્રાંભણ સુખ દીએ મંદાકિની ખત્રીય
વૈશ્યાંને સુખ ધ્વાંખીયાં ઘોરા શૂદ્રાં સુખીય ૯૫૦
ચોર મહોદરી સુખ દીએ રાક્ષસીયાં ચંડાલ
મિશ્રા પશુને સુખ દીએ ઇમ સંક્રાંતિ નિહાલ ૯૫૧
રવિ ઘોરા બહુ પીડા કરે શશી નિરાં ધ્વાંક્ષી
ભોમ મહોદરી રૈરવ હુવે બુધ રસ ક્ષય મંદાક્ષી ૯૫૨
સુરગુરૂ મંદા વૃષ્ટિ કર મિશ્રા કાય ભૃગુવાર
થાવર વારૈ રાક્ષસી એહ સંક્રાંતિ વિચાર ૯૫૩

સંક્રાન્તિ મુહૂર્ત

ત્રીસ મુહૂરત અભિચ શ્રવણ દુગ મઘા મૃગ મૂલાં કિત્ત
અનુરાધા પુષ્ય પૂરવા ત્રય રેવસસણિ કર ચિત્ત ૯૫૪
પનર મુહૂરત શતભિષા જ્યેષ્ટા સ્વાતિ અશલેશ
ભરણી આદરા છહ રિસાં રવિ સંક્રમણ કલેશ ૯૫૫
પણચાલીસે છહ રિસાં ઉત્તમ સંક્રમિયાંહ
પુનર્વસુ રોહિણી ઉત્તરા વલી વિશાહ રિસીયાંહ ૯૫૬

સંક્રાન્તિ મુહૂર્ત ફલ

સવિ સંક્રાન્તિ મુહૂરતાં ત્રય સયાં મલિ સહી
અધિકે અધિકો ફલ દીએ ઉણઇ મધ્યમ માહિ ૯૫૭

સંક્રાન્તિ ઊભી બેઠી સૂતી જ્ઞાન

બવ બાલવ ગર વાંણિજ્ઞં ભદ્રા પંચૈ બૈઠી
રવિ સંક્રમે જો ઇયાં કરણાં તો વિગ્રહ હોઈ કઠેક ૯૫૮

નામ ચતુષ્પદ તૈતલે એ ત્રણ કરણે આહિતઆઇ
તૃણ કણને પીડા કરે સૂતી સુતે ભાઈ ૯૫૯
શકુની કૌલવ કિંસતુઘ્ર એ ત્રણ કરણે સૂર
ઊભી જગ ઊભો કરે અંન પાન ભરપૂર ૯૬૦

સંક્રાન્તિ ચક્ર

| વાર | સંક્રાતિનું નામ | નક્ષત્ર | કોને સારી ? |
|---|---|---|---|
| રવિ | ઘોરા | ભ–મ. પૂ–ફા પૂ. ષા. પૂ. ભા. | શુદ્ર |
| સોમ | ધ્વાંક્ષી | અશ્વિની, પુષ્ય હસ્ત | વૈસ્ય |
| મંગળ | મહોદરી | પુ. સ્વા. શ્ર. ધ. શતભિષા | ચોર |
| બુધ | મંદાકિની | મૃ. ચિ. અનુરાધા રેવતી | રાજા |
| ગુરૂ | મંદા | રો. ઉ–ફા. ઉ–ષા ઉ–ભા. | બ્રાહ્મણ |
| શુક્ર | મિશ્રા | કૃતિકા–વિશાખા | પશુ |
| શનિ | રાક્ષસી | આર્દ્રા, આશ્લેષા જ્યેષ્ઠા, મૂલ | મ્લેચ્છ |

## મુહૂર્ત બોધક ચક્ર

| મુહૂર્ત | નક્ષત્ર |
|---|---|
| પંદર | જયેષ્ઠા, આદ્રા, સ્વાતિ, આશ્લેષા, ભરણી, શતભિષા |
| ત્રીસ | અ. કૃ. મૃ. પુષ્ય. મઘા પૂ. ફા. હ. ચિ. અનુ. મૂ. પૂ. ભા. શ્ર. ધનિષ્ઠા પૂ. ભા, રેવતી |
| પીસ્તાલીસ | વિશાખા, પુનર્વસુ, ઉ. ફા. ઉ. ષા. ઉ. ભા. રોહિણી. |

### સંક્રાન્તિની ઘડી ઉપરથી શુભાશુભ

**સંક્રાંતે જે હોય ઘડી માંહે તિમાં નવ ઘાલી**
**પછી સાત ગુણા કરી દિયો ત્રિહુ ભાગ વિખ્યાતિ ૯૬૧**
**વધતે એકણિ લાભ બહુ બીજે સમતા ભાવ**
**શૂન્યે હાનિ સંક્રાંતિ ઇમ ભાખ્યો જોઇશરાય ૯૬૨**

સંક્રાન્તિ બેસવાની ઘડી ઉપરથી સુભિક્ષ, દુર્ભિક્ષાદિ જ્ઞાન કરવું હોય તેનો પ્રકાર દર્શાવ્યો છે. વર્ષ પ્રબોધમાં પણ આવું જ કહ્યું છે. જેમકે

સંક્રાન્તિનાડ્યો નવભિર્વિમિશ્રાઃ
સમાહતાઃ પાવકભાજીતાશ્ચ ।
સમર્ઘમેકેન સમં દ્વિકેન
શૂન્યે મહર્ઘં મુનયો વદન્તિ

સંક્રાન્તિની ઘડીઓમાં નવ ઉમેરી સાતથી ગુણવા, અને ત્રણથી ભાગ દેવો. જો ૧ વધે તો સમર્ઘ, ૨ વધે તો સમાનતા અને ૦ વધે તો મહર્ઘ (મોંઘવારી) જાણવી.

સંક્રાન્તિનાં વાહન, વસ્ત્ર, ભોજન, વિલેપન, આયુધ, જાતિ, પુષ્પ વગેરે જોવાય છે.

| કરણ | વાહન | ઉપવાહન | વસ્ત્ર | ભોજન | વિલેપન | આયુધ | જાતિ | પુષ્પ | અવસ્થા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| બવ | સિંહ | હાથી | શ્વેત | ભાત | કસ્તુરી | ભૂશુંડી | દેવ | નાગ કેશર | બેઠી |
| બાલવ | વાઘ | ઘોડો | પીત | દુધપાક | કેસર | ગદા | નાગ | જાય-ફળ | બેઠી |
| કૌલવ | ભૂંડ | બળદ | લીલું | ભિક્ષા-ન્ન | ચંદન | ખડગ | ભૂત | કેશર | ઊભી |
| તૈતિલ | ગર્દભ | બકરો | ફીકકું | પક-વાન | માટી | દંડ | પક્ષી | કમળ | સુતી |
| ગર | હાથી | ગર્દભ | લાલ | દૂધ | ગોરોચન | ધનુષ | પશુ | કેતકી | બેઠી |
| વણિજ | પાડો | ઊંટ | કાળુ | દહીં | અલતો | તેતર | મૃગ | દૂર્વા | બેઠી |
| વિષ્ટિ | ઘોડો | સિંહ | કાજળ જેવું | વિચિત્ર અન્ન | રક્ત | કુંત (ભાલો) | ભૂંડ | આક ડો | બેઠી |
| શકુનિ | કુતરો | રથ | અનેક રંગી | સોળ | હળદળ | પાશ | ક્ષત્રિય | બિલ્વ | ઊભી |
| ચતુ-ષ્પદ | બકરો | રથ | કંબલ | મધ | કાજળ | અંકુશ | વૈશ્ય | માલ-તી | સુતી |
| નાગ | બળદ | રથ | નગ્ન | ઘી | અગરૂ | તલ-વાર | શૂદ્ર | ગુલાબ | સુતી |
| કિંસ્તુ ઘ્ન | કુકડો | રથ | ઘેરો રંગ | સાકર | કપૂર | બાણ | વર્ણ-શંકર | જપા કુસુમ | ઊભી |

સંક્રાન્તિ કાળની આગળ પાછળની સોળ સોળ ઘડીઓ તેનો પુણ્યકાળ રહે છે. તેમાં સ્નાન, દાનાદિક કરવાથી ઘણું

પુણ્ય પ્રાપ્ત થાય છે. જેઓના જન્મ-નક્ષત્રમાં સૂર્ય સંક્રમણ થયું હોય તેમણે અવશ્ય સ્નાન દાન કરવાં જોઇએ.

આર્દ્રા પ્રવેશ

પ્રહર સમૈ અથવા દો પુહરી આહરા લાગે કાલ
સંઝાને મધ્યમ રયણી લાગત હીર સુગાલ ૯૬૩

આર્દ્રા ઉપર સૂર્ય પ્રવેશ થાય એ વર્ષના સંયોગ જોવા માટે ઉત્તમોત્તમ કાલ છે આર્દ્રાથી નવ નક્ષત્ર પર્યંત વર્ષાનો સંભવ રહે છે. પહેલા અને બીજા પ્રહરમાં આર્દ્રા પ્રવેશ થાય તે અશુભ છે. જ્યારે ત્રીજા અને ચોથા પ્રહરમાં કે રાત્રીએ આર્દ્રા બેસે તે સારૂં ફળ આપે છે.

પાંચ વાર ફળ

શ્રાવણ ચૈત્ર માગશિરે જો થાએ પંચ વાર
શનિ દુર્ભિક્ષ રવિ રોગ બહુ મંગળ નૃપતિ ભાર ૯૬૪
પંચ શનિશ્ચર પંચ રવિ પંચે મંગળ હુંતિ
અંન ધન જલ ક્ષય કરે અવર ચ્યાર શુભંતિ ૯૬૫

કોઇ પણ મહીનામા પાંચ શનિ, પાંચ રવિ કે પાંચ મંગળ-વાર આવે તો અશુભ ફળ મળે છે. અંન, જલ તથા ધનનો નાશ થાય છે. જ્યારે સોમ, બુધ, ગુરુ કે શુક્રવાર પાંચ હોય છે, તો માસ સારો જાય છે.

શુક્ર ઉદય

પોષાં માહાં ફાગુણાં વૈશાહાં આષાઢ
શ્રાવણે ઉગ્યો ભૃગુ કરે દુરભિખખને વલિહાઢ ૯૬૬
ભાદ્રવ આસુ કાતીયે જેઠૂંઇ મિગશીર ચૈત્ર
ભૃગુ ઉગૈં જો હીર કહેં નિપજઈ સરવઈ ખેત્ર ૯૬૭
મેષ સંક્રાંતે માલિણી વૃષ સંક્રાંતે કુલાલિ
ઇમ બારહ સંક્રાન્તિ ભૃગુ શુભ અશુભ નિહાલી ૯૬૮

ત્રિથા રિસી ઉગે માલિણી નર રિસી ઉદય કુશાલિ
ઇણિ પરિ ભૃગુ બુધ લેખવો શુભ અશુભ નિહાલી ૯૬૯

શુક્રાસ્ત

આથમતે ભૃગુ ચૈત્ર સુખ શ્રાવણે અંન સુગાલ
જેઠે આણંદ આષાઢે જલ ભ્રાકી સહુ વિકરાલ ૯૭૦
વિગ્રહ કાતી ફાગુણ્ણહ પોહ માઘ બહુ સીય
ભાદ્રવને વૈશાખ બિહું પશુઆં પીડ સદીય ૯૭૧
પરજા પીડઇ આસુયઇ મગશીર નૃપતિ ભંગ
અવરે માસે હીર કહઈ શુક્રનઇ જય નવરંગ ૯૭૨

શુક્ર ચતુષ્ક

સમય બંધ ગુ ચોકડા બોલ્યા જોતિષ માંહિ
ભરણી આદિ ચાર રિસી ચોપદ પીડા કહાઇ ૯૭૩
આદ્રા આદિ ચિહું રિસી છુટી વરસે મેહ
મઘા આદિ રિસી પાંચહું સગપણ દાખે છેહ ૯૭૪
સ્વાતિ આદિ ત્રણ રિસી પ્રેમ જગાવે સૂલ
પંચ રિસી જેષ્ઠા થકી અંન ઉઠાવે શૂલ ૯૭૫

ધાન

ધાન ધનિષ્ઠાથી લિયો ભરણી જો નાવેઈ
મઘા ચિત્રા વિચી વેચીઇં જોતિષ હીર કહેઈ ૯૭૬

મેઘ જ્ઞાન ત્રિનાડી ચક્ર

એકણુ નાડી શશી ભોમ ગુરૂ આવે જો વૃતાંત
તો તિણ દિવસે હીર કહે વરસૈ મેહ વિખ્યાત ૯૭૭

શુક્રના ઉદયાસ્ત તથા નક્ષત્ર ચાર મુજબ ફલ નિર્દેશ છે આર્દ્રાથી દશ નક્ષત્રો સ્ત્રી સંજ્ઞક છે. વિશાખાથી ત્રણ નપુંસક છે. અને મૂળથી ચૌદ નક્ષત્ર પુરુષ સંજ્ઞક છે.

શુક્રના નક્ષત્ર ચાર સંબંધમાં કહ્યું છે કે–

ષટ્ત્રિક મધ્યે ધાન્યં ગ્રાહ્યં પંચક મધ્યે ધાન્યં દેવમ્
એવં લક્ષ્મીઃ ધાન્યવતાં સ્યાદ ભાર્ગવ ચારસ્યેષ વિચારઃ ॥

ધનિષ્ઠાદિ છનો સમુહ છે. અને સ્વાતિ, વિશાખા, અનુ-રાધાનો ત્રિક સમુહ છે. શુક્ર જ્યારે ધનિષ્ઠાથી ભરણી પર્યંત કે સ્વાતિથી અનુરાધા પર્યંત હોય ત્યારે ધાન્યના ભાવ મંદા રહે છે, તેથી તે વખતે ધાન્યનો સંગ્રહ કરવો. મઘાથી ચિત્રા સુધીના પાંચ નક્ષત્રોના સમુહમાં જ્યારે શુક્ર હોય છે, ત્યારે ધાન્યની તેજી હોય છે. તેમજ જેષ્ઠાદિ પાંચમાં પણ તેજી હોય છે. તેથી તે વખતે વેચવો. ધાન્યના સંગ્રહ વાળાઓને આમ કરવાથી લક્ષ્મી મળે છે શુક્રના ચાર માટે આ ખાસ વિચાર છે.

**મેઘમાલામાં કહ્યું છે કેઃ—**

જો શ્રાવણમાં સિંહ રાશિ ઉપર શુક્ર આવે તો વરસાદ બંધ થઇ જાય છે. જો કદાપિ વરસે તો ઘણો વરસે છે. અને આસો તથા કાર્તિકમાં રોગ કરે છે. આ યોગ દર વર્ષા ઋતુમાં અવશ્ય તપાસવા જેવો છે નક્ષત્રોના સંયોગથી શુક્ર કયા દ્વારમાં છે. અને તેથી કેવી વૃષ્ટિ થશે ? તે બધાનો ગ્રંથાન્તરમાં ઘણો ઉલ્લેખ છે.

### ગુરૂ ત્રિરાશિ સ્પર્શ યોગ

**એક વરસ ત્રિહું રાસિયાં જો ફરસ કરઈ જીવ**
**તો તે વરસે સુહટ ઉપર વસુધા પાડઈ રીવ ૯૭૮**

### કેટલાક વર્ષા યોગ

**વૃશ્ચિક વૃષને ભોમ ગુરૂ જો આવે સમકાલ**
**તો તુષ ધાન્ય સહુ હુવૈ જોતિષ એહવે ટાલ ૯૭૯**
**આમલ હીંડે ભૂમિ સુત પુંઠે હીંડે રાહ**
**તો મહિયલ નર ભય ઘણો હોય અચિંતો દાહ ૯૮૦**

## તિથિફળ અમાવાસ્યાનો યોગ

તિન્ને પૂરવા કૃત્તિકા ચિત્રાને અશલેશ
મિલે અમાવસી ધાન તો અરઘ ચઢે સુવિશેષ ૯૮૧
કુંભાં મીનાં અંતરે આઠમ રોહિણી હોઇ
બિમણા ત્રિગુણા ચઉ ગુણા ફલણ ફવહો જોઇ ૯૮૨

## ચૈત્ર માસ

ચૈત્ર વહિ સુદિ એકમે શશી ગુરૂ ભૃગુ શુભવાર
અવર સર્વેશુભકારીયા મત કર વરો વિચાર ૯૮૩

## વૈશાખ માસ

અષ્ટમી અઉદશી ઉત્તરા જો હોવઇ વદ વૈશાખ
હીર કહે જો તે વરસ ધાન મણ હોઈ લાખ ૯૮૪
વૈશાખે ઉજ્વલ પખે તૃતીયા સૂરજ જોઈ
સાંજે ચાંદો ઉગશે સાચ કહેશી જોઈ ૯૮૫
ઉત્તમ ઉત્તર ચારીઓ માથે મધ્યમ કાલ
જો શશી થાએ દાહિણો તો નિશ્ચે પડઇ દુકાલ ૯૮૬
અક્ષય ત્રીજે કૃત્તકા આર્દ્રા કરવરો કાલ
મૃગશીર આવે કાલ રોડ રોહિણી મહીં સુગાલ ૯૮૭

## જેઠ માસ

જેઠ કૃષ્ણ પડવા તિથિ રવિ કૃષિ ગમે સહિવ
ભોમ વ્યાધિ દુર્ભિખ્ખ બુધે સુભિખ્ખ શશી ભૃગુ જીવ ૯૮૮
દૈવ જોગે જો મંદ હુવઈ તો જલ અંન નહિ ખીર
છત્ર ભંગ પ્રજા ક્ષય ઇણી પેરે જોઇશ હીર ૯૮૯
જેઠાં અંતે અમાવસે રવિ આથમતો જોઈ
બીજે ચંદો ઉગસે વરસા કહેશે સોઈ ૯૯૦

જો ઉત્તર તો ઉત્તમો માથે મધ્યમ કાલ
સૂરથી શશી વામે રહે તો રૌરવ પડે દુકાલ ૯૯૧
જેઠી પૂનમ મૂલ શુભ પડિવા મધ્યમ જાણુ
બીજ નાશ હુવઇ બીજ દિન એહ સમો મહીનાશ ૯૯૨

અશાડ માસ

આશાડ સુદિ બીજડી નવમી નિરખી જોઈ
સોમાં શુક્રાં સુરગુરાં જલબંબારવ હોઇ ૯૯૩
રવિ તાતો બુધ શીયલો મંગલ વૃષ્ટિ ન હુવેઈ
કરસ સંજોગઈ શનિ હુવઈ તો જીવઇ વિરલા કોઈ ૯૯૪

શ્રાવણ માસ

શ્રાવણ વદિ પાંચમ દિને જો નવિ વરસે મેહ
તો હલ જોત્રે કવણ ફલ છેડે હાથે છેહ ૯૯૫

ભાદ્રપદ માસ

ભાદ્રવ પોષાં મહા સુદિ જે તિથિ ઘટતી હોઈ
તે તિથિ સંખ્યા માસ તે દુહિલો લંઘે કોઇ ૯૯૬

કાર્તિક માસ (દીવાળી વિચાર)

કાતિ વદિ અમાવસે કૂરવાર રિસી સ્વાતિ
આયુષ્માનક યોગસું મિલતે હોઇ ઉતપાતિ ૯૯૭

× × ×

ચિંતવી મન પ્રક્ષેપ ધરી સતર સગવીસ પઈંતીસ હઈ
પઈંતાલે તેતીસ તર ધરહુ ભાગ સંખ્યા ગણી સહી ૯૯૮
રાશિ વૃશ્ચિક ચોથીય તિથિ રિસી અભિચ ગુરુવાર
જીણ વરસે તે હીર કહે માસે કાતિ સાર ૯૯૯

ત્રિનાડી ચક્રમાં એક જ નાડી ઉપર ચંદ્ર મંગળ અને ગુરુ જે દિવસે થાય તે દિવસે ખુબ વર્ષા આવે છે.

આ નાડીચક્ર સર્પાકારે કરવું, અને તેમાં અશ્વિન્યાદિ નક્ષત્રો લખવાં. આગળ જણાવાઇ ગયું છે, કે રોગ પ્રશ્નમાં નાડી ચક્ર કેવી રીતે બનાવવું, વિવાહમાં નાડી ચક્ર કેવી રીતે બનાવવું અને વર્ષા પ્રશ્નમાં કેવી રીતે બનાવવું ?

મિત્રા મૈત્રી અશ્વિની કૃતિક આદિ વિવાહ
વરસાઈ આર્દ્રા ગિણુ રોગી રવિ રિખ દાઈ.

જો કે આ ગાથામાં વર્ષા પ્રશ્નમાં આર્દ્રાદિ ગણવાનું જણાવેલું છે. પરંતુ—

સર્પચક્રં તથા લેખ્યમાશ્વિન્યાદિત્રિનાડિકમ્ ।
નવનંદ નવર્ક્ષાણિ સ્વર્ગપાતાલભૂમિષુ ॥
એકનાડીસ્થિતાઃ સર્વે ક્રુરાઃ સૌમ્યાશ્ચ ખેચરાઃ ।
સદ્યો વૃષ્ટિં વિજાનીયાત્પ્રભૂતં જલમાદિશેત્ ॥
સ્વર્ગનાડીગતાઃ ક્રૂરાઃ સૌમ્યાઃ પાતાલચારગાઃ ।
તદ્વૃષ્ટિર્જાયતે તત્ર ક્ષિપ્રં તોયં સમુદ્રગમ્ ।

ત્રિનાડી ચક્ર

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | આ | પુ | ઉ–ફા. | હ | જ્યે | મૂ | શ | પૂ–ભા | સ્વર્ગ |
| ભ | મૃ | પુ | પૂ ફા | ચિ | અનુ | પૂ–ષા | ધ | ઉ–ભા | પાતાલ |
| કૃ | રો | આ | મ | સ્વા | વિ | ઉ–ષા | શ્ર | રે | ભૂમિ |

સમાપ્ત